# અર્પણ પત્રિકા. Dedication.

**અત્ તોઇ અંઘ્રહેન્ સઓષ્યન્તો દખ્યુનાંમ**
**યોઇ ક્ષ્નૂમ્ વૉહૂ મનંઘ્હા હચાઑન્તે**
**ષ્યઓથનાઇશ્ અષા થ્વહ્યા મઝ્દા સેંગ્હહ્યા,**
**તોઇ ઝ્ી દાતા હમએસ્તારો અએષેમ્ મહ્યા.**

**અર્થ**:-હે, અહુરમઝદ! જેઓ, તારાં ફરમાનોનો અમલ કરીને, અષોઇ યાને ભલાં મનની મારફતે "ક્ષ્નૂમ" યાને ધર્મજ્ઞાન મુજબ (ચાલીને) બીજાઓને ચલાવે છે તેઓ **દખ્યુઓનાં સઓષ્યન્તો** છે અને તેઓ ખચીતજ, **અએષ્મ** દેવની સામે મજ્બુટ લડનારાઓ (તરીકે) મુકરર થયલા (છે).
(યસ્ન હા, ૪૮, ફકરો ૧૨.)

---

"ઝરવાનહે અકરનહે" યાને અનંત કાળનાં ત્રણ સ્વરૂપો જેવાંકે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં સદા અમર, અચલ, અખંડ અને અવિનાશી રહેનારા અષો દાદાર અહુરમઝદ, (" કુ હમા બુદ ઓ હમા હસ્ત ઓ હમા બેદ ") તથા છ **અમશાસ્પન્દો, સલીમ કાયદે આંઠ મીનો, ત્રણ દય,** રવાન પર મવકકલ એક **ફરોખ ફ્રવરદીન** તથા **સત્તર યઝદોની** ઘણીજ ગુહ્ય અને બેનમુન તરતીબ તથા ખાહેશથી, સૃષ્ટિ રચનાનાં રૂહાની પ્રગટિકરણ તથા કલ્યાણ અર્થે, આ ગેતીના ખાવિંદ તરીકે, આ ગેતીમાં, વારંવાર ઉતાર્યાંમાં આવેલા, **વક્ષુરે વક્ષુરાન સ્પેઝગુ અહુરાનાં અષોઅ સ્પિતમાન ઝરથુસ્ત્ર** (કે જેમનાં મુબારક નામની યાદને, અષો સઓષનાં વસીલાથી, આ ગેતી, ૨૪ કલાકમાં છ-વાર પોતાનાં ઉશ્તાન યાને દમમાં લે છે) અને તેમનાં **મહાન અને અમર્ગ જાયનશીનો** એટલે (ધર્મની ગાદીનાં વારસો) અને તેઓનાં સીધા સીલસીલા-તેમજ પયવન્દથી ઉતરી આવેલા [અને અષો દાદાર અહુરમઝદ જેના પિતા છે, સ્પેન્ત આરમઇતી જેની માતા છે, મ્હેર, સઓષ, રશ્નુ અને

સાહેબ (પહેલા), સ્ઓષાવરેઝ કારન સાહેબ, અઓષા વરેઝ ખોદાદાદ સાહેબ, સ્ઓષાવરેઝ સાગ્નાર સાહેબ, સ્ઓષાવરેઝ નૌઝર સાહેબ (બીજા), અઓષા વરેઝ ખોદામોન્દ સાહેબ, અઓષાવરેઝ નૌઝર સાહેબ (ત્રીજા), અને તેઓ સાથે, કેસાસ યાને કર્મને અચૂક કાયદે, સીગો સીનગીગો તેમજ ખુનન્દ રૂહાની પયવન્દ ધરાનનારા ચાતુ ઝમાનના, મઝદયસ્નિ-ઝરથુશ્તિ દીનના (ઇરાનના દેમાવન્દ કુહની એક પવિત્ર પહેનુમા આસ્માની શુમારને નિર્માણ થયને કાયદે કેનારેકશ તથા પુશીદા યાને છુપા રહેલા) આલેમ ઓ આમેલ ઓ કામેલ ઓ ફાઝેલ ઓ બાઝેલ, પારબાન અને કૃપાળુ નગેહબાન, તથા ત્યાના આઇબ્દેનાનોની ઉમ્મતના સાલેક ઓ રેહબર તથા ૭૨) મગવોની મહેફીલના પેશ્વા, અને હિંન્દના જરથોસ્તીઓ ઉપર અમિ દ્રષ્ટિ રાખનાર, સ્ઓષાવરેઝ મર્ઝબાનજી સાહેબ, અને તેમના સીધા સમાગમમા કેસાસ યાને કર્મને અચૂક કાયદે આવનાર, બેહેશ્ત-બેહરેહ ઉસ્તાદ સાહેબ બેહરામશાહ નવરોઝજી શરાફ તરફથી હિંદુસ્તાનમા અકસર કરીને સુરત તથા મુંબઇ ખાતે જાહેર તેમજ ખાનગીમા ફેલાવવામા આવેલા "ઇલ્મે ક્ષ્નૂમ" યાને મઝદયસ્નિ-ઝરથુશ્ત્રિ દીનના સર્વોત્તમ મીનોઇ જ્ઞાનના ઘણાજ ગુપ્ત, નાદર, ગુહ્ય અને અમૂલ્ય શિક્ષણો તમજ વિચારોથી, કેટલેક અંશે પવિત્ર થયલાં, મારા અતિ અલ્પ રવાન યાને આત્મામાથી ભાવણોરૂપે બહાર પડેલા, સાદા અને નમ્ર વચનોને લગતુ, આ નાનકડુ પુસ્તક, ઘણાજ માન અને ભક્તિભાવ સાથે,

બહેશ્તનશીન રૂસ્તમ અસ્પનદયાર ઇરાનીની

અષો યાદને, તેમના ધણીઆણી, બાઇ તેહમીનાની

ખાહેશથી અર્પણ કરવામા આવ્યુ છે

જન્મ તા ૨૧ મી માર્ચ ૧૮૮૪

મરણ રોજ ૨', મો માહ ૩ જો કદીમી, યઝ સને ૧૩૦૧

અને અંગ્રેજી તા ૫-૧૧-૩૧ ઉમર વરસ ૪૮



**મરહુમ રૂસ્તમ અસ્પનદીયાર ઇરાની.**

જન્મ તા૦ ૨૧મી માર્ચ ૧૮૮૪.     મરણ તા૦ ૫મી નવેમ્બર ૧૯૩૧.

મરણ રોજ ૨૯મો, માહ ૩જો કદીમી, ય૦ ઝ૦ સને ૧૩૦૧.

મરણ વખતે ઉમર વરસ ૪૮.

# હાલની પારસી કોમ.

# Foreword.

## પ્રારંભ.

---

### કર્તાનું જીવનકાર્ય.

મી૦ બેહરામ પીરોજશાહ ભરૂચા છેલ્લાં કેટલાંક વર્ષો થયાં ફારસી ભાષા શિખવવાના વર્ગો ચલાવે છે. તેમાંનો એક વર્ગ મુફત શિક્ષણ આપે છે, અને તેનો નિભાવ ભલા **સર હોરમસજી એડનવાલા** પોતાની ગીરોથી કરે છે. એ ઉપરાંત "ઇલ્મે-ક્ષ્નુમ" નામનું જે શિક્ષણ છેલ્લા જમાનામાં આપણા લોકોમાંના કેટલાકોએ ગ્રહણ કર્યું છે, તેની રૂયે, બને તેટલો જરથોસ્ની ધર્મજ્ઞાનનો પ્રચાર કરવામાં પણ મી૦ ભરૂચા યત્ન કરી રહ્યા છે.

### આ પુસ્તકની નેમ.

પારસી કોમ જે પડતીની હાલતમાં હાલ આવી પડી છે, તે પડતીનાં કારણો અને તેના ઇલાજો શોધવાનો યત્ન પણ મી૦ ભરૂચા કરી રહ્યા છે. એમનું માનવું એવું છે કે, પારસી કોમ, ધર્મની ક્રિયાઓ, સંસારી રિવાજો અને આગળો સ્વઅંકુશ હાલમાં ખોઇ બેઠી છે, તેને લીધે તેની પડતી આવી છે; અને તેથી તેમના ઇલાજો સૂચવતું આ પુસ્તક, મી૦ ભરૂચાએ પ્રગટ કર્યું છે.

### બ્રિટીશોનાં આગમન પછીની પારસીઓની સ્થિતિ.

મી૦ ભરૂચાનાં પુસ્તકનું તોલ કરીએ તે આગમચ, આપણા કોઇક લેખકો વીગેરેમાં ચાલતો, એક ભૂલભર્યો ખ્યાલ દૂર કરવાની જરૂર છે. કેટલાક પારસી ભાઇઓ એવું માનતા દીસે છે કે, બ્રિટીશોના હિંદમાં આવ્યા પછી પારસી કોમમાં બીગાડો દાખલ થયો છે, જ્યારે તે આગમચ યાને આગલા દેશી રાજ્ય અમલ વખતે પારસીઓ તંદરોસ્ત, સદગુણી, આબાદ અને સુખી હતા. જો એ બીના ઉપર ધીરજથી દર્યાફ્ત કરીશું તો જણાશે કે, એવા વિચારો બહુ ઇન્સાફી કહી શકાય એવા નથી. અલબત આપણામાંથી આંધળું ધર્મયકીન દૂર થયું છે, ખાસ કરી બેહુતનું અને ગામ-

ઉન્નું સુખી અને તંદુરેસ્ત જીવન આપણે મોટે ભાગે ખોઇ બેઠા છીએ. આગળા રૈવાની અને હવસી જમાનાના જુલમથી બચાવવા આપણી વ્હાલાં બાનુ મંડળને, આપણે, કુદરતની ખુલ્લી હવા રોશનીનાં જીવનથી બાકાત રાખી ઘર અને સંસારનાં કામમાંજ ગોંધી રાખ્યાં હતાં, તે રિવાજ હવે આપણે છોડી દીધો છે. વળી આપણી કોમ અને આપણી સ્ત્રીજાતિમાં કેળવણીના પ્રચાર થવા સાથે અંગત છૂટાપણાના વાજબી યા ગેરવાજબી વિચારો આપણામાં દાખલ થયા છે.

## બ્રિટીશ આગમન આગમચનાં હિંદુસ્થાનમાં ગુમ થયલી ભારે પારસી વસ્તી.

આ સર્વે માટે, કોને દોષ દેવો અને કોને નહિ તે બીના સમજવા માટે, આપણે શાંતિથી દર્યાફ્ત કરવો જોઇએ. આપણે, સાસાની રાજ્યની પડતી પછી હિંદુસ્તાનમાં આવ્યા તે અગાઉ હિંદુસ્તાનના બહોળા પ્રદેશમાં **હખામની, અર્પકાની અને સાસાની** રાજ્યઅમલ ફેલાયલો હતો. એટલે એ વખતોમાં લસ્કરમાં, રાજ્યકારોબારમાં, અને વેપાર ઉદ્યોગ વીગેરેમાં મોટી સંખ્યાના પારસીઓ હિંદમાં રોકાયલા અને આવી વસેલા હોવા જોઇએ. સાસાની જમાનાના નાશ પછી અત્રે નવા આવેલા પારસીઓ આગમચ, હિંદમાં સારી પારસી વસ્તી હોવી જોઇએ; અને એ પાછળા પારસીઓ આવી વસ્યા પછી હિંદમાંની પારસી વસ્તી જો પંદર પચ્ચીસ હજારનીજ ગણીયે તો પણ તે, એ સંબંધીની ફક્ત ઘણી ટુંક ગણત્રીઓ લઇએ તોજ હોઇ શકે. એટલું છતાં એ વખતની એ સંખ્યા, એવી ટુંક ગણત્રીએ ગણેલી સંખ્યાના છેક દસમા ભાગ જેટલી, યાને ફક્ત બે હજાર પારસીઓનીજ ગણીએ અને તેમની તે વખત પછીની વસ્તીની વધ છેલ્લી વસ્તીની ગણત્રી મુજબનીજ યાને દર દાહેકે ફક્ત સાત ટકાનીજ ગણીએ તો પણ, હાલમાં પારસી વસ્તી ઓછામાં ઓછી ૮૦,૦૦,૦૦૦ માણસોની હોવી જોઇએ. એટલે, બ્રિટીશોનાં આગમન આગમજ હિંદમાં, ઓછામાં ઓછા ૭૯,૦૦,૦૦૦ જેટલી ભયંકર સંખ્યાના પારસીઓનો કોઇ રીતે નાશ થયો હતો! ખરી રીતે તો પારસીઓની અસલ વસ્તી અને તે પછીની તેમની વધ એથી અતિ વધુ હોવી જોઇએ; કેમકે, તે વખતે દરેક જુવાન પારસી પરણતો હતો અને કુદરતી રીતે વસ્તીવાડી સામે કશો ખાસ અંકુશ હતો નહિ, અને એથી ખરી રીતે તો, એ નાશ એથીબી વધુ ભયંકર હોવો જોઇએ.

## આગલાં હિંદુસ્થાનની ભયંકર સ્થિતિ.

અલબત એવીજ રીતનો વધતો ઓછો કચડધાણ બીજી કોમોનો પણ થયો હતોજ, એટલે બ્રિટીશોનાં આગમન અગાઉ, હિંદુસ્થાન ઘણું સુખી હતું એમ કહેવું બહુ વાસ્તવિક નથી. બ્રિટીશોનાં હિંદમાં સ્થાપન થયલાં રાજ્ય આગમચના બર્નીઅર અને કાઉંસ અફુશાદ જેવા લેખકોએ, તેમજ મી. ડી. આર. બનાજીએ હાલમાં પ્રગટ કરેલાં હિંદ મધેની ગુલામોની અવસ્થા સંબંધીનાં પુસ્તકમાં જણાવેલી ભયંકર વિગતો, ઠગી, સતિ અને બાળ હત્યા જેવા અત્યાચારો વીગેરેમા મહાયલું હિંદુસ્થાન, તે સુખી અવસ્થાવાળું કેમજ કહેવાય?

## બ્રિટીશ રાજ્યથી હિંદને પ્રાપ્ત થયલા આશિષો.

બચીતજ એક દેશ ઉપર કોઇ પરદેશી પ્રજા, રાજ્ય કરે એ ઇચ્છવાજોગ સંજોગ તો નજ ગણાય. પણ ફક્ત એટલા માટેજ બ્રિટીશ રાજ્યથી હિંદને પ્રાપ્ત થયલા આશિષો વીસરી જવા જોઇતા નથી.

## આપણામાં જાયઝ રહેલો ખોટો કેળવણી ક્રમ.

મી૦ ભરૂચાએ પોતાનાં પુસ્તકના મુખ્ય વિષયને, બાર વિભાગોમાં વ્હેંચી નાખ્યો છે. પહેલામા પારસીઓમાંથી સાદી, ખડતળ અને મહેનતુ જીંદગી ગાળવાનું મોટે ભાગે બંધ થયું છે તે માટે એઓ વાજબી વિવેચન કરે છે, અને એવા કેળવણી-ક્રમની, એઓ ભલામણ કરે છે કે જેની આખેરીએ, દરેક જવાન હિંદી, જીંદગી ભોગવવાનાં સાધનો ધરાવતો પોતાને જોય અને હાલની માફક ગુજરાનનાં સાધન માટે વળખાં મારતો તે, ન રહે.

## બાનુઓના પોષાકમાં મર્યાદાપણાંની જરૂર.

બીજા વિષયમાં, પારસી બાનુઓનો એક વર્ગ મહલાજા વગરનો પોષાક પહેરે છે, તે સામે મી૦ ભરૂચા પોતાનો વાજબી ઓફ સખ્ત રીતે દર્શાવે છે, અને તેના ટેકામાં, ઇલ્મે-ક્ષ્નૂમના અમુક સિદ્ધાંતો એઓ સામે ધરે છે, કે જે સિદ્ધાંતનું સત્ય, નબળાં મનનાં અને અધોઇ વિરૂદ્ધનાં ઇન્સાનોને બચ્ચીતજ લાગુ પડે છે. હરકોઇ બુરા આદમીના હસ્ત સ્પર્શથી કે બૂરાં નેણુથી હરેક અષો આત્મા આપ મેળેજ દૂર રહે છે, અને તે શિક્ષણ પળાવવા બાનુઓ ઉપર સખત અંકુશ રાખવાની જે ભલામણ કરવામાં આવે તો, પારસી કોમ દુર્બળ પાપીઓથીજ ભરેલી

ઠરે. એથી ઉલટું અમારું તો સત્ય માનવું છે કે, પારસી કોમ સામાન્ય રીતે અપોઇમાં ઘણી પ્રબળ છે, અને બીજી ઘણીએક કોમોથી પુષ્કળ ચઢીઆતી છે, જોકે અલબત નીતિભ્રષ્ટ પોષાકો, જે પણ બાનુઓ સઝતાં હોય તો, તેઓ પોતાની ભૂલ વ્હેલાંજ સમજતાં થશે એમાં કશો સંદેહ નથી.

### માસિક માંદગીમાં રાખવી જોઇતી સંભાળ.

એજ વિષયમાં તેમજ પાછળ પણ માસિક માદગીની સ્થિતિમાં જે રીતે સ્ત્રીજાતિએ રહેવાનું છે તેમાં ચૂક કરવામાં આવે છે તે બીના ઉપર મી. ભરૂચા કોમનું ખાસ ધ્યાન ખેંચવાની તક લેછે. અલબત એ સંબંધી આગળું અંતેરૂં કોમમાં પાછું દાખલ કરવાની તો હવે કોઇ આશા રાખશેજ નહિ, પણ એ સ્થિતિમાં સ્ત્રીજાતિએ પોતાની તબીએત વાસ્તવિક રીતે સંભાળવાની છે, તેટલા માટે સંસાર વહેવારથી અને સામાન્ય રીતે લોકોમાં ભેળાવાથી દૂર રહેવું ઘટે છે, અને વાસ્તવિક પવિત્રતાના નિયમો સાચવવાના છે, તે મુજબ વર્તવામા આવે એ અલબત ઇચ્છવાજોગ છે.

### અષો ધર્મ અને રૂડા રિવાજોનાં પાળનની જરૂર.

ત્રીજા વિષયમા આપણી કોમમા ધર્મજ્ઞાનની વધતી જતી કોતાહી અને તેનાં પાળનમાં વપરાતી બેપરવાઇ વિષે મી. ભરૂચા વિવેચન કરે છે તેમાં પણ ઘણુંએક સત્ય સમાયલું છે. પોતાના અષો ધર્મ અને રૂડા વાસ્તવિક રિવાજોનાં પાળન વગર કોઇ પણ કોમનું કોમીપણું સચવાઇ શકાતું નથી, અને આપણાથી કબુલ કર્યા વગર રહેવાતુ નથી કે, કોમના એક મોટા ભાગનાં બચ્ચાંઓ વાજબી ધાર્મિક કેળવણી કે ઘટીત રિવાજોનાં પાળન વગર ઉછરે છે તે બચ્ચીતજ ઇચ્છવાજોગ નથી, બલકે ઘણાએક દાખલાઓમા એ સ્થિતિ અફસોસકારક હોય છે.

### તમામ સ્ત્રીજાતિ માટે ઘરઉદ્યોગની અવશ્ય જરૂર.

આપણી કોમની પહેલાંની સ્ત્રીઓ ઘરના ઉદ્યમમાં મચેલી રહેતી અને પોતાની મહેનતુ જી દગીથી તંદરોસ્ત અને જોરમંદ રહેતી, પોતાનાં ઘરો સ્વચ્છ અને વ્યવસ્થાભર્યા રાખી શકતી અને ઘરના ખરચોમા હાથ ચાલતું લખલૂટપણું દૂર રાખી શકતી હતી. આજે તો આપણા ગરીબ ઘરોભી પરકોમના નોકરોને હાથ જઇ પડયાં છે જે અતેરાથી કોમે જલદીજ બાઝ આવવું જોઇએ છે.

## સ્વચ્છ અને મધમઘાટ ધરાવતા જરથોસ્તી ઘરો.

એક જમાના આગમચ, પારસી ઘરો બામદાદથી સાફસુફ થતાં, ત્યાં ચોક ચાંદન થતાં, અને પવિત્ર ધૂપદાનથી સુગંધી બનતાં, તેમજ પવિત્ર ભણુતરના નાદોથી એવો વાતાવરણમાં વીંટળાતાં, અને એ સર્વેમાં ઝળેહળાર્યા, રોશન પવિત્ર આતશને અગત્યનું સ્થાન મળતું. રોશન આતશની આપણાં ઘરોમાની હાજરીથી આપણાં ઘરોની હવા સ્વચ્છ અને એવો જીવનભરી, અને માણસોની મનોવૃત્તિ પ્રકાશિત થતી હતી. ઘરનાં બાનુઓ સહવાર સાંજ આતશ રોશન કરી તેના ઉપર સુખડ અને સુગંધીની ધૂપ કરે તો આપણાં ઘરોમાંથી દુઃખ દરદો અને ભૂલભરી મનોવૃત્તિ દૂર થાય. સુખડ અને લોબાનની ધૂપથી ફકત હવાજ સ્વચ્છ થતી નથી પણ તે, માણસોના દમમાં જવાથી તેનાં શરીરના તમામ રૂધીર પ્રવાહમાં તે, ફરી વળે છે અને તેમાં આમેઝ થયલાં હરકોઈ વીખને હેરતભરી રીતે તે દૂર કરી નાખે છે. **ચોકચાંદન, ધપદાન, અને ઘરનાં પવિત્ર ભણતર વગરનું કોઇપણ ઘર, જરથોસ્તી કહેવાય નહિ એ દેખઇતુંજ છે.**

## બન્ને જાતિઓએ એકબીજામાં ઘટીત રીતે ભેળાવાની જરૂર.

કેળવણીના સંબંધમાં કોમની બન્ને જાતીઓ એકબીજામાં છૂટથી ભેળાય તે સામે કેટલાકો હમણા વિરોધ કરે છે. અલબત જે કોમના મરદોમાં સ્ત્રીજાતિ માટે હલકા વિચારો પ્રચરેલા છે તેમનાથી, આપણી બાનુઓને દૂર રાખવી એ તો ઝેરી જાનવરોથી નિર્દોષ પ્રાણીઓને દૂર રાખવા જેવુંજ મોતેબર છે, અને તેથી આપણી કોમની કોઇક જવાન બાનુઓમાં એવા પરકોમી જવાનોમાં ભેળાવાની ઘેલછા જણાય છે, તે દાબી દેવાની જરૂર છે. પણ ખુદ આપણી કોમમા તો બન્ને જાતિઓ એકબીજાના ઘટીત સમાગમમા અદબ અને મહલાજો જાળવીને જેટલી વધુ ઉતરશે તેટલી તેની નીતિ રીતિ સુધરશે, તેમજ કુંવારાપણાનો દુર્ગુણ તેથી વહેલો દૂર થશે. જો, કોઇ પણ કોમે ઇરાનીપણું ઘણું એક સ્વચ્છ હાલતમાં સાચવી રાખ્યું હોય તો તે, **ફૂર્દોની શૂરી પ્રજા છે.** તેઓમાં બન્ને જાતિઓ એકબીજા સાથે કશાએ અંકુશ વગર ભેળાય છે, તે છતાં, નીતિના જે ઉચ્ચ નિયમો તે કોમમાં સચવાયલા છે તેવા, બીજી કોઇકજ કોમમાં સચવાયલા હશે. અમો તો એવું સત્ય માન્યે છીએ કે કોમનો એક નાનો ભાગ કેટલીક બદીઓમાં ફસેલો હોવા છતાં, સામાન્ય

રીતે તો આપણી કોમ નીતિરીતિમાં કાંઇ બહુ ગબડી પડી નથી. એ સમજવા માટે છેલ્લા આગળા જમાનામાં ખાસ કરી નીચલા વર્ગના પારસીઓની નીતિરીતિ કેવી હતી તે વિષેનો તા૦ ૧ લી મે ૧૮૫૮ નાં જામેમાં આવેલો એક લેખ હરકોઇએ વાંચવો ઘટે છે. અલબત એ બીના વાચીને બિપરવા રહેવાની સૂચના આપણે કરતા નથી; બલકે આપણી નીતિરીતિમાં, જે કાંઇ ખામીઓ રહેલી હોય તે, દૂર કરવાનો ચાલુ યત્ન તો કોમે કર્યાજ કરવો જોઇએ. કોમની જે કિમતી મીરાત, હાથમાં, બાળપણમાં છે તે વર્ગ ઘણોજ ચંચળ અને પોતાની ભવિષ્યની મોટાઇનાં ઘણાએક ચિન્હોથી ભરેલો છે, અને તેને સારાં વાતાવરણમાં ઉધારવાની આપણી ખાસ ફરજ છે

## પશ્ચિમની કેળવણી.

પશ્ચિમની કેળવણીને કેટલાકો દોષિત ગણે છે. ખરી રીતે તો એજ કેળવણીની મદદથી પશ્ચિમની પ્રજાઓ દુન્યવી આબાદીમા તેમજ માનસિક વિકાસમાં આગળ વધી છે. બીજું, પશ્ચિમની કેળવણીની કેટલીક ખામીઓ બાદ કરતાં, તેમાં, ઉંચા માથન્મ અને હુન્નર ઉદ્યોગને, ખેતીવાડીને તથા જાતમહેનતને જે ઉંચ્ચ સ્થાન મળેલું છે તે ઉમદા ચીજો આપણે ગ્રહણ કરવાનો ઝાઝો યત્ન કર્યો નથી, અને પશ્ચિમની કેળવણીની કેટલીક ખુમીઓ ગ્રહણ કરવાને બદલે આપણે મોટે ભાગે તેની ખામીઓ યાને નબળી બાજુ ગ્રહણ કરી છે અને તેમ કીધા પછી, જો આપણે, પશ્ચિમની કેળવણીને દોષ દઇએ, તો તે વાજબી નજ કહી શકાય. અલબત ત્યાંની પદ્ધતિને, આપણી જરૂર્યાતોને, બંધબેસતી બનાવવાનો યત્ન પણ આપણે એ સાથેજ કરવો ઘટે છે, અને ત્યાં કોઇ દુર્ગુણો કે સ્મોકીંગ અને ડ્રેન્કીંગ વીગેરે જેવા આપણને બીનઅનુકુળ રિવાજો ચાલુ હોય, તેની નકલ કરવાથી પણ આપણે જરૂરજ દૂર રહેવું જોઇએ.

## કુંવારાપણાંના શ્રાપો.

કુંવારાપણ, એ એવો દાદારે સર્જેલાં જીવનની વિરૂધનું જીવન છે, અને હરકોઇ જવાન પચ્ચીસ વર્ષની વયે પહોંચતાં અને હરકોઇ કુમારીકા વીસ વર્ષની વયે પહોંચતાં લગ્નના પવિત્ર ગાંઠથી ન જોડાય તો, તે, કુદરતના એ અલો નિયમની વિરૂદ્ધનું જીવન ગાળે છે એમ સમજવું જોઇએ પણ, કુંવારાપણાનું મુખ્ય કારણ, જીવનનાં સાધનોની મુશ્કેલીમાં સમાયલું નથી; કેમકે, એક ઘણી, ઉપયોગી અને મતિ ધણીઆણીના

ધણીનું જીવન, એક કુંવારા કરતાં કાંઇ ઘણું વધુ ખર્ચાળુ હોતું નથી, પણ તે કારણ, પરણેલી જીંદગી દુઃખી નીવડવાના જે બીજા સંજોગો હાલમાં વધેલા છે તેને આભારી છે.

## દુ:ખી જોડાણોનાં કારણો.

એ દુ:ખી સંજોગોનાં મુખ્ય કારણો બે હોય છે: એક તો પરણતાં જોડાં, એકબીજાના સ્વભાવનો બરાબર અનુભવ મેળવ્યા વગર પરણી બેસે છે તે છે, અને બીજું કારણ, આપણી છોકરીઓમાં જાત-ઉધ્યમ, કરકસર અને મંતોષની કોતાહી હોવાથી પેદા થાય છે. પહેલાંનો ઇલાજ આપણા છોકરાઓ અને છોકરીઓને, વડીલોની નજર સામે અરસપરસમાં બચપણથીજ ભેળાવાની વાજબી તકો આપવાથી અને પરણવાની વય સુધી તેમજ ત્યાર પછી પણ તે ચાલુ રાખવાથી થઇ શકે; અને બીજાં કારણનો ઇલાજ વાસ્તવિક કેળવણીથી થઇ શકે.

## વાજબી મોજશોખની જરૂરીયાત.

વાજબી મોજશોખો વગર ઇન્સાનજાતને ચાલી શકતું નથી, પણ તેમાં કોઇ પણ જાતનું અતેરૂ ચાલવા દેવુ જોઇતું નથી. અષો દાદારે સર્જેલાં સુંદર અને વૈભવવાળાં જગતનો મર્વે નર નારીઓએ વાજબી રીતે ભોગવટો કરવાનો છે. પણ તેનો કોઇપણ **દૂરઉપયોગ કરવો ઘટતો નથી, કે તેમાં કાંઇએ અતેરૂં થવા દેવું જોઇતું નથી,** એટલું સમજીને પ્રજાજનો તેમનો ભોગવટો કરે તો બસ.

## પારસી સખાવતોનો થતો દૂરઉપયોગ.

આપણી સખાવતોના થતા દૂરઉપયોગ વિષે મી૦ ભરૂચા જે ધ્યાન ખેંચે છે તે વાસ્તવિક છે. આજ સુધી જે પારમી સખાવતો થતી રહી છે તે મોટે ભાગે ભીખ આપવાના નિયમે રચાયલી છે અને તેજ નિયમે તેમનો ઉપયોગ થતો રહ્યો છે: એથી આપબળ ખીલવવાની પ્રેરણા કોમમાંથી રોજ ઓછી થતી જાય છે અને પર આધારની ઓશીયાળી જીંદગી ગાળવા ઘણાંએક લલચાય છે એનો ઇલાજ હાલ થતી સખાવતમાં બહોળો સુધારો કરવાથી થઇ શકશે. અલબત હાજતમંદોની હાજત તુર્ત વેળા દૂર કરવી એ વાજબી છે પણ, તેમને ચાલુ હાજતમંદજ રાખવા અને તેમને સ્વ-આધારી બનાવવાના કાંઇબી ઇલાજો યોજવા કે લેવા **નહિ એ, પારસી જેવી કોમ માટે હિનપસ્તીભર્યુંજ કહેવાય.**

# આ પુસ્તક વિષે થોડાક શબ્દો.

મી૦ બેહરામ પીરોઝશાહ ભરૂચાને થોડાજ વખતથી હું ઓળખતો થયો છું. એવણની કેટલીક હકીકત જાણતાં મને સંતોષ થયો છે. મી૦ ભરૂચા ઘણાંજ સાદા, નમનતાઇવાળા અને પાકટ ધર્મઅભ્યાસી છે. અવસ્તા, પહેલ્વી, ફારસી, સંસ્કૃત વિગેરે ભાષાઓનો સારો અભ્યાસ તેઓએ કરેલો છે, અને પોતે ઘણું સાદું જીવન ગુજારે છે. મી૦ ભરૂચાએ આ પુસ્તક પોતાની કોમ તરફની ફરજ અદા કરવાના ખાસ હેતુથી બહાર પાડયું છે, અને પારસી કોમમાં જે બનાવો બની રહ્યા છે, જે દરિદ્રતા આવી ઉભી છે, જે ગંભીર સ્થિતી ઉભી થઇ છે, તેમાંથી કોમે કેવી રીતે પોતાનો અસલ ધાર્મિક માર્ગ શોધવો, તે માર્ગે કેમ આગળ વધવું, અને કોમને ઉન્નતિના શિખરે કેમ ચઢાવવી તેનો ખ્યાલ આપનારા વિચારો આ પુસ્તક મારફતે જાહેર કરી પારસી કોમને સમાર્ગે દોરવવાની કોશેષ કરી છે. તે ખરેજ વખાણનેપાત્ર છે.

આપણી પારસી કોમ, કેટલીક ગેરસમજુતીઓને વશ થઇ કેટલેક દરજ્જે ખોટે રસ્તે ઉતરી જઇ, ધર્મને, કોમને, નીતિને અને આર્થિક હાલતને કેમ અને કેવી રીતે નુકસાન કરે છે, તેનો જે ઉપયોગી ચિતાર આ નાના પુસ્તકમાં આપવામાં આવ્યો છે, તે દરેક જરથોસ્તીએ વાચવા યોગ્ય છે. કોમને રાસ્ત રાહે દોરવવાની નેમથી લખાયલાં આવાં ઉપયોગી પુસ્તકોનો કોમમાં ફેલાવો કરી તે મારફતે, આપણી ઉધરતી ઓલાદમાં પેવશ થયલા જડવાદી વિચારો કેવા નાશકારક છે, જરથોશ્તી કોમ અને જરથોશ્તી ધર્મ કેવો બુલંદ અને ઉંચ દરજ્જો ધરાવે છે, તેનાં ઉમદા ફરમાનોને માન આપવાથી કેવા ઉત્તમ ફાયદાઓ થાય છે, તેનો પુરતો ખ્યાલ ઉધરતી ઓલાદને આપવામાં આવે અને તેઓના મગજ ઉપર મજબુત છાપ પાડવામાં આવે તો, હાલની બદબખ્તી અને દરિદ્રતા થોડાજ સમયમાં નાશ પામી, તેની જગાએ અસલી ધર્મ, નીતિ, રીતિ, જાહોજલાલી, સુખ, સંપ વિગેરે પાછાં આવી ઉભાં રહે, અને પારસી કોમ જેમ આગળ દરેક કોમોની હરોલમાં રહી બુલંદ દરજ્જો ભોગવતી હતી તેમ થોડાજ વખતમાં પાછી ભોગવવાને ભાગ્યશાળી થાય, એમાં કશો સંદેહ નથી.

મી૦ ભરૂચાએ, આ પુસ્તકનું નામ **"હાલની પારસી કોમ, તેની પડતીના મૂળ કારણો અને તેની ખરી બેહતરી કેમ થાય?"** એમ આપ્યું છે. શરૂઆતમાં ત્રણ કાવ્યો તેની સમજ સાથે આપ્યાં છે. ત્યારબાદ "હાલની પારસી કોમ અને તેમાં દાખલ થયલા કેટલાક નાશકારક સડાઓ" એ બાબદ ઉપર જુદાજુદા ૧૨ વિભાગોમાં બહુ લંબાણથી પણ તમામ સંગીન દલીલોથી ભરપૂર અને ખાસ અભ્યાસ કરવા લાયક વિદ્દતાભરેલું લખાણ કર્યું છે. છેવટે એક ફારસી મોનાજાત અને થોડીક કદીમ ઇરાની નસીહતોનો સમાવેશ કર્યો છે.

કર્તા કહે છે કે, પારસી કોમની હાલની પડતીનું પહેલું કારણ **"પારસી કોમમાંથી નાબુદ થયલી સાદી જીંદગી માટેનો પ્યાર અને ખડતળ તથા મહેનતુ જીંદગી ગુજારવા તરફનો અણગમો** છે." આ બાબદમાં કર્તાએ જે ચિતાર આપ્યો છે તે, તદન દુરસ્ત અને મનન કરવા જોગ છે. આગળા જમાનાના પારસીઓ બહુ ખડતળ મહેનતુ અને ઉપયોગી જીંદગી ગુજારતા હતા. પોતાનાં વેપાર ધંધામાં કે હુન્નર ઉપયોગમાં પોતાની જાત મહેનતથી ખંતીલી રીતે કામ કરતા હતા. તેઓ કોઇ પણ કામ કરતાં શરમાતા ન હતા. પરિણામે તેઓ પોતાનાં દરેક કાર્યોમાં સફળતા મેળવતા હતા અને સાદું પણ સુખવાસી જીવન ગુજારી શકતા હતા. આજે તે ખડતળપણું, તે ઉમંગ અને ઉત્સાહ નાશ પામ્યા છે, અને તેની જગાએ સાદી, સહેલી નોકરીનો મોહ વધ્યો છે. આપણા જુવાન વર્ગને, કર્તાએ જે રૂડી શિખ આપી છે, તે ધ્યાન પુગાડવાજોગ છે.

**"ખર્ચાળ અને બેમલાહજાભર્યા પોષાકોનો અવિચારી પહેરવેશ"** એ બીજું કારણ છે. આ બાબદ કર્તાએ ઘણીજ સ્પષ્ટ રીતે સમજાવવાની કોશેષ કીધી છે. આજનાં આપણા જરથોસ્તી-ભાઇઓ અને બહેનોની રહેણીકરણી, પોશાક વિગેરે ઘણુંજ ખર્ચાળ થઇ પડયાં છે, એમાં જરા પણ સંદેહ નથી. પશ્ચિમ તરફનાં સુધારાએ આપણી કોમમાં કેટલીક નુકસાનકારક રસમો દાખલ કીધી છે, તે માહેલી એક પોશાકની બાબદ છે. આજનાં મરદો અને બાનુઓએ આપણાં બાપદાદાના સાદા, સસ્તા અને સ્વ-માની પોશાકને રૂખસત આપી છે, અને તેની જગાએ અતિ ખર્ચાળ, પશ્ચિમની ફેશનની નકલ કરનારા અને ઘણીક વેળા બેમલાહજાભરેલા પોશાકો દાખલ થયા છે. ફેશનની ફીશી-

કર્તાએ ઘણીક શહાદતો સાથે વર્ણન કર્યું છે, તે વાંચવાજોગ છે. ખાસ કરીને આપણાં બાનુઓ માટે આ ભાગ ખાસ, મનન કરવાજોગ છે. આપણો જરથોસ્તી ધર્મ સ્વચ્છતા અને પવિત્રાઇનાં કુદરતી કાનુનો ઉપર રચાયલો છે. તેના દરેકે દરેક ફરમાનો પાછળ ગુપ્ત અને અસરકારક ભેદો સમાયલા છે. તે ભેદોનાં ભિતરમાં ઉતરી તપાસ કરતાં તેમાંથી માણસજાત માટે ફાયદાકારક તત્વોજ સમાયલાં મળી આવે છે. પારસી બાનુઓ, માસિક માંદગી પ્રસંગે ઘરમાં અલાહેદાં રહેવાનાં કાયદાઓ પાળતાં આવ્યાં છે, **તે કાંઇ માત્ર રિવાજ નથી, પણ સર્વથી શ્રેષ્ઠ ધાર્મિક ફરમાન છે.** આ બાબે વંદીદાદની ૧૬ મી પરગરદમાં દાખલા દલીલો સાથે ખાસ ફરમાનો લખાયલાં છે. વગી હિંદુસ્તાનમાં આવ્યા પછી **જાદીરાણા** સનમુખ ગવાયલા પેલા યાદગાર સોળ **સંસ્કૃત શ્લોકો** માહેલા નવમાં શ્લોકમાં આ બાબેનો ખાસ ઇશારો માલમ પડે છે. ત્યાં કહે છે કે *"યેષામેવાંગના યા ઋતુસમયહિના: સપ્ત રાત્રૌભવેયુ:"* યાને જેઓ પવિત્ર હૃદયના છે અને **જેમની સ્ત્રીઓ, માસિક માંદગીમાંથી સાતમી રાતે પવિત્ર થાય છે."** આ પ્રમાણેના ફરમાનોને માન આપી આપણાં અશો ન્યાગાનો એ પ્રસંગે, ઘરનાં તમામ વહેવારથી એવાહેદા રહેવાનાં અને પવિત્ર ક્રિયાઓ વિગેરે ઉપર નજર વડીક નહિ પાડવાનાં કાયદાઓનું, ચૂસ્તપણે પાળણ કરતા હતા, અને આજે પણ ઉદવાડા, નવસારી, સુરત, વિગેરે ઠેકાણેનાં ધર્મચૂસ્ત જરથોસ્તી બાનુઓ પુરાતન કાળથી ચાલતા આવેલા આ કાનુનો યકીનદારીથી પાળે છે. જો કે મુંબઇ વિગેરે શહેરોનાં ઘણાંક ધર્મચૂસ્ત કુટુંબોમાં, આ કાનુનો હજી પણ પળાતા હશે, તો પણ મોટા અફસોસ સાથે જોવામાં આવે છે કે, આજે પારસી કોમનો મોટો ભાગ, આ ફાયદાકારક રસમનો ત્યાગ કરી બેઠો છે, અને તેનાં ઘણાં ગંભીર પરિણામો આપણી કોમને ભોગવવાં પડયાં છે. આ રસમ નહિ પાળનારાંઓ માત્ર પોતાની તંદરોસ્તીનેજ નુકસાન કરતાં નથી, પણ તેઓ પોતાની આજુબાજુનાઓ ઉપર પણ બહુ બુરી અસર કરે છે, અને અનેક પ્રકારનાં નુકસાનકારક સંજોગો ઉતપન્ન કરે છે. આ બેદાદીથી ખાસ કરીને આપણાં બુલંદ ધર્મનાં એતેબર ક્રિયાકામો ઉપર બહુ ગંભીર અસર થાય છે. તે ક્રિયાકામોની એજમતી અસરો, બળ અને શક્તિને બહુ ખલલ પુગે છે. આજે દરેક બાબતમાં હાલની વિદ્યાનો પુરાવો માંગવામાં આવે છે, પરંતુ આજે

કોમનો મોટો ભાગ જાણવાની દરકાર ધરાવતો નથી, કે **આપણાં ધર્મનાં લગભગ દરેક ફરમાનો હાલની વિદ્યા અને શોધખોળની કસોટીએ ચઢી સચ્ચાઇથી ભરપૂર પુરવાર થયાં છે.** મી૦ ભરૂચાએ, આ પુસ્તકમાં માસિક માંદગીનાં કાનુનો સબંધી અવસ્તા, પહેલ્વી તેમજ મનુસ્મૃતિ, નિર્ણયસિંધુ વિગેરે સંસ્કૃત પુસ્તકોમાંથી ઉતારાઓ ટાકયા છે, તેમ તેઓએ હાલની વૈદક શોધખોળને લગતાં અમેરીકાનાં એક ચોપાન્યામાંથી પણ એક ઉતારો ટાકયો છે, તે આપણું ધ્યાન ખેંચે છે. **પ્રોફેસર શીકે** પોતે કીધેના અખતરાઓ ઉપરથી સાબેત કીધું છે, કે માસિક માંદગીવાળી સ્ત્રી અમુક પ્રકારનાં ઝેરી તત્વો ધરાવે છે. આ અખતરાથી માસિક માદગીવાળી સ્ત્રીનાં સ્પર્શથી ફુલો ઉપર કેવી ખરાબ અસરો થઇ શકે છે, તે માલમ પડે છે, અને તે ઉપરથી આપણને ખ્યાલ આવી શકે છે કે, જો માસિક માંદગીવાળી સ્ત્રીના સ્પર્શથી ફુલો અકાળે કરમાઇ જતાં હોય, તો તેવી સ્ત્રીઓનાં સીધા કે આડકતરા સ્પર્શથી આપણાં ધર્મની મોતેબર ક્રિયાઓ કે જે ઘણી બારીક ફીલસુફી ઉપર રચાયલી છે, તેને કેવી ગંભીર અસર થતી હશે? અને તે ક્રિયાઓનાં બળ અને મહત્વને કેટલું નુકસાન પુગતું હશે? પશ્ચિમના વિદ્વાનોનાં આવા અખતરાઓ, આપણાં મહાન વડીલોના સર્વોત્તમ જ્ઞાનનો અને તેઓનાં દૂરઅંદેશપણાંનો આપણને ખ્યાલ આપે છે. પશ્ચિમનાં વિદ્વાનો, હજુ માત્ર સ્પર્શથી થતાં નુકસાનો સુધી આવી પહોચ્યા છે, પણ આપણા ન્યાગાનો તો એટલા આગળ વધેના હતા, કે માસિક માદગીવાળી સ્ત્રીની માત્ર નજરથી ક્રિયાઓની પવિત્રાઇને ખલલ પુગે છે, એમ જાણતા હતા, અને તેથી આપણા વડીલો ક્રિયાઓ અને ક્રિયાને લગતી પવિત્ર ચીજો ઉપર માસિક માંદગીવાળી સ્ત્રીઓની નજર પડવા દેતા ન હતા, અને આજે પણ ઉદવાડા, નવસારી વિગેરે સ્થળોએ આ રસમ મજબુતીથી પળાય છે. એ બાબે દીનકર્દનાં, **પહેલાં** દફતરમાં આવેલો નીચલો ફકરો બહુ અર્થસૂચક છેઃ—

**"પણ પાવ વસ્તુ ઉપર દશ્તાનવાળી ઓરતની નજર પડવાએ, તે વસ્તુને ખરાબ કરવાનો સબબ, નસસને, દશ્તાનવાળી ઓરત ઉપર ઘણા જોસ્સાથી દોડવાની કઉઅત મળવાને લીધે, તથા તે ઓરતની નજરની મારફતે પેલી પાક વસ્તુની**

અંદર નરાસનો મેલાપ થવાની છે. અને જેમ ટ્રન (ચકુરા) ને લગતા પવનની છુપી ઇજા કરનારી બદબોઇ, નાખની અંદર જવાથી, તે ગલીચ આહાને લગતી બદબોઇ, જાનદાર પૈદાયશને ખરાબ કરનારી છે, તેમ, પેલી (દસ્તાંન વાળી ઓરત)નું પવીતર્ કીરીઆને લગતી વસ્તુની તરફ જોવું, તે વસ્તુને, નીરઉપ્યોગી કરનારૂં છે."

આ ફરમાનને પણ હાલની વિદ્યાની નજરે તપાસવામા આવે તો માસિક માંદગીવાળી સ્ત્રીઓનાં સ્પર્શથી થનાં નુકશાનો બાબેના ફરમાનો માફક, આ ફરમાન પણ સચ્ચાઇ અને ડિલસુફીથી ભરપૂર પૂરવાર થાય એમાં કશો શક નથી. આવાં ઉમદા ફરમાનોને તરછોડવાથી કોમને અતિશય નુકશાન પુગે એ સ્વભાવિક છે. મી૦ ભરૂચાએ, એ સંબંધમાં વિસ્તારીને લખ્યું છે, તે ધ્યાનથી વાંચવાની અને તે ઉપર અમલ કરવાની હું જરથોશ્તી આલમને અપીલ કરૂં છું.

આતશ અને બેબેરોની બહેતરી ઉપર, કર્તાએ લંબાણ વિવેચન કર્યું છે, તે, કોમના દરેક સભાસદને મનન કરવાજોગ છે. આતશને આપણ જરથોસ્તીઓ એક કેબલા તરીકે ગણી, માન આપીએ છીએ. તેની સેતાયશ કરી તેની મારફતે જગતકર્તા દાદાર અહુરમઝદની હઝુરમાં પુગવાની આરઝુ રાખીએ છીએ, કારણ કે અવસ્તા પ્રમાણે આતશ, અહુરમઝદનો પુત્ર છે આતશ ઉપર જગતના કારોબારનો મુખ્ય આધાર છે. અહુરમઝદનું તે પવિત્ર નુર છે એ નુરી કેબલાને આપણે બહુ લાગણીથી માન આપીએ છીએ પરતુ હાલે આપણી કોમના મોટા ભાગમા એ લાગણી મદ પડેલી જોવામા આવે છે. દરેક જરથોસ્તી ઘરોમા આતશ રોશન રાખવો એ મુખ્ય ફરજ ગણાતી અને આજે પણ દરેક ગામોમા અને શહેરોના કેટલાક જરથોસ્તી કુટુબોમાં હમેશ આતશ રોશન રાખવામા આવે છે, પરતુ દિલગીરીભરેલું છે કે, કોમના મોટા ભાગે આજની ફેશન અને મગરૂરને આધીન થઇ, આ ધાર્મિક રસમને રૂખસત આપી છે, એટલુંજ નહિં પણ બીડી, ચીરૂટ વિગેરેની બદીને વશ થઇ, આતશને એઝાબ દેવાની ગુનાહ ભરેલી રસમ ચાલુ થઇ છે. આપણા નેઆગાનો ઘરમા, હમેશ આતશને રોશન રાખી તેની ઉપર સુખડની ખુશબો બાળી તેને માન આપતા હતા, ત્યારે આજના આપણા કહેવાતા સુધરેલા જંગલીઓ ચીરૂટ મોઢામા લઇ, આતશને ફૂંક મારી તેને આઝુરદે કરે છે આ બદી આપણી કોમમાં બહુ આગળ

-વધે છે, અને ખુદ આપણાં કોઇક પારસી બાનુઓ ,પણ આ બદીને શરણ થયાં છે, એમ આપણે જાણીયે છીએ ત્યારે આપણને વધુ અફસોસ છુટે છે, કારણ કે મરદો કરતાં બાનુઓની ધાર્મિક આસ્થા વધુ તિક્ષણ હોય છે અને જ્યારે બાનુઓમાં પણ આ બદી દાખલ થઇ છે, તો આ બદીએ કોમમાં કેટલો ઉંડો પગપેસારો કર્યો હશે તેનો ખ્યાલ આવે છે. કર્તાએ, આ બાબદ બહુ વિધ્વતાથી સમજાવી છે. આ વિભાગમાં અથોરનાન વર્ગ માટે કેટલાક શબ્દો લખવામાં આવ્યા છે, તે નમીહત-કારક અને પ્રસંગોપાત છે, તે ઉપર મારા અથોરનાન ભાઇઓનું તેઓનાં ભલાં માટે ધ્યાંન એંચેવું દરોબસ્ત થઇ પડશે. એજ પ્રમાણે પશ્ચિમની તકલીદી કેળવણી, કુંવારાપણાંની બદી, નાટક, સીનેમા અને ફીશયારીખોર છવન તરફનું ખેચાણ; દારૂ, બીડી, શેરસટ્ટા, જુગાર, ડેન્સીંગની બદી, કરોડોની પારસી સખાવતોનો દુરઉપ્યોગ વિગેરે પારસી કોમમાં ચર્ચાતા અને પારસી કોમ સાથે સબંધ ધરાવતા દરેક સવાલો ઉપર કર્તાએ સંગીન દલીલો, અને શહાદતો સાથે મનન કરવાજોગ વિવેચન કર્યું છે.

એક માણસનાં, બધાજ વિચારોને દરેક માણસો મળતા થઇ શકે નહિ, એ કુદરતી છે, તો પણ મી૦ ભરૂચાએ રજુ કરેલા વિચારો, દલીલો અને શહાદતો એકંદર રીતે મનન કરવાજોગ અને અમલ કરવાજોગ છે તેઓએ જે કાંઇ લખ્યું છે તે, તે બાબદનો ઉંડો અભ્યાસ કરીનેજ લખ્યું છે, એમ સ્પષ્ટ માલમ પડે છે.

આપણાં કોમ સેવકો, આપણાં કોમી મંડળો અને આપણી કોમી સંસ્થાઓના ટ્રસ્ટી સાહેબો આ પુસ્તકનો અભ્યાસ કરી, તેમાથી સંગીન તત્વો શોધી, કોમની હાલત સુધારવાના, કોમમાંથી બદીઓને નાબુદ કરવાનાં અને કોમને ક્રીર્તિ અને જાહોજલાલીની ટોચે પહોચાડવાનાં કાર્યોમાં તેનો ઉપ્યોગ કરશે તો, **મી૦ ભરૂચાની** તન, મન, ધનની મહેનત સફળ થયલી ગણાશે

કોમ તરફની લાગણીથી દોરવાઇ, આ પુસ્તક રચવા માટે હું **મી૦ બહેરામ ભરૂચાને** ધન્યવાદ આપું છું, અને ઇચ્છું છુ કે, એવણનેજ પગલે ચાલી આપણાં બીજા કોમ સેવકો કોમનું હિત હૈડે ધરી, પોતાના તન, મન અને ધનનો સદઉપયોગ કરી, કોમની રાહબરી અને બહેતરી કરવાનાં કામોમા મશગુલ રહી પાક દાદારના આશિષ મેળવે ! અને આપણી કોમ પોતાનાં મુશ્કેલ સંજોગો પસાર કરી ફરીથી એકવાર આબાદી, જાહોજલાલી અને ક્રીર્તિથી ભરપૂર બને ! આમીન !

મીરઝાં સ્ટ્રીટ,
ઉદવાડા,
રોજ ૧૯ માહ ૫ સને ૧૩૦૩
૫૦ ઝ૦
તા૦ ૨૩ મી જાન્યુઆરી
૧૯૩૪.

કઇઓજી દસ્તુર પેશોતનજી,
મીરજાં.

# Preface યાને દીબાચો.

ગૂશ્તા યે મન્તા અષેમં
અહૂમબિશ્ વિદ્વાઓ અહુરા,
એરેજુખ્ધાઈ વચં ઘ્હાંમ
ક્ષયમ્નો હિઝ્વો-વસો;
થ્વા આથ્રા સુખ્રા મઝ્દા
વંઘુહાઉ વીદાતા રાંનયાઓ.

અર્થ—અય અહુરમઝદ! જે વિદ્વાન, બન્ને દુન્યા(ના ફાયદા) ને માટે રાસ્તી (યાને સચ્ચાઇની વાતો) સાંભળે (તથા તે ઉપર) વિચાર-કરે, (તે શખ્સ) સાચા શબ્દો ઉપર સાહેબી ભોગવનાર (તથા) પોતાની જીભને વશમાં રાખનાર (હોય છે). હે અહુરમઝદ! તારા પ્રકાશિત આતશની મારફતે (તે શખ્સ) (જીવનનાં) ભલા સંસારમાં મશગુલ થાય છે. (યસ્ન હા. ૩૧, ફકરો ૧૯).

આપણી નાનકડી પારસી કોમમાં માનિતાં અને જાણીતાં ચયલાં "જામે જમશેદ" પત્રની શતાબ્દિ (Centenary) ઉજવવા માટે નિમવામાં આવેલી કમીટીનાં મહેરબાન સેક્રેટરી સાહેબ મીo કૈખસરૂ જમશેદજી દુબાશ, સોલીસીટર સાહેબે, "જામે જમશેદ સેન્ટીનરી વોલ્યુમમાં પ્રગટ કરવા માટે એક લખાણ મોકલવાની, માતાજી પીરોજા રૂસ્તમજી કાપડયા ઉર્ફે "જીવુ ગોશણી" ને એક અરજ કરી હતી; તે ઉપરથી તેમણે, એક લેખ, લખી આપવાની આ સેવકને અરજ કરી. ઉપલી અરજને માન્ય રાખીને, સેવકે, "પારસી કોમની પડતીનાં ખરાં કારણો" નાં સંબંધમાં એક લખાણ, માતાજી પીરોજા કાપડયાને પોતાની આગળ દિવસો સુધી ખરેખુટ કલાકોવેર બેસાડીને લખાવ્યું અને તે લખાણ, માતાજી પીરોજાએ મઝકુર સેન્ટીનરી વોલ્યુમમાં, છાપવા માટે મોકલ્યું; પણ, ઘણું લંબાણુ હોવાથી, તે લખાણ, લેવાની "જામે જમશેદ સેન્ટીનરી વોલ્યુમ કમીટી" એ, ના પાડી અને તેને બદલે એક ટુંકું લખાણ માગ્યું. જે પ્રમાણે માતાજી પીરોજાએ પાછળથી કીધું; અને તેમાં, પારસી કોમની પડતીને લગતાં અસલ લેખમાં દર્શાવેલાં બધાં કારણો આપ્યાં. હવે જે મઝકુર લંબાણુ લખાણ છપાયા વિના પડી રહ્યું હતું તે લખાણ, બાપણોની હારમાળા રૂપે જુદે જુદે પ્રસંગે "જર-

"જરથોસ્તી બાનુ મંડળ" નાં આશરા હેઠળ, અનુક્રમે, સર હોરમસજી કા. દી. એદનવાળા, શેઠ કેખસરૂ જમશેદજી દુબાશ, સોલીસીટર, મરહુમ શેઠ ખરશેદજી રતનજી જસાવાલા, બી. એ., મીસીસ પીરોજા સોરાબજી બોઇસ, એમ. એ. મેજર એસ. આર. બામજી તથા મી. કે. ઇ. પુનેગર બી. એ. વિગેરે આસામીઓનાં પ્રમુખપદ હેઠળ, મુંબઇમાં માતાજી પીરોજા કાપડયાએ, જરથોસ્તી નરનારીઓનાં ભેગા મેળાવડા સનમુખ ખાસ કરીને બાઇ આઇમાય સોડાવાટરવાલાની મરીનલાઇન્સ ખાતે આવેલી દરેમેહેરનાં કુશાદે હોલમાં વાંચી સંભળાવ્યું હતું. અને તે આખાં લખાણમાં દર્શાવેલા વિચારો, જરથોસ્તી નરનારીઓને બહુ પસંદ પડયા હતા એટલુંજ નહિ પણ, કેટલેક ઠેકાણેથી, તે આખું લખાણ એક નાનકડાં પુસ્તકનાં રૂપમા પ્રગટ કરવાની ખાહેશ દેખાડવામાં આવી હતી.

આ ઉપરથી "જરથોસ્તી બાનુ મંડળ" નાં અમુક સભાસદોએ, તે લખાણ ૧૦૦૦ * જેટલી સંખ્યાનાં પુસ્તકમાં પ્રગટ કરવાનો સઘળો ખરચ ઉપાડી લેવાની મોટી ખુશી દેખાડી; જે માટે, ખાસ કરીને તે દીલસોઝ, ઉદાર અને મહેરબાન બાનુઓનો, (કે જેમણે મુગે મોડે મારાં, આ નજીવાં કામની ખરેખર વહેવારૂ રીતે કદર કરી છે) અને સામાન્ય રીતે બાનુ મંડળનો, તેમજ અંગત રીતે, માતાજી પીરોજા કાપડયાનો હું, અંતઃકરણપુર્વક આભાર માનું છું. અને આ તકે, માતાજી પીરોજા કાપડયાનો વધુ આભાર આ કારણે માનું છુ કે, તેમણે, પોતાની નબળી તબીયત અને બુઝોર્ગ ઉમર હોવા છતાં, સેવક સાથે દિવસો સુધી ખરેખુટ કલાકો વેર બેસીને, આ સાદાં લખાણનો, કેટલોક ભાગ લખવામા સેવકને ઘણી કિંમતી મદદ કરી છે. એટલુંજ નહિ, પણ, આ પુસ્તકને, સૂર્યની રોશની જોતું કરવા માટે, તેમણે જાતે, ખાસ મહેનત ઉઠાવી છે. તેઓ જો, આ પુસ્તક પ્રગટ કરવામાં અસાધારણ ઉલટ અને ખંત દેખાડતે નહિ તો, આ નમ્ર લખાણ કદાચ ઉધાઇનો ખોરાક બની ગયું હતે.

* આ પુસ્તકની બીજી ૧૫૦૦ નકલો, જે નેકનામ બાનુઓ તેમજ ગ્રહસ્થોએ અગાઉથી રોનેસનો આપ્યાં છે તેમજ જેઓએ અગાઉથી અમુક સંખ્યાનાં પુસ્તકોનો ખર્ચ આપીને, તે ખર્ચનાં પ્રમાણની સંખ્યાનાં પુસ્તકો લેવાનું વચન આપ્યું છે તેઓનાં મુબારક નામો સાથે, થોડા વખતમા બહાર પાડવામાં આવશે.

ઉપલા ખુલાસાપરથી વાંચકો જાણી શકશે કે, આ પુસ્તકમાં, કેટલાક સુધારાવધારા સાથના મઝકુર લખાણ ઉપરાંત, આપણા જવાન દીકરા દીકરીઓને, સભ્યતા, વિવેક, સમાનતા, સદાચાર, નીતિરીતિ, સત્ય, તાબેદારી, નમ્રતા, સાલેસાઇ, ભાઇબંધી, દયા, પરોપકાર સારી ચાલ ચલન અને સદ્‌બુદ્ધિ વગેરેનો કંઇક ખ્યાલ મળે એ હેતુથી, લખવામાં આવેલું, **કદીમ ઇરાની નસીહતોને** લગતું એક બીજું નાનકડું લખાણ પણ, સાથે સાથે છાપવામાં આવ્યું છે. અને તે લખાણનો, અસલ ફારસી-માંથી ગુજરાતીમાં તરજુમો કરી આપવા માટે સેવકનાં, **ફારસી** તથા **અવિસ્તા** કલાસનાં એક ભલા અને શમાળ ભાઇ, **મીનાચહેર ફરદુનજી સરકારીનો** પણ, હું આ તકે ખરાં અંતઃકરણથી આભાર માનું છું.

ઉપલાં બંધે લખાણોનાં મફત ફેલાવાથી, પારસી કોમનાં ભલાં નરનારીઓને, **જ્ઞાન દાનનો** જે કાંઇ લાભ થશે તેનું પુણ્ય, ઉપલાં મહેરબાન બાનુઓને, (કે જેમણે પોતાનાં નામો પ્રગટ કરવાની ના પાડી છે) તથા જરથોશતીઆનુ મંડળનાં ભલાં કાર્યવાહકોને મળ્યા વિના રહેશે નહિ; કેમકે, सर्वेपामपि दानानाम् ज्ञानदानं विशिष्यते ॥ **અર્થ**:- તમામ જાતની સખાવતોમાં, જ્ઞાનની સખાવત વધુ મોટી છે. અંતમાં હું ઉચ્છું છું કે, આવાં અનેક લખાણો પ્રગટ કરવાને, મુંબઇનું **"જરથોશ્તી બાનુ મંડળ"** તથા તેનાં મહેરબાન સભ્યો ભાગ્યશાળી નિવડે અને પાક અહુરમઝદ, તેનાં સઘળાં કાર્યવાહકો તથા સભાસદોને, તંદુરસ્તી સાથની લાંબી જીંદગી, પાક મનશની, દીન તરફની ફેદાગીરી અને રવાનદોસ્તીની બક્ષેશ કરે. **અથ જમ્યાત્ યથ આફ્રીનામિ!!!**

## દીબાચાનાં છેવટનાં થોડાક શબ્દો.

"I will be harsh as truth and as uncompromising as justice. *I am in earnest, I will not equivocate I will not* excuse I will not retreat a single inch and I will be heard" (*William Llyod Garrison from "Liberator."*)

**અર્થ**:—હું સચ્ચાઇનાં જેવો સખ્ત અને ઇનસાફનાં જેવો અપક્ષ-પાતિ બનીશ. હું ગંભીર છું; માટે, ગોળગોળ બોલીશ નહિ (યાને એક ચણાની બે ફાળ કરી નાખીશ) તેમજ ખોટાં બ્હાનાઓ કહાડીશ નહિ.

હું એક ઈંચ પણ પાછો હઠનાર નથી અને તે છતાં પણ," લોકો મારું સાંભળશે. (વીલ્યમ લોઇડ ગેરીસન. "લીબરેટર" પત્રમાંથી)

'બે ગોફ્‌તારે વક્ષુરે ખુદ રાહ જુઈ-
૧. દેલ અઝ તીરગીહા બદાન આબશુઇ.
તુરા દીનો દાનેશ રેહાનદ દારોસ્ત-
૨. રેહે રેસ્તગારી બેબાયદત જોસ્ત.
મબાદા દેલે આન ફેરૂમાયે શાદ્-
૩. કે અઝ બ્હેરે દોન્યા દેહદ દીન બેબાદ.

તરજુમો :—૧. તારાં પોતાના પયગમ્બરના શિક્ષણ મુજબ ચાલીને તે શિક્ષણના આબ યાને પાણી વડે તારા અંતઃકરણના અંધકારને (દુરગુણો તેમજ અજ્ઞાનતાને) ધોઇ નાખજે; ૨. દીનધર્મ અને ધર્મજ્ઞાન, તને વાજબી રીતે (આ દુન્યામાથી) મુક્તિ અપાવશે; માટે તારે મુક્તિનો માર્ગ શોધવો જોઇએ.

૩. તે નીચ આદમીનું જીગર કદી પણ ખુશહાલ રહેતું ના; કે જે, દુન્યાનાં સુખને ખાતર પોતાના દીન ધર્મને તજી દે છે.

(હકીમ ફેરદઉસી તુસીનાં શાહનામામાંથી).

હે પ્રીય વાંચનાર! જે વિષયને ચર્ચવાને માટે, મેં મારી કલમ પકડી છે, તે વિષય અતિ ઘણો બહોળો અને અનેક પ્રકારની વિગતોથી ભરેલો છે, તે જોતાં, તેને જોકે પુરેપુરો ઇનસાફ આપવાને હું, આ લેખમાં સામર્થવાન થઇ શકું એમ નથી, છતાં પારસી કોમ સાથના મારા લાંબા વખતના સહવાસ, અનુભવ, અને કોમના ઘણાએક નાના મોટાં, તેમજ ઘરડાં અને જવાનનાં આચાર વિચારના પરિચયને આધારે, આ લેખમાં બને તેટલી ખુલાસાવાર સમજણ આપવાની કોશેશ કરીશ. હાલની પારસી કોમની સ્થિતિ કેવા પ્રકારની છે, અને ઘણાજ થોડા અપવાદો બાદ કરતા એકંદરે કોમના દરેક નાના મોટાં તેમજ ઘરડાં અને જવાનો કઇ પંક્તિની ઉપર આવીને ઉભાં છે, તે વિષે, જો કે જાહેર પત્રોમાં તેમજ બીજાં માસિકો અને ચોપાન્યાઓમાં અનેક વાર અનેક પ્રકારે ચર્ચા થઇ છે, અને હજી પણ થતી રહી છે, અને હાલની પારસી કોમનો મોટો ભાગ તેવી જાતની ચર્ચાઓ અને તેમાં દર્શાવવામાં આવતી ટીકાઓ તથા વિચારોથી પૂર્ણપણે માહિતગાર હોવો જોઇએ, એમ જો હું ધારું, તો તે ખોટું લેખાશે નહિ. હાલની પારસી કોમની

સ્થિતિનો, મારો વિચાર પૂર્ણપણે દર્શાઉં, તે પહેલાં આજથી આશરે સાડ ત્રિત્તેર વર્ષની વાત ઉપરથી પારસી કોમમાં, કેવી જાતની ઉમદા રહેણી કરણી ને આચાર વિચારો હસ્તીમાં હતા, તે બાબે જો કે, હાલના પારસીઓ અજાણ નથી, છતાં, ટુંકમાં જણાઉં તો, તે સમયના પારસીઓની એકંદરે શારીરિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને આર્થિક હાલત, હાલનાં પારસીઓ કરતાં સેંકડોગણી વધારે સારી હતી. તે સમયનો એક નમુનેદાર પારસી કે એક પારસણ, કે એક નાની છોકરી અત્યારના પારસીઓના મુકાબલામાં, જુદાજ પ્રકારના આચાર વિચારો અને રહેણી કરણીવાળાં હતાં, તેમાં સ્હેજ પણ શંકા નથી. તે સમયના પારસી બાનુઓ તેમજ મરદો નાના તેમજ મોટાં, ધર્મની દ્રષ્ટિએ ખરી જીંદગી શું હોઇ શકે, તે મુદ્રાલેખને, પોતાનાં મનની આંખો સમક્ષ હમેશાં આગળ ધરી રાખીને જીવન ગુજારતાં હતાં. તે સમયના પારસીઓમાં રહેણી કરણીનું ધોરણ, ખાધખોરાકી અને પહેરવેષનું ધોરણ, તેમજ ધાર્મિક ક્રિયાઓનું ધોરણ સાદું અને સંગીન પ્રકારનું હતું; જ્યારે આજના પારસીઓમાં તે ધોરણ, તદ્દનજ ઉલટાઇ ગયું છે, અને મામલો તદન જુદાજ પ્રકારનો બન્યો છે. તે સમયના પારસી મરદની સરાસરી આવકના, તેમજ તેના વેપાર ધંધાની સ્થિતિનાં ખ્યાનને બાદ કરતાં, જે રીતનું તે, જીવન ગુજારતો હતો, તેનોજ માત્ર, જો આપણે ખ્યાલ કર્યે તો, આપણને જણાયા વિના રહેશે નહિ, કે, તે સમયનો એક પારસી મરદ યાતો ઓરત (પછી તે ગમે તે વયનો કાં નહિ હોય,) હાલના એક પારસી મરદ યાતો ઓરતના મુકાબલામાં સાદો, નીતિમાન, વિવેકી, અને ધર્મિ હતો. ઘણી વેળાએ પારસી કોમના કેટલાક વર્ગો તરફથી એવી દલીલ કરવામાં આવે છે, કે, ખાસ કરીને હિંદુસ્તાનની બ્રીટીશ રાજસત્તા દરમ્યાન પારસીઓ વધુ સુખવાસી ને આબાદ બનવા પામ્યા છે, પણ, આ દલીલને જો તેહકીકની રૂએ **ઉંડાણથી તપાસવામાં આવે તો, વિના તકરારે પુરવાર થશે કે, તે પ્રમાણેની દલીલ પોકળ અને અધુરી ગણત્રીનું પરિણામ છે.** અલબત છેલ્લા સોથી સવાસો વર્ષનાં અરસા દરમ્યાન હિંદનાં પારસીઓ, એકંદરે વધુ માતબર અને શ્રિમંત બન્યા અને તે કારણે, છેલ્લાં ત્રીશેક વર્ષ થયાં તેમની તરફથી દર વર્ષે સરાસરી રૂ. ૨૫ થી ૩૦ લાખ જેટલી સખાવત પણ થાય છે; છતાં પારસીઓમાં, લાચારી, કંગાલ્યત, બેકારી અને પરતંનતા તો, દિન પર દિન વધતીજ જાય છે અને

નીતિનું ધોરણ પણ વધુ અને વધુ નીચુંજ ઉતરતું જાય છે. જો તદન સ્પષ્ટ શબ્દોની અંદર હું મારો વિચાર દર્શાઉં તો, મારે વિના સંકોચે જણાવવું જોઇએ કે, બ્રીટીશ રાજસત્તાના શરૂઆતના કેટલા દાહેકાઓ દરમ્યાન, પારસીઓ, હાલના જેટલા દરેક બાબદમાં ગબડી પડેલા ન હતા, પણ ઉપર જણાવ્યું છે, તે મુજબ પારસી કોમની હાલની માઠી અને અફસોસકારક દશા છેલ્લાં ચાલીસ પચાસ વર્ષ દરમ્યાન વધુ માઠી અને અફસોસકારક બનવા પામી છે. એટલે હજી પણ વધુ સ્પષ્ટ રીતે લખું તો, જરથોશ્તીઓ હિંદમાં આવ્યા, ત્યારથીમાંડીને બ્રીટીશ રાજસત્તા હિંદમાં મજબુતપણે પગભર થઇ તેની શરૂઆતના થોડાક દાહેકાઓ સુધી યાને ઇ. સ. ૧૮૬૫ ના વર્ષમાં, પારસી મેરેજ એન્ડ ડાયવોર્સ એક્ટ હસ્તીમાં આવ્યો, અને પારસી કોમ ઉપરથી પારસી પંચાયતનો કાબુ અને અંકુશ કાયમનો નીકળી ગયો ત્યાં સુધી, તેઓ, દરેક પ્રકારે હાલના કરતાં વધુ સારી હાલતમાં હતા. ઉપલા વિચારો મેં એક ઝાંખા મુકાબલાને ખાતરજ દર્શાવ્યા છે, અને એ મુકાબલાની વધુ ઉંડાણ વિગતોમાં ઉતરવાનો આ લેખનો હેતુ નથી, તોયે એક વાત તો તદન નિર્ભયપણે મારે જણાવી દેવી જોઇએ કે, છેલ્લાં ચાલીસથી પચાસ વર્ષો ઉપર પારસીઓની એકંદરે સ્થિતિ ઘણી સંગીન, અને વખાણવા જોગ હતી, તેમા સહેજ પણ શંકા નથી. **બ્રીટીશ રાજસત્તાના, તેના સુધારાના, તેમજ સામાન્યપણે પશ્ચિમની મોટે ભાગે ખામીભરી કેળવણીના ઘાડા પરિચયમાં પારસીઓ આવ્યા, તે અગાઉ, તેઓની શારીરિક, માનસિક, નતિક, ધાર્મિક અને આર્થિક દશા, સેંકડો ગણી વધુ સારી હતી, અને તે દશાને** માટે તેઓ જો કશાને પણ આભારી હોય, તો મારે એમ કહેવું જોઇએ કે, તેઓ, પોતાની જાતિમહેનત, ખડતળ અને સાદી જીંદગી, ધાર્મિક આચારવિચારો, અને પોતાના વડીલોની રહેણીકરણીનુ અનુકરણ કરવાનેજ આભારી હતા. અત્યારે પારસીઓમાં જે કિસમની બેકારી, અનીતિ અને બીજા જે નાશકારક સડાઓ પેવશ થઇ ચુકયા છે, તેનો, બહુજ ઝાંખો ભાષ આજથી પચાસ વર્ષ ઉપરના પારસીઓમા હતો. બીજું, જેઓ વારંવાર એવું કહેતા સંભળાય છે, કે, **બ્રીટીશ રાજસત્તા દરમ્યાનજ પારસીઓ સુખી અને આબાદ બન્યા, તે દલીલ, આપણી નજર સનમુખ રજુ થયલાં અને થતાં ચોંકાવનારા પરિણામો જોતાં હવે લાંબો વખત ટકી શકે એવી નથી.**

ભલે પારસીઓ બ્રીટીશ રાજસત્તાની પુર જાહોજલાલીનાં વખતમાં, વધુ શ્રિમંત બન્યા હોય; પણ, નૈતિક, ધાર્મિક અને શારીરિક બળમાં તો, તેઓ અમુક પ્રમાણમાં ગબડતાજ ગયા અને હાલમાં પણ ગબડતાજ જાય છે એવા લેખકના વિચારોને સેંકડો દૂરઅંદેશ જરથોશ્તી નરનારીઓનો અચૂક ટેકો છે એમ બહુ નમ્રતાથી જણાવ્યા વિના ચાલે તેમ નથી. **હકીકતમાં, બ્રીટીશ રાજસત્તાના સુધારાની, અને પશ્ચિમની કેટલેક અંશે ખામીભરી કેળવણીની ભેગી અસરોએ, જે પરિણામ નિપજાવ્યું છે, તેવું પરિણામ પારસીઓ, હિંદમાં સેંકડો વર્ષો સુધી હિંદુ મુસલમાનોની કરોડોની વસ્તી વચ્ચે બ્રીટીશ રાજસત્તાની સ્થાપના અગાઉ વસ્યા, તે દરમ્યાન નિપજ્યું નહોતું. જે વખતે હિંદુસ્તાનમાં, હિંદુ મુસલમાનોની વધુ** ઓછાં પ્રમાણમાં સર્વોપરી સત્તા અને જોર હતું, છતા પારસી જેવી નાનકડી કોમે તે વખતે પણ પોતાનો મોભો અને ગૌરવ એટલી બધી હદ સુધી વધારી દીધા હતાં, કે, હિંદુ મુસલમાન સુધાં બીજી સંખ્યાબંધ નાની જાતો અને કોમોના લોકો, પારસીઓના વૈભવને જોઇને ચકિત થઇ જતા, અને જોઇએ તે કરતા પણ વધુ માન આપતા હતા. પારસીઓની ઉપલી **ખરેખરી આબાદ અને જાહોજલાલ હાલત** કયા કારણોને આભારી હતી, એવો જો સવાલ પુછવામા આવે તો, હું તેનો માત્ર એકજ જવાબ આપી શકું કે, તે સમયના પારસીઓ એકંદરે હાલના પારસીઓ કરતાં વધુ નીતિમાન, સાદા, ખડતળ જીંદગી ગુજારનારા, પોતાની આવક કરતાં ઓછો ખરચ કરનારા, અને ઉંચ સદગુણોનું અનુકરણ કરનારા ચારિત્રવાન લોકો હતા, અને એજ કારણે બીજી બધી કોમોની હરોળમાં રહીને તેઓ ખરેખર માનવંત શેઠીયાઓ તરીકે પૂજાતા હતા.

## શું આપણને કોઇ મોટી યોજનાની જરૂર છે?

હવે હાલની પારસીઓની અનેક પ્રકારે જે માઠી દશા થઇ છે, તેના સબંધમાં અય હમ દીન જરથોસ્તી બહેનો અને ભાઇઓ! આ નાનકડાં પુસ્તકમાં, જણાવેલા કેટલાંક કારણો વિષે, લેખકે, જે, વિવેચન કીધું છે તે, વારંવાર વાંચી જવાથી તમો જોઇ અને જાણી શકશો કે, આપણી એકવારની જાહોજલાલીથી ભરપૂર, પણ, હાલમાં અફ્સોસકારક હદે ગબડી પડેલી પારસી કોમની સંગીન અને ખરી ખેદતરી કરવા માટે, કોઇ બહુ મોટી ખરચાળુ યોજના ઉભી કરવાની, કે, લાખો રૂપીઆનું પાણી કરીને.

"ધ્યુટન" અને "હ્યુમ" નાં જેવી સ્કુલો કહાડવાની, કે, હજી વધુ સંખ્યામાં બેરીસ્ટરો, સોલીસીટરો, વકીલો, એરીસ્ટોક્રેટસો, ડૉક્ટરો, ઇનજીન્યરો, ગ્રેજ્યુએટો, એમ. એ. થયલાઓ, સ્કોલરો, ફિલ્સુફો, સાયનટીસ્ટો, છટાબાઝ વક્તાઓ કે કવિઓ પેદા કરવાની યાતો નવી હોસ્પીટાલો, સુવાવડખાનાઓ, સેનીટેરીયમો કે કસરતશાળાઓ બાંધવાની કશીબી જરૂર નથી; પણ, પાક મનશનીવાળાં, શૂરવીર, સાદાંમાદાં, ભોળાંભાળાં, અને સતવાદિ તેમજ દીનનાં ફરમાનોનો, કશી પણ ચુનોચેરા કર્યા વિના, પૂરાં યકીનથી અમલ કરનારાં સંખ્યાબંધ, નાના મોટાં, અથોરનાન તેમજ બેહદીન નરનારીઓની બહુ મોટી જરૂર છે. ભાઇઓ અને બહેનો! તમો જુઓ છો કે, આપણામાં અત્યારે, ધર્મજ્ઞાનનો પ્રચાર વધતો જાય છે તેમજ છટાબાઝ વકતાઓની એક મોટી સંખ્યા પણ ઉભાઇ જાય છે; છતાં, આપણી કોમ દિન પરદિન ગબડતીજ જાય છે અને તેનું નીતિનું ધોરણ પણ નબળુંજ પડતું જાય છે. અરે! એટલુંજ નહિ પણ, આપણી કોમની કેટલીક કમનસીબ બેટીઓ અને બેટાઓ, જુદદીનવાળાંઓ સાથે પરણી ગયાં છે અને તેમ કરીને કોમ પરકોમમાં, આપણી એકવારની બહુ કીર્તિવંત કોમની આબરૂની ધુળધાણી કરીને, **આપણા સૌથી કદીમ તથા મોતેબર* મઝહબને ઝાંખ લગાડી છે અને પરકોમવાળાઓનું મ્હડયાનું કીધું છે.**

## આ આપણી પડતી દશાનું કારણ શું?

આ બધાંનું કારણ, સેવકે આ પુસ્તકમાં જણાવ્યું છે અને સેવકનું કહેવું એજ છે કે, અત્યારે, આપણને આપણી કોમની ખરી બેહતરી કરવા માટે, કરોડોની સખાવતની કે, બહુ મોટી ખરચાળુ યોજનાઓની, કે, જુદદીનો

* આપણા ધર્મ વિષે Reverend Dr R. Zimmerman નામનો એક વિદ્વાન કહે છે કે, Zoroaster is the most consistent and logical mind we ever meet with in the annals of humanity.

**અર્થ**:—આખી મનુષ્ય જાતની તવારીખમાં, અષો ઝરથુસ્ત્રે, જેવું સરસ અને અક્કલ પસંદ શિક્ષણ આપ્યું છે તેવું, બીજા કોઇએ પણ આપ્યું નથી. (આવા તો સંખ્યાબંધ અભિપ્રાયો મૌજુદ છે; પણ તે બધા, આ નાનકડાં પુસ્તકમાં આપતાં છેડો પણ ન આવે તેથી અટકી જવું પડે છે).

સાથે પરણી જતાં, છોકરી છોકરાઓને ઠેકાણે લાવવા, અંજુમનની સભાઓ બોલાવીને, આકરા ઠરાવો પસાર કરવાની બહુ મોટી જરૂર નથી; પણ દીન ઉપર જાન કુરબાન કરનારાં, સંખ્યાબંધ સાહસિક અથોરનાન તેમજ બહેદીન નરનારીઓનીજ મોટી જરૂર છે. અને તેમ કરવા માટે, આપણી કોમનું નૈતિક તથા શારીરિક બળ વધારવાની સૌથી પહેલી જરૂર છે. પણ તે બળ, ત્યારેજ વધવા પામે કે, જ્યારે આપણી કોમનાં શરીર તથા બંધારણને ખાઇ જતા કેટલાક બહુ બુરા સડાઓને, આપણે, કાયમનાં દુર કરી નાખ્યે.

અય હમદીન બહેનો અને ભાઇઓ ! ખુબ ખાતર જમાથી યાદ રાખજો કે, ધર્મ તથા નીતિનાં બળ વિનાં, કોઇ પણ કોમ નિભી શકે નહિ. અને આપણી કોમની નીતિરીતિ, જો મઝબુત બનશે તો, આપણી કોમ પણ નિભી રહેશે, અને કોમ હસ્તીમાં હશે તો, આપણી પુરાતન અને સર્વોત્કૃષ્ટ મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દીન પણ સજીવન રહેવાનીજ; **પણ નીતિનાં ભોગે, આપણી કોમ યા તો દીનને, અખંડ હાલતમાં નિભાવી રાખવાનો વાતો કરવી, એ, કેવળ મિથ્યા અને હવાત્યાં મારવા જેવું** છે. માટે, જો, આપણે હાલમાં આપણું નૈતિક અને શારીરિક બળ સંપાદન કર્યે તો, આપણી કોમની, અને તે મારફતે દીનની હસ્તી માટે, કશી ચિંતા કરવાની કે મોટી યોજનાઓ ઘડવાની, કે, આકરા ઠરાવો પસાર કરવાની કદી પણ જરૂર પડશે નહિ અને આપણી કોમની કોન્નેબંદીમાં વધુ ગાબડાંઓ પડતાં અટકશે.

હવે જે કારણોથી આપણી ખરાબી થઇ છે તે વિષે, આ પુસ્તકમાં સાદી અને સ્પષ્ટ ભાષામાં વિવેચન કરવામાં આવ્યું છે; તે કારણે, વ્હાલાં વાંચક ભાઇ બહેનો ! વધુ લખીને તમોને કંટાળો આપીશ નહિ; પણ, હું, તમોને માત્ર એટલીજ અરજ કરું છું અને સદા કરતો રહીશ કે, **પારસી કોમની પડતીનાં સંબંધમાં, સૌનકે, જે જે કારણો વિષે વિવેચન કીધું છે તે ઉપર તમો ખુબજ મનન કરજો અને તમારેથી બને તેટલાં પ્રમાણમાં, તેને દૂર કરીને તમારી** પોતાની જાતને, કુટુંબને તેમજ કોમ અને ધર્મને ફરી એક વાર મઝબુત તથા સંગીન હાલતમાં લાવવાનાં, સવાબના કામમાં, તમારો ફાળો આપવાની કોશેશ કરજો અને બીજાઓ પાસેથી પણ તેવો ફાળો અપાવજો.

ભાઇઓ અને બહેનો ! આ નાનકડું અને ખુલ્લા શબ્દોમાં લખેલું પુસ્તક વાચી જવાથી તમોને જણાશે કે, આપણે પોતેજ, આપણા

પગમાં કોદાળી મારી છે અને પેલી કહેવત છે કે, "દુખે પેટ અને કુટે માથું" તે મુજબ, કોમની સંગીન બેહતરી કરવાને માટે, જે ખરા અને અનિવાર્ય (Indispensable measures) ઉપાયો છે તે, કામે લગાડવાને બદલે, આપણે, માત્ર ઉપર ટપકેના (Superfluous) તેમજ ભળતા સળતા અને નરમ ઉપાયો અજમાવી રહ્યાં છીએ; પણ, તેવા ઉપાયોનું પરિણામ ભૂતકાળમાં કેવું આવ્યું છે અને હજી પછી ભવિષ્યમાં કેવું આવશે તે બીનાથી કોમના દૂરઅંદેશ અને ચતુર નરનારીઓ કંઇ અજાણ નથી.

સને ૧૯૩૧ નાં ઓગસ્ટ-સપટેમ્બરમાં જ્યારે આ ભાષણોની બાબદો **માતાજી પીરોજા રૂ. કાપડયાને** હું લખાવતો હતો તે વખતે, કોમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, તે પછીથી થોડાકજ માસનાં અરસામાં, કેટલીક કમનસીબ પારસી દીકરીઓ અને દીકરાઓ, મુંબઇ અને બીજાં શહેરો ખાતેથી, જુદદીનો સાથે લગ્નો કરવાને ખાતર પોતાની બાપીકી કોમ તથા દીનને તજી દેશે, અને આપણી કોમને, તા. ૧૬ મી જુલાઇ ૧૯૩૩ ને દિવસે, જુદદીનવાળાંઓ સાથે **પરણી જતી આપણી દીકરીઓ તથા દીકરાઓ સામે, સખ્તમાં સખ્ત તિરસ્કાર અને અણગમો દેખાડનારા, તેમજ કોઇ પણ સંજોગોમાં તેઓને ફરીથી આપણી કોમમાં કદી પણ પાછાં નહિ લેવાના, કડક ઠરાવો પસાર કરવાની ફરજ પડશે.** પણ, આ નમ્ર સેવક તો, ઉપલું લખાણ લખાવતી વખતે, પોતાને મળેલા કંઇક અનુભવ તેમજ અલ્પ દૂરઅંદેશીને પરિણામે, જાણતો હતો કે, કમનસીબ પારસી કોમમાં જરૂરજ ચોંકાવનારા બનાવો બન્યા વિના રહેશે નહિ અને ખચીતજ તે પ્રમાણે બન્યું છે, અને હજી પણ એ પ્રમાણે કયાં સુધી અને કેટલા પ્રમાણમાં બનવા પામશે તે બાબે, હું ભવિષ્ય ભાખવા માંગતો નથી; પણ, એક વ્યવહારૂ અનુભવવાળા આદમી તરીકે અને પારસી કોમની નાડ, છેલ્લાં ૨૫ વર્ષ થયાં મેં પકડેલી હોવાને કારણે, તેમજ **"ઇલમે-ક્ષ્નૂમ"** સંસ્થાનાં માનવંત સ્થાપક અને ધર્મના સાચ્ચા ઉસ્તાદ અને રેહબર **બેહેશ્ત-બેહરેહ બહેરામશાહ નવરોજી શેરાફનાં,** ઉમદા અને ગુહ્ય દીની શિક્ષણોની, મારી ઉપર થયલી ઉંડી અને સચોટ અસરને કારણે, તેમજ શહેનશાહી રોજ ગોવાદ, માહ ફરવરદીન અને તા૦ ૧ લી ઓકટોબર ૧૯૨૩ ને દિવસે, ૩૩ વરસની

ભર જવાન વયે, આ ફાની જેહાનમાંથી, સદાની અમર તથા મીનોઇ દુન્યામા, વાસો કરવા માટે રહેનત કરી ગયેલા મારા ભના, હૈતલતાં અને દિલસોઝ બ્હેન, મહેરબાઇ હોરમસજી લાકડાંવાળાએ, છેવટ સુધી ગુજારેલી પવિત્ર અને ધર્મિ જીદગીના મારી ઉપર પડેના, કદી નહિ વિસરાય એવા છાપને કારણે, તેમજ મને સદભાગ્યે મળેલી મારી ભલી, સદ્ગુણી અને ધાર્મિક વિચારની, પત્નીની ઉચ્ચ મિત્રતાને પરિણામે, હુ, અને બહુજ નમ્રતાપૂર્વક જણાવવાની રજા લઉ છુ કે, જ્યા સુધી આપણી કોમની ફીરેબદીના દરવાજા બધ કરવામા આવશે નહિ ત્યા સુધી, ભવિષ્યમા કે હાનમા ધડાનારી ગમે તેવી ખરચાળુ અને સગીન યોજનાઓ, માતો કડકમા કડક ઠરાવો, આપણી કોમની શારીરિક, નૈતિક, ધાર્મિક તેમજ આર્થિક દશામા સગીન તથા લાભદાયિ સુધારો કરી શકશે નહિ! નહે!! અને નહિજ!!!

આકરા અને દઠીના દુખને માટે, જેમ આકરા ઉપાયોની જરૂર છે, વર્ષાદથી ભીજાઇ જતા બચવા માટે જેમ છત્રીની જરૂર છે, પાણીના રેલ્હને અટકાવવા માટે જેમ મઝબુત દીવાલની જરૂર છે, ચોરના ત્રાસથી બચવા માટે જેમ દરવાજાઓ બધ રાખવાની જરૂર છે, અધકારને દૂર કરવા માટે જેમ દીપકની જરૂર છે, વાઘ વરૂઆ જેવા હિસક પ્રાણીઓથી ગોસ્પદોનુ રક્ષણ કરવા માટે જેમ વણુઝારૂ કુતરાઓની જરૂર છે અને શરીરની લજ્જા જાળવવા માટે જેમ વસ્ત્રો પહેરવાની જરૂર છે, તેમ, પશ્ચિમના સુધારા, છુટાપણુ તથા ખામી ભરેલી કેળવણીને પરિણામે ઉત્પન્ન થતી, અનેક નબળી અસરો અને બદીઓના તુમ્રાઓમાથી, **નાળીયેરનાં પાણીની પેઠે** આપણા જવાન દીકરા દીકરીઓને બચાવી રાખવાને માટે, તેઓના માનસ (Mentality) ને, નીતિ તેમજ ધર્મજ્ઞાનના જળ વડે પોષીને, ચોખ્ખા તેમજ મકકમ બનાવવાની અને તેઓના મન ઉપર સર્વોત્તમ મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દનેની અનેક ખુબીઓના છાપો પાડવાની બહુ મોટી તથા અનિવાર્ય જરૂર છે.

અય વ્હાલા હમદીનો! તમો કદાચ બધી ચીજોને હાથ દઇને અટકાવી શકશો, પણ, આપણા ઉછરતા અને અવિચારી બેહ બેગીઓના મનોપ્રદેશમા, ધસી આવતા ગુરા વિચારોના પ્રવાહોને શી રીતે અટકાવી શકશો? ચશમચોર આદમીને કેમ પકડશો? જેને ચોરી કરવાની આદત પડી હેય છે તે તો,

અખંડ હાલતમા બચાવી રાખવાનાં, બહુજ મહાન અને પુણ્ય-વંતાં કામમા, તમારો હિસ્સો આપવા માટે, પાકદામન, હિમ્મત, ડહાપણ, ભલી મનસ્વી અને દીનદારી સાથે કમ્મરકશીને તૈયાર બની જાઓ અને આખા જગતને એકવાર દેખાડી આપો કે, જરથોસ્તી બાનુઓ અને મરદો, પોતાની પુરાતન મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દીન અને પારસી કોમની હસ્તીને ખાતર ગમે તેટલા ભોગો આપવાને બલ્કે મરી ફીટવાને પણ તૈયાર છે, તથા એ કોમના બેટાઓ તેમજ વ્હાલી બેટીઓ, પરકોમની સ્ત્રીઓ તેમજ પુરૂષોને, માત્ર ભાઇ-બ્હેનો સિવાય, બીજી કોઇ પણ પ્રકારે ઝાખીને જોવાને વકીક રાજી નથી. "અથ જમ્યાત્ યથ આફ્રીનામિ."

વસ્યામલ બીલ્ડીંગ,
બી. બ્લોક, ૧ લે માળ,
ગ્રાન્ટ રોડ, મુંબઇ.
તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૩૩.

લી૦ દુ૦ સેવક,
બેહરામ પીરોઝશાહ ભરૂચા.

# ઉપકાર પત્ર. Thanks.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ॥
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानिमायया ॥

**અર્થ**.—હે, અર્જુન ! સંચા ઉપર બેસાડેલાં પુતલાઓને સંચાની પેઠે ફરવું પડે છે તેમ ઇશ્વર, (સ્વાન) સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહીને તેઓને, પોતાની માયા વડે (ઇચ્છા પ્રમાણે) ભમાવે છે, (એટલે દરેક (ભલાં કે બુરાં) કાર્યમા પ્રેરણા કરાવે છે) **(ભગવદ ગીતા, અધ્યાય ૧૮, શ્લોક ૬૧.)**

ઉપલા શ્લોક મુજબ, માત્ર ઇશ્વરી પ્રેરણાને આધીન બનીને લખવા માંડેલું આ નમ્ર પુસ્તક, સંપૂર્ણ કરાવવા માટે, સૌથી પહેલાં, સર્વશક્તિમાન અહુરમઝદનો બહુ મોટો આભાર માનુ છું અને તે પછી, પોતાનો કિંમતી વખત રોકીને આ પુસ્તકનો, વિદ્વતાભર્યો "ફોરવર્ડ" લખી આપવા માટે, આપણી કોમના **સમર્થ વિદ્વાન અને સ્કોલર શેઠ સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ.** નું, તેમજ એક **શાયસ્તે અને કાબેલ યઓઝદાથ્રેગર** તરીકે, આ પુસ્તક વિષે, પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવવા માટે, ઉદવાડાના, **વડા દસ્તુર કયોજી દસ્તુર પેશોતનજી મીરઝાંનું** હું અ ત:કરણપૂર્વક એહસાન માનું છુ.

બીજું, આ પુસ્તકના દીબાચાની એક નોધમાં, આ પુસ્તકની, બીજી ૧૫૦૦ નકલો બહાર પાડવાનો જે ઇશારો છે તે વિષે, સ્હેજ જણાવવાનુ કે, આજથી ચારેક માસ પહેલા, ૧૦૦૦ નકલનો સઘળો ખર્ચ આપવાની ગોઠવણ, મુબઇના **જરથોસ્તી બાનુ મંડળ** તરફથી નક્કી થઇ ગઇ હતી; પણ, ૧૦૦૦ નકલના ફેલાવાથી, ધારેલી અસર ઝાઝી થવા પામશે નહિ એવું ધારીને, સેવકે, બીજી ૧૫૦૦ જેટલી વધુ નકલો છપાવવાનો ઇરાદો કીધો અને તેની છપામણીના ખર્ચ બદલ, કેટલીક નાની મોટી રકમો આપીને અગાઉથી મદદ કરવા માટે, તેમજ છપાયા પછી, લોકોમાં વહેચવાને ખાતર, આ પુસ્તકની અમુક નકલો લેવાનું વચન આપવા માટે, નીચલા નેકનામ સદગ્રહસ્થો તેમજ બાનુઓનો મોટો આભાર માનું છું અને દુઆ ગુજારૂં છું કે, પાક અહુરમઝદ તેઓને આવા પુણ્યવતા, અનેક નાના મોટા કામોમાં, નાણુની

અખંડ હાલતમાં બચાવી રાખવાના, બહુજ મહાન અને પુણ્ય-વંતાં કામમાં, તમારો હિસ્સો આપવા માટે, પાકદામન, હિમ્મત, ડહાપણ, ભની મનસ્વી અને દીનદારી સાથે કમ્મરકશીને તૈયાર બની જાઓ અને આખા જગતને એકવાર દેખાડી આપો કે, જરથોસ્તી બાનુઓ અને મરદો, પોતાની પુરાતન મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દીન અને પારસી કોમની હસ્તીને ખાતર ગમે તેટલા ભોગો આપવાને બલ્કે મરી ફીટવાને પણ તૈયાર છે, તથા એ કોમના બેટાઓ તેમજ વ્હાલી બેટીઓ, પરકોમની સ્ત્રીઓ તેમજ પુરૂષોને, માત્ર ભાઇ-બ્હેનો સિવાય, બીજી કોઇ પણ પ્રકારે ઝાખીને જોવાને વકીક રાજી નથી.
"અથ જમ્યાત્ યથ આફ્રીનામિ."

વસ્યામલ બીલ્ડીંગ,
બી. બ્લોક, ૧ લો માળ,
ગ્રાન્ટ રોડ, મુંબઇ.
તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૩૩.

લી૦ દુ૦ સેવક,
બેહરામ પીરોઝશાહ ભરૂચા.

# ઉપકાર પત્ર. Thanks.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ॥
भ्रामयन्सर्वभूतानि यन्त्रारुढानिमायया ॥

**અર્થ.**—હે, અર્જુન ! સંચા ઉપર બેસાડેલાં પુતલાઓને સંચાની પેઠ ફરવું પડે છે તેમ ઇશ્વર, (રવાન) સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહીને તેઓને, પોતાની માયા વડે (ઇચ્છા પ્રમાણે) ભમાવે છે, (એટલે દરેક (ભલાં કે બુરાં) કાર્યમા પ્રેરણા કરાવે છે) **(ભગવદ ગીતા, અધ્યાય ૧૮, શ્લોક ૬૧.)**

ઉપલા શ્લોક મુજબ, માત્ર ઇશ્વરી પ્રેરણાને આધીન બનીને લખવા માંડેલું આ નમ્ર પુસ્તક, સંપૂર્ણ કરાવવા માટે, સૌથી પહેલાં, સર્વશક્તિમાન અહુરમઝદનો બહુ મોટો આભાર માનુ છું અને તે પછી, પોતાનો કિંમતી વખત રોકીને આ પુસ્તકનો, વિદ્વતાભર્યો "ફોરવર્ડ" લખી આપવા માટે, આપણી કોમના **સમર્થ વિદ્વાન અને સ્કોલર શેઠ સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ.** નું, તેમજ એક **શાયસ્તે અને કાબેલ યઓઝદાથ્રેગર** તરીકે, આ પુસ્તક વિષે, પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવવા માટે, ઉદવાડાના, **વડા દસ્તુર કયોજી દસ્તુર પેશોતનજી મીરઝાંનું** હું અંતઃકરણપૂર્વક એહસાન માનું છું.

બીજું, આ પુસ્તકનાં દીબાચાની એક નોંધમાં, આ પુસ્તકની, બીજી ૧૫૦૦ નકલો બહાર પાડવાનો જે ઇશારો છે તે વિષે, સ્હેજ જણાવવાનુ કે, આજથી ચારેક માસ પહેલાં, ૧૦૦૦ નકલનો સઘળો ખર્ચ આપવાની ગોઠવણ, મુંબઇનાં **જરથોસ્તી બાનુ મંડળ** તરફથી નક્કી થઇ ગઇ હતી; પણ, ૧૦૦૦ નકલના ફેલાવાથી, ધારેલી અસર ઝાઝી થવા પામશે નહિ એવું ધારીને, સેવકે, બીજી ૧૫૦૦ જેટલી વધુ નકલો છપાવવાનો ઇરાદો કીધો અને તેની છપામણીના ખર્ચ બદલ, કેટલીક નાની મોટી રકમો આપીને અગાઉથી મદદ કરવા માટે, તેમજ છપાયા પછી, લોકોમાં વહેંચવાને ખાતર, આ પુસ્તકની અમુક નકલો લેવાનું વચન આપવા માટે, નીચલા નેકનામ સદગ્રહસ્થો તેમજ બાનુઓનો મોટો આભાર માનું છું અને દુઆ ગુજારૂં છું કે, પાક અહુરમઝદ તેઓને આવાં પુણ્યવંતા, અનેક નાના મોટા કામોમાં, નાણાની

અખંડ હાલતમાં બચાવી રાખવાનાં, બહુજ મહાન અને પુણ્ય-વંતા કામમાં, તમારો હિસ્સો આપવા માટે, પાકદામન, હિમ્મત, ડહાપણ, ભલી મનસ્ની અને દીનદારી સાથે કમ્મરકશીને તૈયાર બની જાઓ અને આખા જગતને એકવાર દેખાડી આપો કે, જરથોસ્તી બાનુઓ અને મરદો, પોતાની પુનતન મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દીન અને પારસી કોમની હસ્તીને ખાતર ગમે તેટલા ભોગો આપવાને બલ્કે મરી ફીટવાને પણ તૈયાર છે, તથા એ કોમના બેટાઓ તેમજ વહાલી બેટીઓ, પરકોમની સ્ત્રીઓ તેમજ પુરૂષોને, માત્ર ભાઇ-બહેન સિવાય, બીજા કોઇ પણ પ્રકારે ઝાખીને જોવાને વરીક રાજી નથી "અધ જમ્યાત્ યથ આફ્રીનામિ."

વસ્યામલ બીલ્ડીંગ,<br>
બી. બ્લોક, ૧ લો માળ,<br>
ગ્રાન્ટ રોડ, મુંબઇ.<br>
તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૯૩૩.

લી૦ હું૦ સેવ<br>
બેહરામ પીરોઝગા

જોશી અસ્પન્દીયારજી જ. વ્હાડીયા.
શેઠ ફરામરોઝ સો. ખાન. (ઝવેરી.)
" બેરામજી દા. મીસ્ત્રી, એડવોકેટ.
" સ્વાવકશાહ રૂ. અંજીરબાગ, એડવોકેટ.
એક જરથોસ્તી તરફથી પોતાનાં બેહેસ્ત-મેહરેહ કદખાઉની "અપો યાદ"મા.

પુનાના કેટલાક જરથોસ્તીઓ.
શેઠ રૂસ્તમ એન. બનાજી.
એર્વદ માણેકજી બરજોરજી ભાઠેના.
એર્વદ રતનજી બરજોરજી ભાઠેના.
એર્વદ સ્યાવકશાહ પેસ્તનજી ફ્રુકા.
શેઠ પીરોઝશાહ બી. બામબોટ.
" પાલનજી રૂસ્તમજી કાપડયા.
" દોરાબજી એદલજી એનજીન્યર.
બ્હેનજી તેહમીના રૂ. અ. ઇરાની.
બ્હેનજી ગુલનાર કેખુસરૂ ઇરાની.
બ્હેનજી જરબાઇ મે. કાંદાવાલા.
બ્હેનજી પીરોજા એસ. ચોથીઆ.
એક બાનુ સીમ્પથાઇઝર.

અને બીજાં કેટલાક જરથોસ્તી નર નારીઓ કે જેમણે પોતાના નામો પ્રગટ કરવાની ના પાડી છે.

☞ છોકરા-છોકરીઓને સ્કુલ અને કોલેજોમા આપવામા આવતી ભેગી કેળવણી (co education) કેટલી બધી નુકસાનકારક છે, અને તેનાથી કેવાં માઠા પરિણામો આ યા છે અને જો એ ભેગી કેળવણી ચાલુ રહેશે તો કોઇ પણ કોમને ભવિષ્યમા કેટલુ બધુ ખમવુ પડશે, તે બાબે ગુજરાતના ઉત્તર વિભાગના ડીવીઝનલ કમીશ્નર અને બાહોશ તથા અનુભવી સીવીલ્યન મી૦ ગેરેટે જાનેવારી ૧૯૩૪ મા ભરૂચની મોટલાબાઇ વાડયા કન્યાશાળામા જે વિચારો દર્શાવ્યા છે અને તે ઉપર આગેવાન જામે જમશેદ પત્રે જાનેવારી માસની છેલ્લી ૪-૫ તારીખો દરમ્યાન જે કિંમતી લેખો લખ્યા છે તે તરફ તમામ પારસી કોમનુ હુ ધ્યાન ખેચુ છુ.

લેખક.

શાહી સખાવત કરવાની સદબુદ્ધિ આપે તેમજ તેઓને, તદુરસ્તી સાથની લાંબી અને અશો જીંદગી, પાક મનસ્ની, દીન તરફની દિલગીરી અને રવાન-દોરોસ્તીની બક્ષેશ કરે. અથ જમ્યાત યથ આફ્રીનામિ!

બીજુ આ લેખકની અનેક ચળવળો તરફ બહુ દિનસુઝી દેખાડનાર વ્હાડીઆ ખાનદાનના એક ઝળકતા સિતારા અને જવાન, શેઠ સોહરાબ વ્હાડીયાનો, હું આ મારા પુસ્તકમાં, ખરા જીગરથી આભાર માનુ છુ મને ઉમેદ છે કે, જ્યા સુધી પારસી કોમમાં, ઉચ્ચ ખાનદાનનાં નમીરાઓ, પોતાની પાક ઝરથુસ્તી દીન, તેના આચારવિચારો, તથા રીતરિવાજો ((Traditions) તરફ, જાનફેશાની અને માન દેખાડતા રહેશે, ત્યાંસુધી તેઓ કોમની સાચી રેહબરી કરી શકશે.

*જવાન શેઠ સોહરાબ વ્હાડીયા, ભવિષ્યના સારી આશા આપનારા શેઠીયા છે. આપણી કોમ માટેની તેવણની અનેક ભલી ઇચ્છાઓ અમલમાં મુકવાની તક, ખુદાતાલા તેઓને જલદીથી આપે એજ, આમીન!*

---

## આ પુસ્તકને મદદ કરનારા સદગ્રહસ્થો તથા બાનુઓનાં નામો:—

---

શેઠ સર હોરમસજી કા. દી. એડનવાલા.
" અરદેશર બી. ગોદરેજ.
" માણેકજી પેસતનજી ભરૂચા.
" મંચેરશાહ મા. પે. ભરૂચા.
" પેસ્તનજી ડો. મારકર.
" કેખસરૂ અરદેશર ફીટર.
" જેહાંગીર સોરાબજી ઇરાની.
" એદલજી એન. ગહેરીઆ.
" માણેકશાહ રૂસ્તમજી કાપડીઆ.
" ખરશેદજી ૨. ભરૂચા.
" હો. નો. મીસ્સી ઉર્ફે "હરમીસ"
" દીનશાહ દારાબશાહ એડનવાલા.
" રૂસ્તમજી જમશેદજી લાહેર.
" પીરોજશાહ દાદાભાઇ શરાફ, એલ. સી ઇ
" કેરશાસ્પ બી. તારાપોરવાલા.
" જમશેદજી નનજીભાઇ વારાદ, એમ ઇ

જોશી અસ્પન્દીયારજી જ. વ્હાડીયા.
શેઠ ફરામરોઝ સો. ખાન. (ઝવેરી.)
„ બેરામજી દા. મીસ્ત્રી, એડવોકેટ.
„ સ્પાવકશાહ રૂ. અંજીરબાગ, એડવોકેટ.
એક જરથોસ્તી તરફથી પોતાનાં બેહેશ્ત-બેહરેહ કદબાનુની "અષો યાદ"મા.
પુનાના કેટલાક જરથોશ્તીઓ.
શેઠ રૂસ્તમ એન. બનાજી.
એર્વદ માણેકજી બરજોરજી ભાઠેના.
એર્વદ રતનજી બરજોરજી ભાઠેના.
એર્વદ સ્યાવકશાહ પેસ્તનજી ફકા.
શેઠ પીરોઝશાહ બી. બામબોટ.
„ પાલનજી રૂસ્તમજી કાપડયા.
„ દોરાબજી એદલજી એનજીન્યર.
બ્હેનજી તેહમીના રૂ. અ. ઇરાની.
બ્હેનજી ગુલનાર કેખસરૂ ઇરાની.
બ્હેનજી જરબાઇ મે. કાંદાવાલા.
બ્હેનજી પીરોજા એસ. ચોથીઆ.
એક બાનુ સીમ્પથાઇઝર.

અને બીજાં કેટલાક જરથોસ્તી નર નારીઓ કે જેમણે પોતાના નામો પ્રગટ કરવાની ના પાડી છે.

☞ છોકરા-છોકરીઓને સ્કુલ અને કોલેજોમા આપવામા આવતી ભેગી કેળવણી (co-education) કેટલી બધી નુકસાનકારક છે, અને તેનાથી કેવાં માઠાં પરિણામો આવ્યા છે અને જો એ ભેગી કેળવણી ચાલુ રહેશે તો કોઇ પણ કોમને ભવિષ્યમા કેટલુ બધું ખમવુ પડશે, તે બાબે ગુજરાતના ઉત્તર વિભાગનાં ડીવીઝનલ કમીશ્નર અને બાહોશ તથા અનુભવી સીવીલ્યન મી૦ ગેરેટે જાનેવારી ૧૯૩૪ માં ભરૂચની મોટલાબાઇ વાડયા કન્યાશાળામા જે વિચારો દર્શાવ્યા છે અને તે ઉપર આગેવાન જામે જમશેદ પત્રે જાનેવારી માસની છેલ્લી ૪-૫ તારીખો દરમ્યાન જે કિંમતી લેખો લખ્યા છે તે તરફ તમામ પારસી કોમનું હું ધ્યાન ખેચું છું.

લેખક.

## Index: અનુક્રમણિકા.

(૭). પાના ૫૪ થી ૬૮ માં ૩જાં કારણુ બાબે વિવેચન અને કોઇ પણ કોમની હસ્તી માટે ધર્મજ્ઞાન શા માટે અનિવાર્ય તથા અવષ્યનું'જ છે તે બાબે તેમજ અનીતિ અને પાપ શબ્દમા સમાયલી બહોળી સમજણ બાબે લંબાણ અને બહુ જાણવા જેવો ખુલાસો થયો છે.

(જ). પાના ૬૮ થી ૭૭ માં પારસી કોમની પડતીનાં ૪ થાં કારણ બાબે તેમજ હાથે જાતે રાધવાથી થતા ફાયદાઓ અને આઇતું યાતો બોયબટલર કે હોટેલોનું ખાવાનાં ગેરફાયદા તેમજ ભાવનાઓમાં થતા બીગાડા બાબે તથા લગ્ન, નવજોત, મરણ વિગેરે પ્રસગોમાં ખાન-પાન પાછળ થતા પૈસાનાં ધૂમાડાથી તગી અને મુશ્કેલીમા આવી પડેલા કોમના અમુક વર્ગ બાબે, તેમજ દેખાદેખીથી પારસીઓમાં વધી પડેલી આર્થિક દુર્દશા બાબે અને લોબાન મુકવાનાં ગુણકારી અને ધર્મિ રિવાજ ફરી સજીવન કરવાની અગત્યતા બાબે લંબાણ વિવેચન છે.

(ઝ). પાના ૭૮ થી ૧૨૭ માં પારસી કોમની પડતીનું ૫ મું કારણ બહુ લંબાણથી સમજાવવામાં આવ્યું છે, આતશને ઘેરમાથી કહાડી નાખવાથી અનુશેહ રવાનોની, ઘેરમાંજ કરાવવી જોઇતી કેટલીક ક્રિયાઓ નીકળી ગઇ તેમજ લોબાન મુકવાનો કલ્યાણકારી રિવાજ નાબુદ થયો અને તેથી, પારસીઓનો દીનધર્મ તરફની દિલગીરી, કુરપ્પાની તેમજ જાનફેશાનીનો જીગરનો આતશ, કેમ સર્દ પડી ગયો, તેનાં સંબંધમાં, તેમજ આતશની ઉેફાઝતના સંબધમાં મોબેદ વર્ગની બેહેતરીનાં સંબંધમાં અને ૧૬ સસ્કૃત શ્લોકોમાં સમજાવવામાં આવેલા જરથોસ્તી ધર્મનાં ઉંચ્ચ મરતબાનાં સંબંધમાં તેમજ આતશની ઉંડી ફિલસુફી બાબે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

(ટ). પાના ૧૨૮ થી ૧૩૫ મા છઠ્ઠાં કારણ બાબે તેમજ ભેગી કેળવણીથી થતા નુકસાન બાબે તેમજ ભેગી કેળવણીથી જુદદીન લગ્નની ઘેલછાને મળતાં ઉત્તેજન બાબે જાણવાજોગ વિવેચન કરવામાં આવ્યું છે.

(ઠ). પાના ૧૩૬ થી ૧૬૯ માં સાતમો કારણ બાબે તેમજ પશ્ચિમની નુકસાનકારક કેળવણી બાબે અને અંતઃકરણની એટલે સદ્‌-ગુણોની ખીલવણી નહિ કરવાથી, થતા રૂહાની નુકસાન બાબે તેમજ અહારૂમની બામદાદ વખતે અષોના રવાનને મળતી ખુશહાલી બાબે તેમજ પાપીનાં રવાનને થતા અફસોસ બાબે તેમજ આપણી કોમની સંગીન બેહેતરી કરવાને ખાતર ઉતાવળે એક સગીન યોજના ઘડવાનાં ઇચ્છવાજોગપણા બાબે જાણવા જેવું વિવેચન કરવામા આવ્યું છે.

## Index: અનુક્રમણિકા.

(છ). પાના ૫૪ થી ૬૮ માં ૩જા કારણ બાબે વિવેચન અને કોઇ પણ કોમની હસ્તી માટે ધર્મજ્ઞાન શા માટે અનિવાર્ય તથા અવશ્યનુંજ છે તે બાબે તેમજ અનીતિ અને પાપ શબ્દમા સમાયલી બહોળી સમજણ બાબે લંબાણ અને બહુ જાણવા જેવો ખુલાસો થયો છે.

(જ). પાના ૬૮ થી ૭૭ માં પારસી કોમની પડતીનાં ૪ થાં કારણ બાબે તેમજ હાથે જાતે રાંધવાથી થતા ફાયદાઓ અને આઇતું યાતો બોયબટલર કે હોટેલોનું ખાવાનાં ગેરફાયદા તેમજ ભાવનાઓમાં થતા બીગાડા બાબે તથા લગન, નવજોત, મરણ વિગેરે પ્રસંગોમાં ખાન-પાન પાછળ થતા પૈસાનાં ધૂમાડાથી તંગી અને મુશ્કેલીમા આવી પડેલા કોમના અમુક વર્ગ બાબે, તેમજ દેખાદેખીથી પારસીઓમાં વધી પડેલી આર્થિક દુર્દશા બાબે અને લોબાન મુકવાનાં ગુણકારી અને ધર્મિ રિવાજ ફરી સજીવન કરવાની અગત્યતા બાબે લંબાણ વિવેચન છે.

(ઝ). પાના ૭૮ થી ૧૨૭ મા પારસી કોમની પડતીનું ૫ મું કારણ બહુ લંબાણથી સમજાવવામાં આવ્યું છે, આતશને ઘેરમાથી કહાડી નાખવાથી અનુશેહ રવાનોની, ઘેરમાંજ કરાવવી જોઇતી કેટલીક ક્રિયાઓ નીકળી ગઇ તેમજ લોબાન મુકવાનો કલ્યાણકારી રિવાજ નાબુદ થયો અને તેથી, પારસીઓનો દીનધર્મ તરફની દિલગીરી, કુરબાની તેમજ જાનદેશાનીનો જીગરનો આતશ, કેમ સર્દ પડી ગયો, તેનાં સંબધમાં, તેમજ આતશની હેરાઝતના સંબધમાં રોબેદ વર્ગની એહેતરીનાં સંબધમાં અને ૧૬ સંસ્કૃત શ્લોકોમાં સમજાવવામા આવેલા જરથોસ્તી ધર્મનાં ઉચ્ચ મરતબાનાં સંબંધમાં તેમજ આતશની ઉંડી ફિલ્સુફી બાબે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

(ડ). પાના ૧૬૯ થી ૧૮૫ માં, ૮ માં કારણ બાબે તેમજ કુંવા- રાપણાને કારણે નિપજતી જુદદીન લગ્નોની બદી બાબે અને પરણેલી જીંદગીનાં નૈતિક તથા રૂહાની ફાયદાઓ બાબે તેમજ સ્ત્રીઓને કોઇપણ સંજોગમાં હદ ઉપરાંત સ્વતંત્રતા નહિ આપવાના વાજબીપણા બાબે, મનન કરવાજોગ ખુલાસો કરવામાં આવ્યો છે.

(ઢ). પાના ૧૮૬ થી ૨૦૭ માં, ૯ માં કારણ બાબે અને માસિક માંદગી દરમ્યાન એક સ્ત્રીનાં શરીરમા થતા ફેરફારને સબબે આસપાસની ચીજો તેમજ તરતરકારી, ચોપાઓ, ફુલો, વનસ્પતિઓ વિગેરે ઉપર થતી ખરાબ અસરનું સાયન્સની દ્રષ્ટિએ તેમજ ધર્મ શાસ્ત્રાનાં પ્રમાણોની દ્રષ્ટિએ ઘણુ જાણવા જેવું અને મનન કરવા યોગ્ય વિવેચન કરવામા આવ્યું છે.

(ન). પાના ૨૦૮ થી ૨૧૨ માં ૧૦ માં કારણ બાબે અને નાટક સીનેમા તથા ફીસ્યારીખોર જીવનથી પારસીઓને થયલાં પારાવાર નુકસાન અને નૈતિક અધોગતિ અને કુમળાં મગજ ઉપર પડતા બુરા છાપો વિષે તેમજ જુદદીન લગ્નોને મળતાં ઉત્તેજન વિષે વિવેચન છે.

(ત). પાના ૨૧૨ થી ૨૨૨ માં ૧૧ મા કારણ બાબે અને તેનાથી પારસી કોમમા પેવસ થયની ઉધ્ધાઉગી તથા છકેલ જીંદગી બાબે જાણવા જેવા વિચારો દર્શાવવામા આવ્યા છે.

(થ). પાના ૨૨૩ થી ૨૨૬ માં ૧૨ માં કારણ બાબે તેમજ સખા- વત કરવાની પદ્ધતિમા ફેરફાર કરવા બાબે તથા લાયક અને મોહતાજ પારસીઓને સખાવતી નાણા વડે, પગભર કરવા બાબે તેમજ પારસી ઓફીસો, ઓરીસો, પઢીઓ વિગેરેમાં, પહેલાં, ફકત પારસીઓનેજ નોક રીએ લગાડવા બાબે વિવેચન છે.

(દ). પાના ૨૨૬ થી ૨૩૨ માં છેવટના થોડાક શબ્દોમાં પારસી કોમના શ્રીમંત વર્ગને તેમજ ટ્રસ્ટી સાહેબોને, કોમમા, ધર્મજ્ઞાનનો ઉતાવળે પ્રચાર કરવાની અને તે માટે લાયક શખ્સોની ચુંટણી કરવાની અરજ કરવામાં આવી છે અને ધર્મના ઉત્તમપણા બાબેતા પ્રમાણો ટાકયાં છે.

(ધ). પાના ૨૩૩ થી ૨૩૫ માં આ પુસ્તકનાં લેખકની ઓળખાત છે.

(ન). પાના ૨૩૬ થી ૨૫૩ માં ઘણીજ ધડો લેવા જેવી કદીમ ધરાની નસીહતો આપવામાં આવી છે.

(પ). પાના ૨૫૪ થી ૨૫૫ માં લેખકના અવિસ્તા તેમજ ફારસી કલાસો વિષે તેમજ જરથોસ્તી ખાનુમંડળ બાબે જાહેર- ખબરો છે.

# શુદ્ધિપત્ર. Errata.

---

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૧. | ૨૦ મી | યાને | અને |
| ૨૫. | ૧ લી | વેરાનમ | વેરાનમાં |
| ,, | ૧૫ મી | ાય ! | હાય ! |
| ૨૬. | ૨ જી | ગુમરાહીમ | ગુમરાહીમાં |
| ,, | ૩ જી | શૌયથી | શૌર્યથી. |
| ,, | ૬ ઠ્ઠી | કંદમ | કદમ. |
| ૨૮. | ૩ જી | 'હુનવરનો અગ્રે | અહુનવરનો, |
| ૩૫. | ૨૦ મી | (ઇશ્વર; પ્રેરિત મંત્રો) | (ઇશ્વર-પ્રેરિત મંત્રો) |
| ૪૩. | ૧૨ મી | a matter of | a better of |
| ૬૫. | ૧૧ મી | કુપાત ને | કુપાત્રને. |
| ૯૯. | ૧૧ મી | ભૂમિમાકાશમાધં | ભૂમિમાકાશમાવં. |
| ૧૦૦. | ૩ જી | સપ્તનાનં | સપ્તમૌનં. |
| ૧૦૧. | ૨૦ મી | कूपवापाजलपुलरचनं | रूपवापीजलपुलरचनं. |
| ૧૦૨. | ૨૫ મી | ગોમૂત્રૈમંત્ર પૂતે | ગોમૂત્રૈર્મંત્રપૂતૈઃ |
| ૧૦૩. | ૧૬ મી | પ્રતિદિનમુદિતૈરક્ષરૈ મંત્રયુક્તૈ. | |
| ,, | ,, | ... ... | પ્રતિદિનમુદિતૈરક્ષરૈર્મંત્રયુક્તૈઃ |
| ૧૦૪. | ૫ મી | વિકસિતવદનાસ્તે | વીકનિતવદનાસ્તે |
| ૧૦૫. | ૭ મી | ચત્વારિ ચાહ્નાનિ | ચત્વારિ શહ્નિાનિ |
| ,, | ૨૬ મી | ૭૪૫૬ | ૭૪ ૫ ૬ |
| ૧૦૬. | ૫ મી | ધનગુણરચિતાં | ધનગુણરચિતાં. |
| ,, | ૨૭ મી | સ્નાન પુર્વે | સ્નાન પૂર્વં |
| ૧૦૭. | ૨૫ મી | ફૂંધ્યે | પૃચ્ચે |
| ૧૧૬. | ૩૧ મી | રહી છે | રહયો છે. |
| ,, | ૩૪ મી | ... | ... |
| ,, | ૩ જી | ક્નમ | ક્નૂમ |
| ૧૧૭. | ૨૭ મી | રહી છે | રહયો છે. |

| | | | |
|---|---|---|---|
| ૧૧૭. | ૨૮ મી | સુખ | સુર્ખ |
| ૧૧૯. | ૧૪ મી | ભવન | ભુવન |
| ૧૨૨. | ૩૧ મી | બનોવેના | બનાવેલા |
| ,, | ૩૩ મી | મુતિ | મૂર્તિ |
| ૧૪૪. | ૮ મી | ગારવને | ગૌરવને |
| ,, | ૧૦ મી | લાછન | લાછન |
| ૧૪૭ | ૨૭ મી | સરચકારની | સચકારંની |
| ૧૫૦. | ૩૧ મી | યાને | અને |
| ૧૬૫. | ૨૬ મી | નતિક | નૈતિક |
| ૬૮. | ૧ લી | આખે | આખો |
| ,, | ૮ મી | ધારણુ | ધારપુ |
| ૧૭૦. | ૨૯ મી | અન્યોઅન્ય | અન્યોન્ય |
| ૧૭૩. | ૧ લી | ખચ | ખર્ચ |
| ૧૮૯ | ૬ ઠી | રજશો | રજસો |
| ૧૮૫. | ૨૧ મી | पश्चादनशन प्रत्याम्राय | |
| ,, | ... | पश्चादनशनप्रत्याम्राय | |
| ૧૯૫. | ૨૧ મી | स्नानविधि | स्नानविधिं |
| ૧૯૬. | ૩૧ મી | ઉપનાજ | ‡ ઉપનાજ |
| ૨૦૧ | ૨૨ મી | નાશ પામે છે. † | નાશ પામે છે ‡ |
| ૨૩૪ | ૬ ઠી | સરજતા | સરજતના |
| ૨૩૫ | ૧૮ ની | ત | ણ |

# કાવ્ય ૧ લું.

## વક્ષુરે-વક્ષુરાન રજ્મ-ગુ અશો સ્પિતમાન ઝરથુશ્ત્રને અર્પણ.

રચનાર:—બેહરામ પીરોઝશાહ ભરૂચા.

૧. અય્ સેતુદ્દએ અહુરો નીઝ્ હફ્ત્ અમશાસ્પન્દ,
અય્ સેતુદ્દએ હમા યઝ્દાને પાકો હુરમન્દ.
૨. અય્ સેતુદ્દએ સરાસર્ કાયનાતો મખ્લુકાત્,
અય્ સેતુદે જાબજા દર્ પાકીઝે વસ્તા ઓ ઝન્દ.
૩. નામે તુ ઝરતુશ્ત્ હમચું ઝર્રે ખાલેસ્ રાયેજસ્ત્,
દર્ મયાને આલમે ઇન્ ફાની ઓ આન્ રંગુમન્દ.
૪. ચેકદર ખુશ્તુદો ખન્દાન્ શુદ્ હમા રૂહ્હા ઓ કુહ,
બર્ ઓ બ્હેરો શજ્રહા ઝે મઝહરત્ પાકો બલન્દ?
૫. ગર્ નયાવર્દેહ્ બુદી દીન્રા અઝાન્ મીનુવતન્,
ચેકદર ઇન્ ખલ્ક માન્દેહ્ બુદ્ બેગોમરાહી ઓ બન્દ?
૬. અઝ્ શોઆએ શમ્સે દીનત્ શુદ્ મોનવ્વર્ ઇન્ જેહાન,
વરને માન્દેહ્ બુદ્ હમા આલમ્ હમીશે દર્દમન્દ.
૭. પીશે તુ એહરીમનો દીવાનો દરવન્દો દરૂજ્,
કરદેહ્ બુદન્દ ખલ્કરા તારાજો ગેયનિો નેજન્દ.
૮. તુ બસી દર્ રૂઝ્ગારે પીશીને પયદા શુદી,
બાહુશો વીરે અવીજેહ્ ઓ રૂયે પાર્ હુરો ખન્દ.
૯. ચેકદર દર્ મઝ્હરે ખન્દે તુ મઅની બુદ્ અમીક્?
ફીલહકીકત્ હમચુ તુ કસ્ ઝાદેહ્ નીસ્ત્ દર્ અજ્મો હેન્દ.
૧૦. ઝે મેહ્દેમત્ નાગાહ પુશીદેહ્ શુદન્દ ઝીરે ઝમીન્,
આન હમા જાદુગરો બદ્કારો દીવાન પારગઝન્દ.

૧૧ ચક્કર દર્ શુરા તર્સી હૌલ્ અફ્ગન્દી તુ સખ્ત,
દીવે વાઝુનરા ઓ આવર્દી'શ્ આખેર્ દર્ કમન્દ?

૧૨. દર્ શબે ઝાલ્માતે જેહલ્ મરહબા તુ આમદી,
હમચુ' ખુર્શીદ દારોખ્શાને મર્ ઇન્ ચર્ખે' બલન્દ.

૧૩. ગરચે ખુરશીદ ફલક્ ચશ્મો ચેરાગે આલમસ્ત,
નુરે એલ્મ બખ્શાન્દે દીનત્ બર્તરસ્ત ઝાન્ નુરમન્દ.

૧૪. ઝીન્ જેહત્ પીરે મઘાનો આબેદ મન્ઝેલશેનાસ્
ખુરદેહ અન્દ અઝ્ જામે દીનત્ મય્ ચુ' આતશ્ બોરરેહ્મન્દ.

૧૫ તુઇ કાને શાદીયે જાનો રવાનો તન ઓ દેલ,
હસ્ત હમા અક્વાલે દીને તુ નફીસો સુદમન્દ.

૧૬. તુઇ શીરીનીયે અર્વા રૂહે તુ મીનુચેરાઘ,
તુઇ મર્હમ્ ખસ્તેગાન્રા મેહબુબી તુ દીલ્પસન્દ.

૧૭ તુઇ કુતે જાને મા તુઇ નગીને બીબહા,
તુઇ કેમ્યાએ અજીબે આશેકાને દર્દમન્દ.

૧૮. તુઇ અવ્વલ્ નર્ કે દાનેસ્ત્ અસ્ત્ હમા એસ્રારે ઘયબ્,
"રૂસ્ઝગુ" ઝાંરૂ તુરા ખાનન્દ્ હમા દાનેશમન્દ.

૧૯. તુઇ વક્ષુરે હમા પયઘમ્બરાને બઅદ તુ,
તુઇ ઓસ્તાદે સરાસર્ ફેલ્સુફાનો હુશમન્દ.

૨૦ તુ બેપન્દારે નીકો ગોફ્તારો કેર્દારે નીકુ,
ચે ખુશ્ નેમુદી રેહ બેમા સુયે ખોદાવન્દે બલન્દ!

૨૧. યાદ તુ રૂહપર્વરસ્ત ચુ' લઅલે લબ્બે મેહરૂયાન્,
નામે તુ શીરીન્તર્ અઝ્ આબે હયાતો શહેદો કન્દ.

૨૨. ગર્ ન ઝાહેર્ તુ શુદેહ બુદી દર્ ઈન્ દારે ફના,
કી બેમા બક્ષુદેહ બુદ્ ગન્જે રવાનો દીનો પન્દ?

૨૩. દર્ કસીદ ઇન્ કે ગોફ્તમ દર્ મદહત્ ઝરતુશ્ત્ અય!
હીચ સઝાયે તેહસીનત્ દાદમ ને મન્ જેઝ શએર્ ચન્દ.

૨૪. બા દેલે પાકી કે આનહા મીપરસ્તન્દ આતશત્,
મ્હેરૂએ ઇશાન્ બેતાબદ્ ચુ' મેહો આતશાવશાન્દ.

૨૫. મીરઅદ્ દર્ બેહેરતો બીનદ્ સઆદતે હર્ દુ જેહાન,
ગર્ કસી આરદ્ બેવરઝેશ્ કાનુને વસ્તા ઓ ઝન્દ.
૨૬. આન કે શુદરેહ પુરીદો કોશ્તી બેબસ્તો કર્દ અમલ,
બર્ ફરામીને દીનત્ હક્કા ને ઉ હીચ્ દીદ્ ગઝન્દ.
૨૭. ચેકદર કર્દેઓન્દ ઓ ખુશ બાશદ્ આન્ ઇરાન્ ઝમીન્,
કન્દરશ્ હમચું તુ ઝાદેહ બીનમુનો અર્જમન્દ?
૨૮. મોજહા ગરચે ઝનદ્ ઇન્ બાતેનમ્ દર્ મહબ્બતત,
ચે બતઅરીફત્ બેગુયમ્ તા બેકય ઓ ચુનો ચન્દ?
૨૯. કત્અ કુન તોસીફશયે ઉ કતુ "બહેરામ" અયે,
તુ ચે ફહેમી અઝ્મતે રૂહાનીયે આન્ દીવબન્દ?

× × × × ×

૩૦. મેસ્રએ અવ્વલ્ ઝે શેઅરે સીઝ્દેહોમે નઝમે ઇન્,
અઝ્ "દીવાને હાફેઝસ્ત" કઝ્ મીચકદ મર્ શીરો કન્દ.

---

તરજુમો.

૧. અહુરમઝદ અને સાતે અમશાસ્પંદોથી, તેમજ સઘળા પવિત્ર અને નુરમંદ યઝદોથી અય વખાણુ પામેલા!

૨. ઉપરની તેમજ નીચેની આલમની તમામ પેદાયશોથી અય વખાણુ પામેલા! તેમજ ઝન્દ અવસ્તામાં અનેક ઠેકાણે અય વખાણુ પામેલા (અશો ઝરથુસ્ત્ર!)

૩. આ ફાની તેમજ પેલી નુરમન્દ આલમમાં ખાલેસ સોનાની માફક તારૂં નામ "અશો ઝરથુશ્ત્ર" તરીકે રેવાજ પામેલું છે.

૪. તારા પવિત્ર અને બુલન્દ જન્મથી, સઘળાં નદી નાળાઓ, પહાડો, ધર્તી, દર્યા અને ઝાડપાનો કેટલાં બધાં ખુશહાલ અને હસ્તાં થયાં?

૫. જો પેલાં મીનોઇ ધામમાંથી તું, દીનને (અત્રે) લાવ્યો નહિ હતે તો, આ જગત કેટલું બધું ગુમરાહી અને બંધનમાં પડી રહ્યુ હતે?

૬. તારી દીનરૂપી સૂર્યનાં કિરણો વડે આ જગત પ્રકાશિત બન્યું; નહિ તો આખું જગત, હમેશાં દુખી હાલતમાં પડી રહેતે.

૭. તારા જન્મ અગાઉ એહરીમન, દીવો, દરવન્દો અને દુજોએ આ જગતને તારાજ, રડતું અને દુખ્યારૂં કરી નાખ્યું હતું.

૮ તુ ઘણાજ પુરાતન જમાનામા, પવિત્ર અકલ તથા હુશીયારી સાથે અને ઝળકતા તથા હસતા ચ્હેરા સાથે પેદા પડયો

૯ તારા જન્મવામા અને હસવામા કેટલો બધો ઉડો ભેદ સમાયો હતો? ખચીતજ તારા જેવો કોઇ પણ પુરૂષ હિંદ કે ઇરાનમા જન્મ પામ્યો નથી

૧૦ તારા આવવાની સાથેજ, પેના બધા જાદુગરો, ભુડાઓ અને નુકસાનકારક દેવો તરતજ ધર્તીની ઉંદળ છુપાઇ ગયા

૧૧ તે પેલા ઉંધા દેવને (અગ્રમઇન્યુને) કેટલો બધો સખત ગભરાટ, ધાસ્તી અને અન્ધારામણુમા નાખીને અને કમન્દમા ગીરફતાર કીધો? (દફે કીધો)

૧૨ અજ્ઞાનતારૂપી અંધકારની રાત્રે, આ બુલન્દ આકાશના પ્રકાશિત સૂર્યની માફક ભલે કે તુ જન્મ પામ્યો

૧૩ આકાશમાનો સૂર્ય જો કે, આ જગતની આખ અને ચેરાગ સમાન છે છતા, જ્ઞાનરૂપી નુરની બક્ષેશ કરનારી તારી દીન, તેના (આકાશના સૂર્ય) કરતા પણ વધુ બુલન્દ છે

૧૪ આ કારણને ખાતરજ મથવ સાહેબો અને મન્ઝેલશેનાસ (રૂહાની તપશ્ચામા આગળ વધેલા) આબેદોએ તારી દીનરૂપી જામમાથી આતશના જેવો પ્રકાશિત શરાબ (પવિત્ર આત્મજ્ઞાન) પીધો છે

૧૫ જીવ, આત્મા, શરીર, અને અંતરની ખુશહાલીની તુ ખાણ છે તારી દીનના સઘળા શિક્ષણો કિંમતી અને ફાયદાકારક છે

૧૬ તુ સર્વોત્તમ બહેસ્તની મીઠાશ અને તારૂ સ્વાન મીનોઇ આલમનો ચેરાગ છે જખ્મી બનેનાઓ માટે યાને દુન્યાના દર્દો ગમથી પરેશાન બનેનાઓ માટે તુ મલમ સમાન છે અને તુ એક મનપસન્દ મેહબુબ છે

૧૭ તુ અમારા જીવાત્માનો ખોરાક તેમજ દર્દમન્દ આરોફો (ખુદાના ખરા ભકતો) માટે તુ એક અજબ કેમ્યા સમાન છે

૧૮. તુજ પ્રથમ પુરૂષ છે કે જેણે, સઘળા મીનોઇ ભેદોને પીના વ્યા છે આજ કારણને ખાતર, બધા ડહાપણવાળા લોકો તને 'રમઝગુ' (ભેદમા બોલનાર) કરીને કહે છે

૧૯ તારી પછીના સઘળા પયગમ્બરોનો તુ પયગમ્બર છે, તેમજ દુન્યાના સઘળા દિલસુફો અને અકલમન્દોનો તુ ગુરૂ સમાન છે

૨૦. તેં, ભલા વિચારો, વચનો અને કાર્યો વડે કેવી સરસ રીતે અમોને સર્વોત્તમ અહુરમઝદને પુગવાનો માર્ગ દેખાડયો છે?

૨૧. ચંદ્રનાં જેવી મઅશુકોનાં પરવાળાં જેવા હોઠોની માફક તારી યાદ, રવાનની પરવરેશ કરનારી છે અને તારૂં નામ આબે હૈયાત, મધ અને શાકરનાં કરતાં પણ વધુ મીઠાશભર્યું છે.

૨૨. જો આ ફાની દુન્યામાં તું પેદા નહિ પડયો હતે તો, જીવાત્માનો ખજાનો, (આત્મજ્ઞાન) દીન ધર્મ અને ભલી શિખામણો અમોને કોણ આપતે?

૨૩. અય અશો ઝરથુસ્ત્ર! તારી સ્તુતિને માટે જે આ કસીદો (એક જાતનું કાવ્ય) મેં લખ્યો છે, તેમાં, માત્ર થોડીક લીટીઓ સિવાય તારી પ્રશંસાને લાયક મેં કશું પણ વધુ આપ્યું નથી.

૨૪. જેઓ પવિત્ર અંતકરણથી તારા આતશની પ્રાર્થના કરે છે; તેઓનાં ચ્હેરા ચંદ્ર સમ પ્રકાશે છે અને તેઓ, આતશનાં જેવા (બદીને બાળી નાખનારા) બને છે.

૨૫. જો કોઇ ઝંદ અવસ્તાનાં ફરમાનોને અમલમાં મુકે તો, તે (ખચીતજ) બહેસ્તમાં જાય અને બંન્ને દુન્યાનું સુખ જોય.

૨૬. જે કોઇએ સદરો પહેર્યો, કુસ્તી બાંધી અને તારી દીનનાં ફરમાનોનો અમલ કીધો, તેણે, ખરેજ કશું પણ દુઃખ જોયું નહિ.

૨૭. પેલી ઇરાનની ભૂમિ, કેટલીબધી સૌભાગ્યવતી અને ખુશનુમા હશે, કે જેની અંદર, તારા જેવો (ઝરથુશ્ત્ર જેવો)—અનુપમ યાને કિંમતી જીવ જન્મ પામ્યો!

૨૮. તારા પ્યારને ખાતર મારૂં અંતર જો કે દર્યાનાં મોજાઓ પેઠે ઉછાળા મારે છે, છતાં, તારી સ્તુતિમાં હું, શું, કયાં સુધી, કેવું અને કેટલું બોલું? (ગમે તેટલું બોલીશ તે પુરતું ગણાવાનું નથી.)

૨૯. "ઓ બેહરામ!" તેની સ્તુતિ કરવાનું હવે માંડી વાળ. તે, દેવોને બાધનાર (અશો ઝરથુસ્ત્ર) ની આત્મિક બુઝોર્ગીને તું શું સમજે?

× × × +

૩૦. આ કાવ્યની ૧૩ મી શએરનો પહેલો મીસ્રો (કડી) ખાજા હાફેઝનાં પુસ્તકમાંથી લીધો છે, કે જે પુસ્તકમાંથી દુધ (નિર્મળ ડહાપણ) અને શાકર (આત્મજ્ઞાન) નાં ધોધ વહે છે.



# કાવ્ય ૨ જું.

દીનદારીનો તોશોજ, છેવટ કામ તમને આવશે,
દીનદારી અંતે રાહ તમને સ્વર્ગનો બતલાવશે.

## હરિગીત છંદ.

રચનારઃ—બેહરામ ફીરોઝશાહ ભરૂચા.

પારસી નરનારીઓ! સમજો તમો સૌ ધ્યાન દઇ,
કોમની હાલત, કફોડી કેમ થઇ, તે અહીં કંઇ.
પશ્ચિમનો વાયો પવન, તે દિનથી આપણ સહુ,
રૂડા રિવાજો છોડીને, ગુમરાહ થયાં આપણ બહુ.
પશ્ચિમનું છુટાપણું, સુધારોને સંસ્કાર[1] છે,
નિશ્ચય થકી ખામીભર્યાં, એ વાત બીન તકરાર છે.
પશ્ચિમની કેળવણીનાં વિચારે શું ઉકાળ્યું?
કોમની છે નીતિનું નખ્ખોદ એણે વાળ્યું.
પશ્ચિમનો ભપકાભર્યો સુધારો, એ તો શ્રાપ છે,
શ્રાપથી એ, કુલ જગતમાં, દુઃખને સંતાપ છે.
સંતાપથી એ, પાપ વધ્યાં ને ભુલાયો ધર્મ છે,
ઇનસાનમાં વધતાં ગયાં અન્યાય ને કુકર્મ છે.
પશ્ચિમનાં સૌ મોજ શોખો, જાણજો કે ઝહેર છે,
એ ઝેરથી, ફેલાયો આપણી કોમમાં બહુ કહેર[2] છે.
નાશવંતા દેહના વૈભવ અને એંચાણમાં,
સપડાકને બન્યા, તમે નબળાં બહુ ઇમાનમાં.
આ દેહ શું પોખી રહ્યાં? એક દિતો એ જશે મરી,
પોષણ કરો આત્માતણું, જે વસ્તુ છે દેહમાં ખરી.
મોહ, માયા, વૈભવો, ધન, જોર, જોબન, જશે સહુ,
અંતની વેળાએ, પશ્ચાતાપ જોજો થાશે બહુ.

---

૧, દીવાનિાઓ. ૨, આફત

તે થકી, દીન ધર્મની રૂડી તરીકત[3] પાળો તમ,
સત વચન, વિચારને સત રાહ પર સૌ ચાલો તમ.
દીનદારીનો તોશોજ,[4] છેવટ કામ તમને આવશે,
દીનદારી હું અંતે રાહ તમને સ્વર્ગનો બતલાવશે.

કેવાં અરે! પહેલાં તમે, સાદાં ને રૂપાળાં હતાં?
છળ[6] કપટ જાણો ન કંઇ, ભોળાં અને ભાળાં હતાં.
પુષ્પસમ કોમળ અને નિર્દોષ તમ મનથી હતાં,
અગ્નિમાં સોનું તપે, તેમ પાક બહુ તનથી હતાં.
પૂર્ણીમાનો ચંદ્ર જેમ ઝળકી રહે આકાશથી,
દીપતાંતાં તે સમા તમ, હાસ્ય ને ઉલ્લાસથી[7].
ધર્મની રૂડી તરીકત પાળતાંતાં કેવા તમ?
સુખને સંતોષમાં રે! મ્હાલતાંતાં[8] કેવાં તમ?
નખમાં નહોતો રોગ ને તન મનથી બહુ સુખી હતાં,
આજના જેવા અજબ રોગોથી કયાં દુ:ખી હતાં?
રૂડી તરીકત દઇ તજી, આચારો[9] શુભ સૌ છોડયા;
સદ્ગુણી સૌ વિચારો ને સંસ્કારોને તરછોડયા.

× × × × ×

પારસી અબલાઓ પહેલાંની, ખરે ન્યારી હતી,
ગાય જેવી રાંક, ને કેવીરે! બીચારી હતી?
વર્તન મહિ શર્માળ, ને રંગરૂપમાં સારી હતી,
માત પિતા પુત્રોને ભર્તા[10]ને બહુ પ્યારી હતી.
ઠાવકી, ગંભીર, શ્યાણીને પરોપકારી હતી,
અશરાફ ને ગુણવાન રે! બહુ પારસી નારી હતી.
શિલવંતી,[11] ખાનદાની ને સદાચારી હતી,
આજની કંઇ નારો જેવી કયાં અહંકારી હતી?

---

૩ માસિક આદગી પાળવી, નીરંગ લેવો, માથા ઢાકવા, આતરા રાખવા અને હાથે જાતે રાધીને લોબાન પાણી મુકીને બાજ ધરીને જમવું તે બધાનુ નામ તરીકત ૪ પુણ્યનો જથ્થો ૫, ધાર્મિક જીવન ૬, દગો ફટકો ૭, ખુશાહાલી ૮, સુખે રહેતા હતા ૯, દીની રિવાજો ૧૦, ખાવિંદ ૧૧, પાકદામનવાળી

# કાવ્ય ૨ જું.

દીનદારીના તોરોજ, છેવટ કામ તમને આવશે,
દીનદારી અંતે રાહ તમને સ્વર્ગનો બતલાવશે.

## હરિગીત છંદ.

રચનારઃ—બેહરામ પીરોઝશાહ ભરૂચા.

પારસી નરનારીઓ! સમજો તમો સૌ ધ્યાન દઇ,
કોમની હાલત, કફોડી કેમ થઇ, તે ધ્યાન કંઇ.
પશ્ચિમનો વાયો પવન, તે દિનથી આપણ સહુ,
રૂડા રિવાજો છોડીને, ગુમરાહ થયાં આપણ બહુ.
પશ્ચિમનું છુટાપણું, સુધારોને સંસ્કાર[1] છે,
નિશ્ચય થકી ખામીભર્યા, એ વાત બીન તકરાર છે.
પશ્ચિમની કેળવણીનાં વિચારે શું ઉકાળ્યું?
કોમની છે નીતિનું નખ્ખોદ એણે વાળ્યું.
પાશ્ચમનો ભપકાભર્યો સુધારો, એ તો શ્રાપ છે,
શ્રાપથી એ, કુલ જગતમાં, દુઃખને સંતાપ છે.
સંતાપથી એ, પાપ વધ્યાં ને ભુલાયો ધર્મ છે,
ઇનસાનમાં વધતાં ગયાં અન્યાય ને કુકર્મ છે.
પશ્ચિમનાં સૌ મોજ શોખો, જાણજો કે ઝહેર છે,
એ ઝેરથી, ફેલાયો આપણી કોમમાં બહુ કહેર[2] છે.
નાશવંતા દેહના વૈભવ અને ખેંચાણમાં,
સપડાઇને બન્યા, તમે નબળાં બહુ ઇમાનમાં.
આ દેહ શું પોખી રહ્યાં? એક દિનો એ જાશે મરી,
પોષણ કરો આત્માતણું, જે વસ્તુ છે દેહમાં ખરી.
મોહ, માયા, વૈભવો, ધન, જોર, જોબન, જાશે સહુ,
અંતની વેળાએ, પશ્ચાતાપ જોજો થાશે બહુ.

---

૧, રીતરિવાજો. ૨, આફત.

તે થકી, દીન ધર્મની રૂડી તરીકત[૩] પાળો તમ,
સત વચન, વિચારને સત રાહ પર સૌ ચાલો તમ.
દીનદારીનો તોશોજ,[૪] છેવટ કામ તમને આવશે,
દીનદારી [૫] અંતે રાહ તમને સ્વર્ગનો બતલાવશે.

કેવાં અરે! પહેલાં તમે, સાદાં ને રૂપાળાં હતાં?
છળ [૬] કપટ જાણો ન કંઇ, ભોળાં અને ભાળાં હતાં.
પુષ્પસમ કોમળ અને નિર્દોષ તમ મનથી હતાં,
અગ્નિમાં સોનું તપે, તેમ પાક બહુ તનથી હતાં.
પૂર્ણીમાનો ચંદ્ર જેમ ઝળકી રહે આકાશથી,
દીપતાંતાં તે સમા તમ, હાસ્ય ને ઉલ્લાસથી[૭].
ધર્મની રૂડી તરીકત પાળતાંતાં કેવા તમ?
સુખને સંતોષમાં રે! મ્હાલતાંતાં[૮] કેવાં તમ?
નખમાં નહોતો રોગ ને તન મનથી બહુ સુખી હતાં,
આજના જેવા અજબ રોગોથી કયાં દુઃખી હતાં?
રૂડી તરીકત દઇ તજી, આચારો[૯] શુભ સૌ છોડયા;
સદ્ગુણો સૌ વિચારો ને સંસ્કારોને તરછોડયા.

× × × × ×

પારસી અબલાઓ પહેલાંની, અરે ન્યારી હતી,
ગાય જેવી રાંક, ને કેવીરે! બીચારી હતી?
વર્તન મહિ શર્માળ, ને રંગરૂપમાં સારી હતી,
માત પિતા પુત્રોને ભર્તા[૧૦]ને બહુ પ્યારી હતી.
ઠાવકી, ગંભીર, શ્યાણીને પરોપકારી હતી,
અશરાફ ને ગુણવાન રે! બહુ પારસી નારી હતી.
શિલવંતી,[૧૧] ખાનદાની ને સદાચારી હતી,
આજની કંઇ નારો જેવી કયાં અહંકારી હતી?

---

૩. માસિક બાદગી પાળવી, નીરંગ લેવો, માથાં ઢાકવા, આતશ રાખવા અને હાથે જાતે રાંધીને લોબાન પાણી મુકીને બાજે ધરીને જમવું તે બધાંનું નામ તરીકત ૪ પુણ્યનો જથો ૫, ધાર્મિક જીવન. ૬, દગો ફટકો. ૭, ખુશહાલી. ૮, સુખે રહેતાં હતાં. ૯, દીની રિવાજો. ૧૦, ખાવિંદ. ૧૧, પાકદામનવાળી.

અફસોસ! આજે ક્યાં ગયાં સદ્દગુણ ને સાદાઇ તે;
નેકી, નીતિ, સત્ય, મ્હોબત, હેત, ભલમનસાઇ તે
તનનાં બધા રોગો, ને મનનાનું તો કારણ પાપ છે,
પાપનું છે મૂળ અધર્મ,* પાપ મોટા શ્રાપ છે.
માટે તમો, સૌ પાળજો, આચારો, તમ "ન્યાગાન"ના,
જેઓ હતા બહ્યા[12] અને ધર્મિ નરો ઇરાનનાં.

---

૧૨. જેરૈમન્દ.

* અધર્મથી દુન્યામાં ભારે હાનિ થાય છે; માંટે, લાભ થતો હોય તો પણ અધર્મનું આચરણ તો નજ કરવું. આના સંબંધનાં મનુસ્મૃતિનાં ૪ થા અધ્યાયનાં ૧૭૦-૧૭૧-૧૭૨-૧૭૩-૧૭૪-૧૭૫ માં શ્લોકોમાં કહે છે કેઃ-

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ॥
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधत ॥ १७० ॥
न सीदन्नपि धर्मेण मनोधर्मे निवेशयेत् ॥
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ १७१ ॥
नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ॥
शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ॥
न त्वेव तु कृतोधर्मः कर्त्तुर्भवति निष्फलः ॥ १७३ ॥
अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ॥
ततः सपत्नाञ् जयति समूलस्तु विनश्यति ॥ १७४ ॥
सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ॥
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ १७५ ॥

અર્થઃ—(૧૭૦) જે પુરૂષ અધર્મિ હોય અસત્ય બોલવાનેજ, જે ધન ગણતો હોય અને જે, નિત્ય હિંસામા પ્રીતિવાળો હોય તે પુરૂષ, આ લોકમાં સુખ પામતો નથી. (૧૭૧) અધર્મથી વર્ત્તનારા પાપી મનુષ્યોને તુરત બુરો નતીજો મળે છે એમ જોનાર માણસે, ધર્મથી વર્ત્તતા છતા, કદાચ દુઃખ આવે તો પણ, મનને અધર્મમાં જવા દેવું નહિ. (૧૭૨) આ લોકમાં અમલમાં મુકેલો અધર્મ, પૃથ્વીની પેઠે તુરત ફળ દેતો નથી, પણ, ધીમે ધીમે ફળ આપનારો થઇને કર્ત્તાના મૂળોનો પણ નાશ કરે છે. (૧૭૩) અધર્મ, જો કર્ત્તાને પોતાને ફળ નહિ આપે તો તેના પુત્રોને ફળ આપે છે અને જો પુત્રોને ફળ નથી આપતો તો, પુત્રોનાં પુત્રોને તેનું ફળ મળે છે. અને કરેલો અધર્મ

વર્ષો સુધી ભટકયા'તા જેઓ, જંગલો વેરાનમ;
"રક્ષણ થકી આતશતણા" ત્હાડા ને બીઆબાનમાં.
વેઠયાં'તાં જેમણે સંકટો બહુ, દીન ને ઇમાનનાં,
આપ્યા' તા જેમણે ભોગ મોંઘા, ધર્મ ખાતર પ્રાણના.
આચાર * ને વિચારમાં, એકસાન જે રહેતા હતા,
આબરૂ ને ટેક ખાતર, દુઃખ બહુ સ્હેતા હતા.
સિંહ સમા નિર્ભય[13] ને બાહુબળ[14] મહિ પુરા હતા,
ઠાવકા, દૂરદર્શિ,[15] ધીરા, ને વળી શૂરા હતા.
ઢોંગ, પાખંડ, દંભ[16] ને અન્યાયથી જે દૂર હતા,
સત્ય, નીતિ, પ્રેમ ને સાદાઇથી ભરપૂર હતા.
જેમની બ્હેનો અને બેટી તથા નારી હતી,
લાજવંતી, પાક, ને દીનમાં મદદગારી હતી.
ભોળાં, ભલાં, સાદાં અને સદગુણથી ભરપુર સૌ;
દીનદારી ને આચારમાં, રેહતા હતાં ચકચુર સૌ.
હાય! તે ધર્મિ અને સ્યાણા પુરૂષો કયાં ગયા?
ધર્મના સ્થંભો સમા, દાના પુરૂષો કયાં ગયા?
અફસોસ, રે! તે કયાં ગયાં દાની[17] અને શુરવીર સૌ?
સૂર્યસમ ઝળકાટભર્યાં જ્ઞાની ને ગંભીર સૌ?

---

ગઇ પણ પ્રકારે કરનારના સબધમા નિષ્ફળ જતો નથી (૧૭૪) અધર્મ કરનાર પહેલા તો આબાદ થાય છે પછી પોતાનુ કલ્યાણ સાધીને શત્રુઓને જીતે છે પણ છેવટે તો તે અધર્મ કરનાર સમૂળગો નાશ પામે છે (૧૭૫) સત્ય ધર્મ સદાચાર (તરીકતોનુ પાલન) અને પવિત્રતામા સદા પ્રીતિ રાખવી શિક્ષણ આપવા લાયક પુત્ર વગેરેને ધર્મથી શિક્ષણ આપવુ તથા વાણી હાથો, ઉદર (પેટ) એઓને નિયમમા રાખવા

૧૩ ધાસ્તી વગરના ૧૪, બાહુનુ કૌવત ૧૫, દૂરઅ દેશ ૧૬, ખોટો દેખાવ ૧૭, સખાવતી

* આચારના એટલે ધાર્મિક તરીકતો રાહરસમો, રીતરિવાજો અને ધારાધોરણોના પાળનથી એક માણસ કુટુંબ કબીલો કે આખી કોમ સુખી અને પ્રતાપી રહે છે તેમજ લાબુ આયુષ્ય ભોગવે છે, કેમકે, આચાર પ્રભવો ધર્મ । સદાચાર એ ધર્મનુ મુળ છે આચાર વિષે **મનુસ્મૃતિનાં** ૪ થા અધ્યાયના ૧૫૫ ૧૫૬-૧૫૭ ૧૫૮ મા શ્લોકોમા કહે છે કે —

હોત જીવના આજ તો, દીનને બગડવા દેત ના,
પાપને ગુમરાહીમાં, આપણને પડવા દેત ના.
લડયાં હતે બહુ શૌર્ય થી,[૧૮] સઘળી અનીતિ સામને,
ગુમરાહી, દરવન્દી, દરૂજી ને કુરીતિ[૧૯] સામને.
દુખી થતાં, ઇરાન-કોહેસ્તાનમાંથી આવ્યાં,
દીવમાં,‡ ત્યાંથી, કંદમ સંજાણમાં લંબાવ્યાં.
તે સમે જયદેવે પુછયું, "કયાંથી છો તમ આવ્યા?
સંજાણની આ ભૂમિમાં, છે કોણ તમોને લાવ્યા?

---

श्रुतिस्मृत्युदित सम्यङ्निवद्ध स्वेषु कर्मसु ॥
धर्ममूल निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ॥
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥
दुराचारो हि पुरुषो लोके भवति निन्दित ॥
दु खभागी च सततं व्याधितोल्पायुरेव च ॥ १५७ ॥
सर्वलक्षणहीनोपि यः सदाचारवान्नर. ॥
श्रद्दधानोनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १५८ ॥

અર્થ :—(૧૫૫) ધર્મશાસ્ત્રોમા બરાબર વર્ણવેલા પોતાના કર્મોમાં સંબંધ તથા ધર્મના મૂળરૂપ સદાચારને, દરેક માણસે વગર આળસે સેવવો. (૧૫૬) આચારથી આયુષ્યનો લાભ થાય છે, આચારથી ઇચ્છેલી પ્રજાનો (બચ્ચા છોકરાનો) લાભ થાય છે, આચારથી અખૂટ ધનદોલત મળે છે અને આચાર ખરાબ લક્ષણનો નાશ કરે છે. (૧૫૭) બુરા આચારવાળો પુરૂષ લોકમા નિંદાપાત્ર, દુ ખભાગી, સદારોગી અને અવશ્ય અલ્પાયુ થાય છે. (૧૫૮) જે પુરૂષ સઘળા લક્ષણોથી રહિત હોવા છતા પણ જો, શ્રદ્ધાવાળો અને બીજાના દોષ નહિ જોનાર હોવાની સાથે સદાચારવાળો હોય, તો તે, સો વર્ષ જીવે છે

૧૮, હિમ્મતથી. ૧૯, ખોટી આદતો

‡ ઇરાનનુ રાજપાટ ગયા પછી દીનઆઇન અને વરીકતોની રક્ષાને ખાતર ઇરાનીઓ ૧૦૦ વર્ષ સુધી કોહેસ્તાનમા અને તે બાદ ૧૫ વર્ષ સુધી હોરમઝદ શહેરમા રહ્યા હતા. તે પછી ૧૯ વર્ષ સુધી કાઠીઆવાડના દીવમાં, ૫૦૦ વર્ષ સુધી સંજાણમા. ૧૨ વર્ષ સુધી બહારોટના પહાડમા, ૧૪ વર્ષ સુધી વાંસદામા અને તે પછી નવસારી ખાતે વસવાટ કરવા ગયા હતા એમ "કેસ્સે એ સંજાણ" નો લેખક બહમન કયકોબાદ જણાવે છે.

વતની તમો કયાંના, અને શી જાત ને શો ધર્મ છે?
આચાર છે શી રીતના? શી રીતનાં તમ કર્મ છે"?
તે ઉપરથી, "સોળ સંસ્કૃત શ્લોકમાં" બહુ ખુશીથી,
સમજાવી તેમણે, "દીન ઇરાની" ચુક્તિ ને[20] બાહુશીથી.
ખુબીઓ દીનની સુણી "રાણા" ખુશી થાયા બહુ,
સંજાણમાં વસ્વા દીધા, બતલાવીને માયા બહુ.
તેમણે, તે બાદ, આલાતે[21] કે જે ઇરાનથી,
લાવ્યા'તા, તે વડે પર્થાવ્યા[22] "આતશ" માનથી.
એ પ્રમાણે દીનને, સંજાણમાં સ્થાપન કીધી,
ઇરાનની રાહેરસમ, દુબારે[23] ઉત્થાપન[24] કીધી.

× × × ×

ખુબી એ દીનની અજબ છે, ગાન તેનાં ગાઉં શું?
ભેદ મોટી‡ દીનના એ, ટુંકમાં સમજાઉં શું?
કુરબાન છે એ દીનપર યઝદાન ને અમશાસ્પન્દ,
એ દીનના અંશો અહિં, "રાઝો"[25] છે સાધા ને બુલન્દ.
મઝદા છે એ દીનના પિતા, સ્પેન્દારમદ માતા વળી,
સોષ, રશ્નુ, મહેર, હફ્ત અમશાસ્પન્દ ભ્રાતા[26] વળી.
કલ્યાણકારી છે અષીશન બ્હેન, એ દીનની ભલી,
સર્વાંગ સુંદર એ બની, યઝદાન ને મીનો મળી.

---

૨૦, ડહાપણ. ૨૧, ધર્મક્રિયામા વપરાતાં સાધનો. ૨૨, સ્થાપ્યા. ૨૩, બીજી વખત. ૨૪, સજીવન. ૨૫, ગુપ્તભેદની વાતો. ૨૬, ભાઇ.

‡ મઝદયસ્નિ ઝરથુસ્ત્રિ દીન ખચીતજ સૌથી મોટી, સૌથી પહેલી અને સર્વે દીનોમા સૌથી શ્રેષ્ટ છે તેમજ તેનો સ્થાપક પણ સર્વથી મહાન, અપુર્વ અને અજોડ છે તે વિચારને, યજશ્નેનો ૧૨ મો હા તેમજ પહેલ્વી વંદીદાદની ૫ મી પરગરદના ૨૨ થી ૨૫ ફકરાઓ તેમજ ૮ મી પરગરદનાં ૨૮ થી ૩૦ ફકરાઓ તેમજ ૧૯ મી પરગરદ આખી તેમજ અહુનવદ ગાથાના ૨૯ માં હાનો ૮ મો ફકરો તેમજ તીર યશ્તનો ૪૪ મો ફકરો તેમજ અશીષવંઘ યશ્તનો ૧૮, ૧૯ અને ૨૦ મો ફકરો તેમજ જમ્યાત યશ્તનાં ૭૯, ૮૦ અને ૮૧ ફકરાઓ તેમજ યજશ્નીનાં ૯ મા તેમજ ૧૦ માં હામાંથી બનાવેલી હોમ યશ્તનાં ૧૨, ૧૩, ૧૪ અને ૧૫ ફકરાઓ તેમજ ક્ષ્વરદીન યશ્તનાં ૮૮ થી ૯૪ ફકરાઓ બહુ સબળ અને અચુક ટેકો આપે છે.

લક્ષ્મી સમી છે એ મનોહર, શ્વેત, તન એનું બહુ,
<u>પાંચ ગાથાઓ</u> વડે, દીપે વદન એનું બહુ.

નાદ 'હુનવરનો મીનોઇ, ચાલે એનાં પ્રાણમાં.
ચરૅનનાં બોતેર હાતું તેજ એનાં જાનમાં.

બાનુ અરદવીસૂર એને, સહાય દેછે હોંશથી.
સંહારનારી[૨૬ક] છે સદા, જે, અંઅને, બહુ જોશથી.

સોહામણી વેકુંઠ[૨૭] જેવી, દિવ્ય[૨૮] મૂર્ત્તિમાન[૨૯] એ,
ગર્વસ્વ[૩૦] શુદ્ધ જ્ઞાનની, અદ્‌ભૂત-અનેરિ[૩૧]ખાણુ છે.

પ્રાકટ્ય-ભૂમિ[૩૨] દીનની એ, સ્વર્ગસમ ઇરાન છે,
ભર્તા[૩૩] વળી એ દીનના, "વક્ષુરે-વક્ષુરાન"[૩૪] છે.

સ્વર્ગમાં વાગી રહ્યાં, બહુ દિવ્ય, એનાં ગાન છે.
ત્રીકાળમાં[૩૪ક] એ દીનનું, અસ્તિત્વ[૩૫] જાવેદાન છે.

× × × × ×

થોડી ઘણી પણ દીન એ, તમ પાળજો નરનારો સૌ.
કલજુગમાં આ, સત્ય પંથે, ચાલજો નગનાગો સૌ.

થોડો ઘણો પણ ધર્મ તમને, પાપથી સૌ તારશે,
મોહ માયા ક્રોધનાં સંતાપથી ઉગારશે.[૩૬]

મોહ માયા, કામ,[૩૭] ક્રોધ, લોભ ને અદેખાઇ છે;
શત્રુઓ આત્મા તણા, એનાથી સૌ ખુવાઇ છે.

તે થકી, પાશ્ચમનો સુધારો, સૌ તજજો તમે.
ડરજો ખુદાથી સર્વદા, દીન ધર્મને ભજજો તમે.

× × × × ×

"બેહુરામ બીન પીરોઝ," અંતે કહે છે તમને કરગરી,
પારસી નરનારો! "રાખો દીનની દામન ધરી."

---

૨૬ક, દફે કરનારી ૨૭, રેરાન બહેસ્ત, ૨૮ મીનોઇ ૨૯, તસ્વીરના જેવી ૩૦, તમામે તામમ ૩૧ બહુજ આશ્ચર્યમારક ૩૨ જાહેર થવાની જગા ૩૩ ખાવીંદ ૩૪ પયગામ્બરોના પયગામ્બર ૩૪ક, ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યકાળના તમામ જમાનાઓમા ૩૫ હસ્તી ૩૬ બચાવશે ૩૭ બુરી ખાહેશો

**અને ઉપર જણાવેલા સઘળા ફકરાઓ તેમજ લીટીઓનો તરજુમો અનુક્રમે નીચે પ્રમાણે છે:**

હે અહુરમઝદ! મારી મદદે આવ. હે અહુરમઝદ! મારી મદદે આવ. હે અહુરમઝદ! મારી મદદે આવ. હું મઝદયસ્નિ છું. હું મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ તરીકે અશો ઝરથુસ્ત્રનાં ધર્મને માનનાર તથા તેનો વખાણનાર છું. તેમજ ભલી રીતે વિચારેલા વિચારનો, ભલી રીતે બોલેલાં વચનનો અને ભલી રીતે કરેલાં કાર્યોનો હું પ્રસંસા કરનાર છું. તેમજ લડાઇને મટાડનારી, હથ્યારને ઉઠાવનારી અને આત્માને મોક્ષ અપાવનારી અહુરાના ઝરથુસ્ત્રને લગતી પવિત્ર અને નેક મઝદયસ્નિ દીનનો, કે જે દીન, હસ્તી ભોગવતી અને ભવિષ્યમાં હસ્તીમાં આવનારી દીનોમાં સૌથી મોટી, સૌથી ઉત્તમ અને સૌથી શ્રેષ્ટ છે તેનો હું વખાણ માનાર છું. જે કાંઇ સઘળું સારૂં છે તે, હું અહુરમઝદને લગતું ગણું છુ. મઝદયસ્નિ દીનની સ્તુતિ આ પ્રમાણેની છે.

**(યજશ્નેનાં ૧૨ માં હામાંથી લીધેલી જસમે અવંઘહે મઝદની બંદગી)**

આ ખાકી જગતને પેદા કરનાર અય અશો અહુરમઝદ! દેવથી (ગાને ખુદાઇથી) વેગળો ઝરથુસ્ત્રનો, આ, જે ધર્મ છે તે, બીજા શબ્દો (Revelations=ઇશ્વર પ્રેરિત ધર્મો) કરતાં કેટલો મોટો, કેટલો ભલો અને કેટલો શ્રેષ્ટ છે? ત્યારે અહુરમઝદે ઉત્તર આપ્યો કે, હે સ્પિતમાન ઝરથુસ્ત્ર! તે બંનેની સરખામણી એવી છે કે, આ દેવ (બદી) થી વેગળો અને અશો ઝરથુસ્ત્રને લગતો જે કાયદો (ધર્મ) છે તે, બીજા શબ્દો (ધર્મો) ઉપર એટલો તો મોટો, ભલો અને શ્રેષ્ટ છે કે, જેમ વોઉરૂકશ (આશરે મીનોકર્દના તબકકા આગળ આવેલું નીસ્તીની રૂહાની આલમનું એક મહાવિશાળ અણુદિઠ ભુવન) દર્યો, બીજાં પાણીઓ (દર્યાઓ) ઉપર સરસાઇ ભોગવે છે તેમ આ કાયદો (ઝરથુસ્ત્રનો ધર્મ) છે. (બીજું) હે સ્પિતમાન ઝરથુસ્ત્ર! જેમ મોટાં પાણીઓ (દર્યાઓ) નાના પાણીઓ (નદીઓ) ઉપર પસારો કરે છે (અને તે "ચિથા" મા પડે છે) તેમ મઝદયસ્નિ દીન, બીજા સઘળા ધર્મો કરતાં, મોટાઇ, ભલાઇ અને શ્રેષ્ટપણામાં વધુ શ્રેષ્ટ છે. તથા જેમ મોટાં ઝાડો નાનાં ઝાડોને ઢાંકી દે છે (જેવાં કે "શરવાન" "મલકા" અને "ગબાથકા") તેમ આ (ઝરથુસ્ત્રનો) કાયદો (દીન) કે જે, દેવથી જુદો છે અને ઝરથુસ્ત્રને (તારે) લગતો છે તે, બીજા શબ્દો (ધર્મો) ઉપર, મોટાઇ, ભલાઇ અને ખુબીમાં શ્રેષ્ટ છે.

(ત્રીજું) હે સ્પિતમાન ઝરથુસ્ત્ર! જેમ આ પૃથ્વીને, આકાશે, બધી દિશાએથી ઘેરીને ઢાકી નાખેલી છે તેમ, મઝદયસ્નિ દીને, સઘળી દીનોને ઢાંકી નાખી છે. **(પહેલવી વંદીદાદ, પરગરદ ૫ મી ફકરાએ ૨૨ થી ૨૫)**

અગર જો તે શખ્સ મઝદયસ્નિ દીનની ઉપર ઇમાન રાખનારો હોય (યાને કે બલી દીનને સાંભળનારો હોય એટલે કે મઝદયસ્નિ દીનમાં જે ગુનાહો (પાપો) કહેવામાં આવ્યા છે તેથી તે વાકેફ હોય) પણ અગર જો મઝદયસ્નિ દીન ઉપર ઇમાન નહિ રાખનારો હોય (યાને બુરી દીનવાળો હોય અને તેથી તે સબબને માટે ઇચ્છા ધરાવનારો હોય) તો તેણે, આ કે જે મઝદયસ્નિઓ છે તેઓ મારફતે, પુણ્ય મેળવવાની ખાહેશને માટે, તે શખ્સ શિખે અને સાંભળે અથવા તો જેઓ, મઝદયસ્નિ દીનથી સારી રીતે વાકેફ હોય તેઓ મારફતે તે શખ્સ બલી દીનને લગતા સવાલ જવાબોનો ખુલાસો મેળવે અને તેમ થયા પછી તે, બેશક સવાબની મનસ્નીનો થાય છે. અને મઝદયસ્નિ દીન ઉપર મકકમ રહેવાથી, તેણે, અગાઉ જે પણ કાંઇ પાપનાં કામો કીધાં હોય છે તે સાફ (યાને નહિ જેવાં) થઇ જાય છે. અને ત્યાર પછી ફરીથી તે શખ્સ ગુનાહનું કામ કરનાર થતો નથી (યાને કે તે શખ્સ, સારાં મનથી પતેત (પશ્ચાતાપ) કરનારો થાય છે એટલે કે હવે પછી પાપ નહિ કરૂં એવો એકરાર કરે છે).

આનું કારણ, હે સ્પિતમાન જરથુસ્ત્ર! એ છે કે, મઝદયસ્નિ દીન તે દીન ઉપર ઇમાન લાવનાર શખ્સની બેડી (પાપોના બંધન)ને કહાડી નાખે છે. જુઠાઇને કહાડી નાખે છે. (એટલે એમ જાણે કે, ચોરી કરવી નહી જોઇએ,) પણ એવું ધારીને ચોરી કરે કે, તવંગરોની ચોરી કરીને હરવીગોને (પ્રમાણિક અને નિર્ધન માણસોને) આપું તો તેમાં સવાબ છે. અશો પુરૂષને મારવાના પાપને સાફ કરે છે. નસો છુપાવવાનાં (યાને દાટવાના) પાપને સાફ કરી નાખે છે. (પુલગુઝાર નહિ થઇ શકે એવાં પાપોનાં કામોને સાફ કરી નાંખે છે. ઘણીજ મુશ્કેલીથી અદા થઇ શકે એવાં ભારી વ્યાજ સાથનાં કરજનાં ગુનાહને સાફ કરી નાખે છે. (યાને જેનું નિવારણ થઇ ન શકે એવાં મહા ઘોર અને ભયંકર પાપોનું કરજ અને તેમાંથી નિપજતું પરિણામ એટલે કરજ) તથા જેબી કાઇ બધાં ગુનાહનાં કામો (તે શખ્સ) કરે છે તે સઘળાંને, (મઝદયાસ્ન દીન) સાફ કરી નાખે છે).

હે સ્પિતમાન જરથુસ્ત્ર! તેની (ઉપલાંની) સરખામણી એવી છે કે, જેમ સખ્ત રીતે ફુંકાતો વાયુ, દક્ષિણ દિશા તરફથી ફુંકાઇને વાતાવરણને તેમજ તેનાં માર્ગમાં આવતા કાંટા કચરાને સઘળી દિશાઓમાથી સાફ કરી નાખે છે, તે પ્રમાણે, મઝદયસ્નિ દીન, તે માણસના સઘળા બુરા વિચાર, બુરા વચન અને બુરી કરણીને સાફ કરી નાખે છે. (એટલે સુસ્તી અને તેને લગતી અસરોને નાબુદ કરી નાખે છે) હે જરથુસ્ત્ર! આ દુન્યામાં તો, સારાં કાર્યો કીધેલાંજ બલાં. બલી મઝદયસ્નિ દીન પુરતાં પ્રમાણમાં સજાને (પાપોનાં

દોપને) કાપી નાખે છે. (એટલે પાપોને મનુષ્યોના અંતરમાંથી જડમૂળથી ઉખેડી કહાડે છે). પહેલ્વી વંદીદાદની ૮ મી પરગરદનાં ૨૮ થી ૩૦ ફકરાઓ).

અપાખ્તર યાને ઉત્તર દિશા તરફથી (કે. જે દિશામાં દેવો વસે છે) (તે દેવોનો દેવ), જે મોતથી (હાનિથી) ભરપૂર અંગ્રમઇન્યુ છે તે, દોડી આવ્યો, અને તે મોતથી ભરપુર અંગ્રમઇન્યુ, આ પ્રમાણે બોલ્યો, "હે દ્રુજ! તે અશો ઝરથુસ્ત્ર ઉપર ધસારો કરીને તેને મારી નાંખ." પેલો દ્રુજ કે જેનું નામ "બુઇતી" દેવ હતું, અને જે ગુપ્ત રીતે મોત લાવનારો અને ફરેબ દેનારો હતો તે દોડયો. (આ વખતે) અશો ઝરથુસ્ત્રે "અહુનવર" ગાયો (જે બે અહુનવર "હોશેતે" ના કરદાની આગમચ આવે છે તે ભણ્યો) તેણે "વેહદાઇતી" નદીનાં ભલાં પાણીને આરાધ્યાં. તેણે, મઝદયસ્નિ દીનની સ્તુતિ કરી (યાને "ફ્રવરાને" ભણ્યો). તે પછી પેલો ગુપ્ત મોત લાવનાર અને ફરેબ દેનાર "બુઇતી" દેવ તેની (અશો ઝરથુસ્ત્રની) આગળથી બ્હીને નાસી ગયો

તે દરૂજે, તેને (અંગ્રમઇન્યુને) ગુસ્સાથી જવાબ દીધો કે, હે આંધળી બુદ્ધિના અંગ્રમઇન્યુ! (તું એવો છે કે, કોઇ બીજાને પીછાણી શકતો નથી યાને તું પચ્છમ બુધ્ધિવાળો છે). જે કામ તારાથી બની શકતું નથી તે કામ કરવાને તું, અમોને ફરમાવે છે. જે સ્પિતમાન ઝરથુસ્ત્ર છે તેનું મરણ, અમો જોઇ શકતા નથી કારણ કે તે, ખોરેહથી (આત્મિક પ્રકાશથી) ભરપૂર છે (પુરતા ઉદ્યોગને લીધે એમ કહેવાય છે કે, જે કોઇ ઉદ્યોગી હોય છે તેને ઓછું કષ્ટ પડે છે યાને કદી સંકટ પહોચતુંજ નથી). ઝરથુસ્ત્રે પોતાની રૂહાની ચશ્મથી જોયું કે (મનમા પામી ગયા કે) બુંડી બુધ્ધિવાળો દરવન્દ (અંગ્રમઇન્યુ) દેવ મારા મોતને માટે પુછપરછ (મનસુબો) કરે છે. ઝરથુસ્ત્રે, અંગ્રમઇન્યુને મોટેથી જણાવ્યું કે, (યાને ચેતવણી આપી કે) હે બુંડી બુધ્ધિ-વાળા અંગ્રમઇન્યુ! હું દેવોની ઉત્પન્ન કરેલી પેદાયશોનો નાશ કરીશ. હું દેવોના ઉત્પન્ન કરેલા નસુશનો નાશ કરીશ. હું પરીની સુરાહના (બુતપરસ્તી કરનારાઓનો) જ્યા સુધી "કાંસુ" નદીના પાણીમાંથી ફતેહમન્દ અને ફાયદો કરનાર ("સઓષ્યંત") પેદા થશે ત્યા સુધી નાશ કરીશ, તને મારા શાગેર્દો (ચેલાઓ) મારશે. છેવટે તને તે પહોચશે કે, તને, તારૂં પોતાનું કીધેલુંજ ખુવાર કરશે .. .. .. .. .. .. ...... .................... ....................

(આ બધું સાંભળીને) બુંડી બુદ્ધિવાળા અંગ્રમઇન્યુએ, ચીરડાઇને તેને, (અશો ઝરથુસ્ત્રને) પાછું કહ્યું કે, "હે પવિત્ર ઝરથુસ્ત્ર! મારી આ પેદાયશનો, તું નાશ ના કરતો. તું પોઉરૂશસ્પનો પુત્ર છે. તને ઉઠાવનાર માતાથી તું જન્મેલો છે. એ રીતે તું અમારી વખાણ કર (એમ પણ કહેવાયલું છે કે,

તારા વડીલોએ અમારી વખાણ કરી હતી તેથી તુ પણ અમારી વખાણ કર). વલી મઝદયાસ્ન દીનનો, તુ તિરસ્કાર કર કે જેથી, વોઘોઘ્ન ' નામના રાજાએ જે લાભ મેળવ્યો હતો તે તને પણ મળે ।

ત્યારે, સ્પિતમાન જરથુસ્ત્રે તેને ઉત્તર આપ્યો કે હુ કદી પણ, અહુરમઝદની પોતાની ભલી મઝદયસ્નિ દીનને ધિક્કારીશ નહિ મારા શરીર અને જીવના પ્યારને ખાતર પણ હુ કદી તેને ધિક્કારીશ નહિ ઘણુ જીવવાને માટે અને ભલાઇથી જીવવાને માટે પણ હુ કદી ધિક્કારવાનો નથી અને મારા શરીરમાથી બુધ્ધિ ઉડી પડી જશે તો પણ ધિક્કારીશ નહિ (એક બારગી તુ મારૂ માથુ કાપે તો પણ હુ મઝદયાસ્ન દીનને ધિક્કારવાનો નથી)

ત્યારે બુડી બુધ્ધિવાળા અ અમઇન્યુએ તેને પાછુ કહ્યુ કે કયા શબ્દો વડે તુ મને મારશે? (યાને નિર્બળ કરશે) કયા શબ્દો વડે તુ મને દુર કરશે! (યાને પેદાયશથી તુ મને જુદો પાડી નાખશે) કયા સારા બનાવેલા હથ્યારે કરી મારી બુડી પેદાયશોને તુ મારશે?

ત્યારે સ્પિતમાન જરથુસ્ત્રે, તેને જવાબ દીધો કે હાવન ' ' તશત ' 'હોમ અને અહુરમઝદે કહેલા અવસ્તા ' ના કલામો વડે (હુ તને મારીશ) આ મારા સર્વથી વધુ હથ્યારો છે ઉપલા શબ્દો વડે હુ તને તોડીશ (યાને તને નિર્બળ કરીશ) તે શબ્દો વડે હુ તને દૂર કરીશ (યાને પેદાયશથી જુદો કરીશ) તે સારા બનાવેલા હથ્યારો વડે (યાને સારી રીત વર્તાક્રયાઓ કરીને) બુડી બુધ્ધિવાળા અ અમઇ યુનો હુ નાશ કરીશ (મારી પાસે) જે હથ્યારો છે તે સ્પેન્તા મઇન્યુએ મને આપ્યા હતા તે ઝરવાનહે-અકરનહે (અનન્ત કાળમા) મા તેણે, પેદા કીધા હતા (એમ પણ કહેવાયલુ છે કે, અને સ્પે તામઇન્યુએ તે આપ્યા હતા અને તે બેકીનાર (અનન્ત) જમાનામા આપ્યા હતાં) અને તે આપેલા કલામોને નેક પાદશાહીવાળા અને નેક દાનેશવાળા અમશાસ્પન્દોએ ફેલાવ્યા હતા (યાને તે કલામોને અમશાસ્પ દોની મદદ મળેલી છે) (પહેલ્વી વ દીદાદ પરગરદ૧૯ ફકરાઓ ૧, ૨, ૩, ૫, ૬, ૭, ૮ અને ૯).

(બહમન અમશાસ્પન્દ અહુરમઝદને કહે છે) તે (શખ્સ) કે જેણે, એકલાએજ આપણી (અમશાસ્પન્દોની) શિખામણો સાભળી તથા જે મને અત્રે, (ભીનોશ દુન્યામા) જણાયલો (છે તે), સ્પિતમાન જરથુસ્ત્ર (છે) જે પોતે, હે અહુરમઝદ! આપણે માટે રાસ્તીનો પ્રચાર (ફેલાવો) કરવાને (તથા) દુન્યાની ખરી ફરજો (કર્મો) જાહેર કરવાને ઇચ્છે છે, એટલા માટે હુ તેને બોલવાની ફસાહત (વાચાતુ સતવાદીપણુ) આપવા ઇચ્છુ છુ ' (અહુનવદ ગાથા હા ૨૯ મો ફકરો ૮ મો).

જેવી રીતે અહુરમઝદે, ઝરથુસ્ત્રને (કે જેને, અંગ્રમઇન્યુ મારી નાખી શકતો નથી, તેમજ જેને સઘળા જાદુગરો કે પરીઓ કે ઇનસાનની સુરતનાં જાદુગરો મારી નાખી શકતા નથી, તેમજ જેની સામે જવાની હિમ્મત મોત લાવનારા સઘળા દેવો પણ કરી શકતા નથી) તમામ ઇનસાનોમાં અગ્રેસર બનાવ્યો છે તેવી રીતે, તેણે, (અહુરમઝદે) તીસ્તર સેતારાને, સઘળાં નક્ષત્રો અને સેતારાઓનો સરદાર અને નેગેહબાન બનાવ્યો છે, તેથી અમો, તે પ્રકાશિત અને બુલન્દ (દરજ્જાનાં) તીસ્તર સેતારાને આરાધ્યે છીએ. (તીર યશ્ત, ફકરો ૪૪ મો.)

તે ઉપરથી (તેણે) એ પ્રમાણે કહ્યું કે, (તે તો) સ્પિતમાન ઝરથુસ્ત્ર (છે), જે સૌથી પહેલો માણસ (હતો), (જેણે) સર્વોત્તમ રાસ્તીને વખાણી. દાદાર અહુરમઝદને આરાધ્યો. (તથા) અમશાસ્પન્દોને આરાધ્યા. જેનાં જન્મમાં તથા વધવામાં પાણી તથા ઉરવરો (ઝાડપાનો) ખુશહાલ થયાં, જેના જન્મમાં તથા વધવામાં પાણી તથા ઉરવરો વધવા લાગ્યા, જેના જન્મમાં તથા વધવામાં, અંગ્રમઇન્યુ, આ પૃથ્વી જે પહોળી ગોળ (તથા) પાર કરવાને દૂર પડે તેવી (તેની) ઉપરથી દૂર નાસી ગયો. (વળી) જે ભુંડી બુદ્ધિવાળો અને પુર મરકીવાળો અંગ્રમઇન્યુ તે આ પ્રમાણે (યાને નીચે મુજબ) બોલ્યો:—"તમામ યઝદો મારી મરજી ઉપરાંત મને તોડી શક્યા નથી; પણ ઝરથુસ્ત્ર એકલો મારી મરજી નહિ છતાં મને પહોંચી શકયો (યાને મારી ઉપર ફાવીને મને તદન શેકસ્ત કીધો). (તથા) "અહુનવર" (જે) (ગોયા) "કત" (માપના) મોટા પત્થર જેવું હથ્યાર (તે) ની મારફતે (પયગમબર ઝરથુસ્ત્ર) મને મારે છે; ધાતુ (ને પીગળાવી નાખે તે) ની માફક "અષવહીશ્ત (યાને અષેમવોહૂ) ની મારફતે (તે) મને બાળી નાખે છે. આ પૃથ્વી ઉપરથી (મારૂં) જતું રહેવું (એ) મારા હકમાં (તે યાને પયગમબર ઝરથુસ્ત્ર) વધારે સારૂં કરે છે. ફક્ત તેજ યાને સ્પિતમાન ઝરથુસ્ત્ર (અને બીજો કોઇજ નહિ) મને (આ પૃથ્વી ઉપરથી) હઠાવી કહાડી શકે. (અશીશવંઘ યશ્ત ફકરો ૧૮, ૧૯, ૨૦).

જે (ઇશ્વરી ખોરેહ=તેજ) (પયગમબર) અશો ઝરથુસ્ત્ર સાથે જોડાયું હતું, (જેથી કરીને યાને તે ખોરેહની બરકતથી) દીનના કાયદા મુજબ તેણે વિચાર કીધો, દીનના કાયદા મુજબ તે બોલ્યો (તથા) દીનના કાયદા મુજબ તેણે કામ કીધું. જેથી કરીને (યાને તે ખોરેહની બરકતથી) (પયગમ્બર ઝરથુસ્ત્ર) (આ) ખાકી દુન્યામા રાસ્તીમાં ઘણોજ રાસ્ત, હકુમતગાં ઘણોજ સારી હકુમત ભોગવનારો, તુરમન્દોમાં ઘણોજ તુરમન્દ,

ખોરેહમન્દોના ઘણોજ ખોરેહવાળો (એટલે ઇસ્વરી તેજવાળો) તથા ફતેહમન્દોમા ઘણોજ ફતેહવાળો હતો (તેની) દ્રષ્ટિ પડતાજ દેવો તેની આ જગાથી દૂર નાસી જતા હતા, (તેની) દ્રષ્ટિ પડતાજ (દેવને લગતી) ખરાબી નાબુદ થઇ જતી હતી, (તેની) દ્રષ્ટિ પડતાજ જીન (યાને દેવની ખાસ્વતની સ્ત્રી) માણુસો આ જગાથી પાછી હઠી જતી હતી અને વિલાપ કરતા, પોકાર કરતા તે (જીનો) (તથા) દેવો લુટફાટ કરવાથી અટકતા હતા વળી ચારે દિશાઓમા ફેલાયલી ફત્હ અહુનવરની બદ્દી, જે, અશો ઝરથુસ્ત્ર (સાહેબ) ગાઇને ભણ્યા, (અને) ત્યાર પછી વધારે મોટે અવાજે ગાયન પેઠે ભણ્યા, તેથી મ્હીને (તેમણે) તમામ દેવોને, યજશ્ને માટે નાલાયક તથા આરાધના માટે નાલાયક (જાણીને), જમીનમા દટાયલા કીધા (જમ્યાદ યશ્ત ફકરો ૭૯, ૮૦, ૮૧)

અય હોમ! (હિંદુઓનો સોમ) આ ખાકી દુન્યામા ચોથા કયા પુરૂષે તને (ક્રિયાના કામમા અર્પણ કરવા માટે) કુટયો? તેને શુ આશિર્વાદ મળ્યા? તેને શુ લાભ પ્રાપ્ત થયો? ત્યારે તે અશો (પવિત્ર) અને દર્દને હઠાવી નાખનાર હોમે તને (અશો ઝરથુસ્ત્રને) પાછો જવાબ આપ્યો કે, (પોઉરૂશસ્પ) ચોથો પુરૂષ હતો કે જેણે, આ ખાકી દુન્યામા મને (ક્રિયાના કામના અર્પણ કરવા માટે) કુટયો તેને, જે આશિર્વાદ મળ્યા અને જે લાભ પ્રાપ્ત થયો તે, આ હતો કે, તેને ત્યા, તુ ખુદ દીથી જન્મ પામ્યો હે પવિત્ર ઝરથુસ્ત્ર તુ પોઉરૂશસ્પના ઘરનો (કુલનો) દેવના તરીકા (માર્ગ) થી દૂર રહેનાર તથા અહુરમઝ્દના તરીકા (માર્ગ) મુજબ ચાલનારો છે હે ઝરથુસ્ત્ર! ફેલાવો પામેલો (યાને સારી પેઠે જણાયલો) વારવાર ભણાતો અહુનવર પ્રથમ ઇરાન વેજમા તું, કે જે વખણાયલો છે તે ગાઇને ભણ્યો, અને ત્યારપછી વધુ મોટે અવાજે ગાઇને ભણ્યો હે ઝરથુસ્ત્ર! તુ કે જે, બન્ને મીનોની પેદાયશમા, ઘણોજ બળવાન, ઘણોજ દ્રઢ, ઘણોજ ચાલાક, ઘણોજ ઝડપી તથા ઘણોજ વિજયવંત (અથવા શત્રુને ઘણો મારનાર) પેદા થયો, તેણે, સઘળા દેવો, કે જેઓ હમણા સુધી આ જગતમા, માણસના રૂપમા દોડતા હતા તેઓને, જમીનમા ઢાકી દીવા (અલોપ કરી નાખ્યા) (યસ્નના ૮-૧૦ મા હામાંથી બનાવેલી હોમ યશ્તનો ૧૨-૧૩-૧૪-૧૫ મો ફકરો)

જેણે, (યાને પેગમબર ઝરથુસ્ત્રે) સૌથી પહેલા (અહુરમઝ્દની દીનના તરીકા મુજબ) નેક વિચાર કીધો (જે) સૌથી પહેલા નેક સખુન બોલ્યો, (તથા) (જેણે) સૌથી પહેલા નેક કામ કીધુ (વળી જે) પહેલો અથોરનાન, સૌથી પહેલો રથેસ્તાર, (તથા) સૌથી પહેલો (દેશની) આબાદી રનાર ખેડુત (હતો) (જેણે) સૌથી પહેલા દીનનુ જ્ઞાન સંપાદન કીધુ

(તથા) સૌથી પહેલાં (તે), (બીજાઓને) શિખવ્યું. (વળી) જે, ગાય ગોસ્પન્દને રાસ્તીને, દીનનાં કલામને, દીનનાં કલામની તાબેદારીને, (ગુસ્તાસ્પ પાદશાહની) હકુમતને (તથા) અહુરમઝદની પેદા કરેલી અશોઇની તોખમની (મુજની) તમામ નેઆમતને સૌથી પહેલાં પસંદ કરનારો (તથા) સૌથી પહેલાં (તેની ઉપર) મહોબત રાખનારો (હતો). જે (યાને પયગમબર ઝરથુસ્ત્ર) પહેલો અથોરનાન, પહેલો રથેસ્તાર, (તથા) જે, પહેલો (દુન્યાની) આબાદી કરનાર ખેડુત (હતો). જેણે સૌથી પહેલાં દેવ (તથા) (દેવના) જેવા (દુષ્ટ) માણસનું ચક્ર (ભુંડાઓનો અધર્મનો માર્ગ) ફેરવી નાખ્યું. જેણે પહેલાં ખાકી દુન્યામાં રાસ્તીને વખાણી (તથા) દેવને નાશ પામેલા કીધા. (વળી) (જેણે) અહુરમઝદની પરસ્તેશ કરનાર ઝરથુસ્ત્રની (યાને પોતાની) જાહેર કીધેલી દીન પ્રમાણે ચાલનાર, દેવના તરીકાથી દૂર રહેનાર, (તથા) અહુરમઝદનાં તરીકા પ્રમાણે ચાલનાર તરીકે, એકરાર કીધો.

જે, (યાને પયગમબર ઝરથુસ્ત્ર) પહેલાં, ખાકી દુન્યામાં દેવની સામે થવાનો (તથા) અહુરમઝદના તરીકા મુજબ ચાલવાનો સુખન બોલ્યો. જેણે, પહેલાં ખાકી દુન્યામાં દેવની સામે થવાનો (તથા) અહુરમઝદનાં તરીકા મુજબ ચાલવાનો સુખન (લોકોમાં) જાહેર કીધો. (વળી) જેણે, પહેલાં ખાકી દુન્યામા, દેવની પેદા કીધેલી દરેક (પેદાયશ) ને યજસ્નેને લાયકની નહિં (તથા) આરાધનાને લાયકની નહિં એવી જણાવી. જે, (સઘળા) દેશોમાં જીંદગીનું તમામ સુખ આપનાર શૂરો "**પઓઇર્યોત્કએષ**" (છે).

જેને, (યાને પયગમ્બર ઝરથુસ્ત્રને) તમામ માથ્રવાણી (ઇશ્વર; પ્રેરિત મ ત્રં) (તથા) (દીનનો) પવિત્ર કલામ સંભળાવવામાં આવ્યો હતો.

(જે) (તમામ) મુલકોનો "અહુ" તથા "રતુ" (હતો). (વળી) (જે) સૌથી ઉંચે દરજ્જેની, સર્વોત્તમ તથા શ્રેષ્ઠ રાસ્તીની સ્તુતિ કરનાર (હતો). (તથા) હાલની (તમામ દીનો) માંની (જે) સર્વોત્તમ દીન (તે) નો સમજાવનાર (હતો).

જેને (યાને પયગમ્બર ઝરથુસ્ત્રને) ખુરશેદ યઝદની સાથે (સૂર્ય સાથે) એકજ મરજી રાખનારા (એકાકાર રહેનારા) (યાને એક દિલથી કામ કરનારા) સઘળા **અમશાસ્પન્દોએ** ફિદા કીધેલા દિલનાં સંપૂર્ણ એ તેકાદથી, (તમામ) મુલકોનાં "અહુ" તથા "રતુ" તરીકે, સૌથી ઉંચે દરજ્જેની, સર્વોત્તમ તથા શ્રેષ્ઠ રાસ્તીની સ્તુતિ કરનાર તરીકે (તથા) હાલ (ની તમામ દીનો) માંની (જે) સર્વોત્તમ દીન (તે) ના સમજાવનાર તરીકે પસંદ કીધો.

જેના (યાને પયગમ્બર ઝરથુસ્ત્રના) જન્મમાં તથા વધવામાં પાણી તથા ઉરવરો (ઝાડ પાનો) ખુશહાલ થયાં; જેનાં જન્મમાં તથા વધવામાં પાણી

તથા ઉરવરે રથશ્ત ઘાસ્યા, તેના જન્મના તથા વધવાના સ્પેનાનીઝોની મેદદ ફીવેલી વનાન પેદાયશો સાબાશીનો પોકાર મારીને કહેવા લાગી કે, "શુકરાના આપણે માટે સ્પિતમાન ઝરથુશ્ત્ર (નામનો) એક અથોરનાન જન્મ પામ્યો (છે). (હવે) (ક્રિયામાં) બરસમ પાથરનાર ઝરથુશ્ત્ર, અમોને ક્રિયાની ભેટોથી ઇજશે (આરાધશે). હવેથી ભલી મઝદયસ્ન દીન આહી યાં (યાને) "તમામ હફ્તકેશ્વર ઉપર (યાને આ ખાકી દુન્યા તથા રૂહાની આલમનાં બીજા ૭ કેશ્વરો) ફેલાસે." ફરવરદીન યશ્ત, ફકરાઓ ૮૮ થી ૯૪).

સ્પિતમાન ઝરથુશ્ત્ર કે જે આ (દુન્યા) માં પયગમ્બર તરીકે બુલન્દ દરજ્જે પુગી ચુકેલો છે, (તેને) ગેહાનબાગ્નીતુ કમ કરનાર તથા અધર્નિ એ બે (માણસો) ખચીત (આ) ખાકી પુલ ઉપર (આ હાલ નન્દ દુન્યાના) રાજી રાખતા નથી. (યાને સ્પિતમાન ઝરથુસ્ત્ર ઉપર જલનારા બે પ્રકારના માણસોથી નારાજ રહે છે) (એ બે પ્રકારના માણસો) પોતાના નાપાક દેવતે ભરીને યાને પોતાની શક્તિ ખરાબ માર્ગે વાપરીને તેને (યાને સ્પિતમાન ઝરથુસ્ત્રને) ખચીતજ રંજીદા કરે છે (અથવા નાફરમાન થઇને તેની સામે જાય છે) (યસ્ન હા ૫૧ ફકરો ૧૨ મો). ઉપલા તથા તરજુમાઓ તેમજ પહેલવી ફકરાઓ અને તેના તરજુમાઓ તેમજ આ પુસ્તકના બાકીના સઘળા અવસ્તાના ફકરાઓ અને તેના તરજુમાઓ અને તેના પહેલવી ફકરાઓ, અને તેના તરજુમાઓ અનુક્રમે બેહેસ્ત-બેહરેહ કા. એ. કાંગાજી ના અવસ્તાના તરજુમાઓમાંથી તેમજ બહેસ્ત-બેહરેહ દસ્તુર જામાસપજી મીનોચેહેરજી જામાસપ આશાના પહેલવી વંદીદાદના તરજુમાના પુસ્તકમાંથી લીધા છે

---

# કાવ્ય ૩ જું.

## જુદદીનવાળાઓ સાથે પરણતી પારસી બહેનોને જુદદીન લગન વિરૂધ્ધ એક પ્રાર્થના.

### હરિગીત છંદ.

—:૦:—

રચનારઃ-બેહરામ પીરોઝશાહ ભરૂચા.

પારસી બહેનીઓ મારી, માદરો ને દીકરી!
ના મોસી ભર્યાં કામ, આજે શું રહ્યાં છો તમ કરી?
પરકોમના મર્દોની જોડે, પરણવું એ પાપ છે,
પાપ તું પણ પાપ, ને મહા શ્રાપના એ શ્રાપ છે.
પરમર્દનો ઓળો પડે તો, પાપ તમ ગણતાં હતાં;
અડકે કદી દરવંદ તો, આલુદે તમ બનતાં હતાં.
તે બધી શુભ ભાવનાઓ, આજે તમ ભુલી ગયાં;
પશ્ચિમના જડવાદથી, કાં ફાટી ને ફુલી ગયાં?
નિશ્ચય થકી માનો, લગન જુદદીનનાં અંગાર છે;
પડયા પછી એમાં, તમે જોશો કે, નર્કનો ગાર છે.
લાત છો મારી રહયાં તમ, ધર્મને મા બાપને,
છો તમો વ્હોરી રહયાં, જુદદીન લગનનાં પાપને.
ઇજ્જત તમારી કોમની, કેવી બધે મશહુર હતી?
પારસી બાનુઓ કેવી, પાકીથી ભરપુર હતી?
એકવાર તો, બ્હેનો! તમો શું, ખુબીનો ભંડાર હતાં?
સદગુણ થી ભરપૂર, નીતિમાન ને દીનદાર હતાં.
આકાશમાં સૂરજ તપે, તેમ સત્યથી તપતાં તમે,
પાક દામન નારીમાં, કેવાં હતાં ખપતાં તમે?
તાકાત શું પરકોમની, કે પારસીની નારને,
જુએ નજર બુરી વડે, હાં! બાનુ એક દીનદારને.

એકવાર તો કેવાં હતાં, ધર્મિ અને શૂરવીર બહુ,
પારસી નરનારીઓ, તે બ્યાન આજે શું કહું ?
આજથી ત્રણ દાયકાપર, બ્હેનો મારી, તમ સહુ,
શર્મોળ તે કેવી હતી ? તસ્વીર દીનની હુબહુ.
પુષ્પસમ કોમળ અને નિર્દોષ મનની પારસણ,
શા થકી થઇ પાપીણી, સમજાય ના એ મારે મન.
શ્રાપ પડો પશ્ચિમના, શિક્ષણ અને સંસ્કારપર,
થઇ અસર ભુંડી જેનાથી, પારસી સંસારપર.
પુળો મુકો, પશ્ચિમના, શિક્ષણ અને જડવાદને;
ધારણ કરો ઝરથુશ્ત્રનાં, ખુબી ભર્યાં સતવાદને.
સતવચન, વિચાર ને, સતકર્મનાં ગુણગાન છે;
ધર્મમાં ઝરથુસ્ત્રનાં. તેનું શું તમને ભાન છે ?
"ઝંદ અવસ્તા" તો, હકીકતમાં ખુબીની ખાણ છે,
પાને પાને રે ! ભર્યું, તેમા મીનોઇ જ્ઞાન છે.
તમ દીનનો સ્થાપક, મહા "વક્ષુર વક્ષુરાન" છે,
યાદમા જેની તો, સાતે કેશ્વરો ગુલતાન છે.
દીનપર જેની, ક્વિદા કુલ ખલ્કના વિદ્વાન છે,
નિર્જીવને જીવંત, જેના નામપર કુરબાન છે.
વાગી રહ્યો ડંકો તો જેનો, નવ બધે આસ્માન છે.
સત્યનાં એ, શાહેદો, સૂર, ચંદ્ર ને યઝદાન છે.
કલ્યાણકારી માર્ગ, એવી દીનનો છોડી તમે,
સરજત તમારી, હાયરે ! પરકોમમાં જોડી તમે.
માત પિતાના, વ્હાલ ભર્યાં ગાંઠને, તોડી તમે,
બદકારી આ ભવમાં, નથી કંઇ કીધીરે થોડી તમે.
કયાની ને ઇરાની ને, હું ખામનીનાં બાળ તમ,
એકવાર રે ! કેવા હતાં, દીન ધર્મના રખવાળ તમ ?
પારસીઓ, એ કયૂરી, સાસાનીઓની યાદ છે;
શૂરવીર નોશીરવાન ને, શાહપુરની અઓલાદ છે.
બીદાર બનો હમદીનો ! ઇજ્જત કોમની લુટાય છે;
કોમ ને પરકોમમા, હાસી તમારી થાય છે;
બાગ્યહિણુ બ્હેનો તમારી, પાપમાં સપડાય છે,

ગુમરાહીને દુવાસનાની, ગારમા, હોમાય છે
તે થકી, શુભ આપણા, સઘલા રિવાજો પાળો તમ
જેમ વડીલો જીવતા તા, તેવુ જીવન ગાળો તમ
ધર્મની કેળવણી રૂડી, બાળકોને આપો તમ
**જાગતી છે જોત આતશ,** સઉ ઘરોમા સ્થાપો તમ
ધર્મ ને રાહો રસમતો, સ્વર્ગના શુભ દવાર છે,
દીનદારનો, બન્ને જગતમા, આખરે ઉધ્ધાર છે.
યા હોમ કરી આગળ પડો, અય પારસી નર નારીઓ!
નામોસીમાથી લો બચાવી, ભેગી ને તમ પ્યારીઓ.
**"અહુરામ બીન પીરોઝ"** અતે માગે છે, તે એજ છે,
રક્ષા કરો હમદીનો! **દીનની. દીન મીનોઇ તેજ છે.**
પાપો તમારા સર્વને, એ તેજ, અતે કાપશે,
સકટો સઉ, દુર કરીને, સ્વર્ગનુ સુખ આપશે,

× × × × × ×

અય ખુદાવન્દ પાક! ઇજ્જત કોમની તુજ હાથ છે,
અફસોસ! ગયો જોતુ ખસી, તો કોણ અમારો સાથ છે?
રાખ હજી પણ કોમને, તુ દુર ભુડા કામથી
કેમ કરી જીવી શકયે, અપજશભર્યા આ નામથી?

---

# હાલની પારસી કોમ.

## તેની રહેણીકરણીમાં દાખલ થયલા કેટલાક નાશકારક સડાઓ.

## તે જો પહેલાં દૂર નહિ થાય તો કોમ વધુ નીચે ગબડશેજ.

—:o:—

## કોમની ખરી બેહતરી માટે કેટલાક કાર્યસાધક ઉપાયો.

(કોમની પડતીનાં સડાઓ યાને કારણો.)

(૧). પારસીઓમાંથી નાબુદ થયલો સાદી જીંદગી માટેનો પ્યાર અને ખડતળ તથા મહેનતુ જીંદગી ગુજારવા તરફનો અણગમો.

(૨). ખર્ચાળુ અને બેમહલાજાભર્યા પોષાકોનો અવિચારી પહેરવેશ.

(૩). ધર્મજ્ઞાનના સાચા અભ્યાસ અને સમજણની ગેરહાજરીને લીધે અનેક પાપો તરફ આપણી કોમનું ખેંચાણું.

(૪). હાથે જાતે નહિ રાંધતાં પરકોમનાં આદમીઓ પાસેથી રંધાવીને, આએલું ખાવાની આદતો. તેમજ લગ્ન, નવજોત મરણ વગેરે પ્રસંગોએ ખાનપાન પાછળ થતો પૈસાનો ધુમાડો.

(૫). ઘરમાંથી જીવતી જાગતી જોત જેવા આતશને આપવામાં આવેલી રૂખસત અને મોબેદોની બેહતરી તરફ કરવામાં આવતાં આંખમિંચામણાં.

(૬). છોકરા છોકરીઓને મળતી ખોટી કેળવણી

(૭). પશ્ચિમની મોટે ભાગે તકલીદી કેળવણી તરફ દેખાડવામાં આવતો અસાધારણ મોહ અને સદગુણોની ખીલવણી તરફ બેદરકારી.

(૮). કુંવારાપણાની બદી.
(૯). માસિક માંદગીનાં ઘણા લાભકારી અને પુરાતન રિવાજને શોકરે મારવાથી આવેલું ગંભીર પરિણામ.
(૧૦). નાટક, સીનેમા અને ફીસ્યારીખોર જીવન તરફનું અવિચારી ખેંચાણ.
(૧૧). દારૂ તથા બીડી અને શેર, સટ્ટા, જુગાર, ડેન્સીંગ તથા કલબોની બદી અને ભારે તથા સ્વાદિષ્ટ ખોરાક ખાવાનો વધી ગયલો મોહ.
(૧૨). કરોડોની પારસી સખાવતોના દુરઉપયોગને લીધે કોમમાં ચાલુ રહેલી બેકારી, ગરીબી અને પડતી.

---

## કારણ ૧ લું.

---

## પારસીઓમાંથી નાબુદ થયલો સાદી જીંદગી માટેનો પ્યાર અને ખડતળ તથા મહેનતુ જીંદગી ગુજારવા તરફનો અણગમો.

---

અત્ હી અયાઓ ફ્રવરેતા
વાસ્ત્રીમ્ અખ્યાઇ ફ્શુયન્તેમ્,
અહુરેમ્ અષવનેમ્, વંઘ્હેઉશ્
ફ્ષેનુ્ગ્હીમ મનંઘ્હો;
નોઇત્, મજ્દા, અવાસ્ત્યો
દવાંસ્ચિના હુમેરેતોઇશ્ બક્તા.

અર્થ:—એ બેમાંથી તેણે (યાને અહુરમઝદની સંપૂર્ણ મનસ્નીએ) આ (દુન્યાના ફાયદા) સારૂ, આબાદી કરનાર ખેડુતને, રાસ્ત સાહેબ અને ભલી મનસ્નીના વધારા કરનાર તરીકે પસંદ કીધો. હે, અહુરમઝદ! ઠગાઇ કરનાર આળસુ શુસ દીનના સારા કાનુનનો ફાયદો મેળવનાર હોતો (અહુનવદ ગાથા, હા ૩૧, ફકરો ૧૦)

પારસીઓમાં જે સંખ્યાબંધ નાશકારક સડાઓ દાખલ થયા છે, અને જેને પરિણામે હાલમાં પારસીઓની જે બુરી દશા થઇ છે, તેમાંનો એક સડો પારસીઓમાંથી નાબુદ થયલો સાદી જીંદગી બારેનો પ્યાર છે. પહેલાંના પારસીઓ હાલના પારસીઓના મુકાબલામાં વધુ પ્રમાણિક, મહેનતુ, ખડતળ, અને કોઇ પણ કામની હિંમત હારી નહિ જનારા હતા, જ્યારે આજનો એક સરાસરી (Average) પારસી મુશકેલીનો વિચાર આવતાં હાથમાં લીધેલું કામ મુકી દે છે, અને મોટે ભાગે તો જે જે ચીજોમાં સહાસકર્મોની જરૂર છે, તે કામો હાથ ધરવા માંગતોજ નથી. પહેલેના પારસીઓ અનાજના, લીલી તરકારીના, ગાંધીના, ફળફળાદીના, દુધના, તેમજ એવા બીજા નાના નાના ધંધાઓમાં ઘણી ખુશી અને હિંમતથી પડેલા હતા, અને આબરૂ ઇજ્જતથી પોતાના કુટુંબ કબીલાનો નિર્વાહ ચલાવીને બે પૈસા જીંદગીને છેડે ભેગા કરતા હતા; જ્યારે આજના પારસીઓમાં તેવા નાના ધંધાઓમાં નહિ પડવાની અને પ્રમાણિકપણે મહેનતુ રોજી નહિ મેળવવાની પણ તેને બદલે થોડી મહેનતે તેમજ અપ્રાણિકપણે વધુ પૈસો લાવી આપે, એવા નબોળા ધંધાઓમાં અને નોકરીઓમાં પડવાની વલણ પેદા થઇ છે. આ કારણના સંબંધમાં મારે જણાવવું જોઇએ, કે જે પારસીઓ પોતા પાસની નાની જેવી પુંજીનો સદઉપયોગ કરવા માંગતા હોય, તેમણે, બીજા કોઇ પણ ધંધામાં પોતાનું નાણું નહિ રોકતાં ઉપર જણાવેલા નાના પણ આબરૂભર્યા ધંધાઓમાં પોતાનું નાણું રોકીને પ્રમાણિકપણે પોતાનું જીવન ગુજારવું. બીજું મારે એ કહેવાનું છે, કે જેઓ પાસે નાની જેવી પણ પુંજી નહિ હોય, અને ઉપર જણાવેલા પ્રમાણિક તથા જાતી મહેનતના ધંધામાં પડવાની ખાહેશ રાખતા હોય, તેવા પ્રમાણિક જરથોસ્તીઓને, પારસી કોમના લક્ષાધિપતિ શેઠીઆઓએ નાણાની ઘટતી મદદ કરીને આગળ પાડવા જોઇએ. જો આ પ્રમાણે બનશે તો, પારસી કોમનો એક ભાગ ઉપલા ધંધાઓમાં પડીને પોતાને તેમજ કોમને આશિર્વાદ–દાયક થઇ પડશે.

**જેમ "પડી રહેલું લોખંડ કાટથી ખવાય છે, તેમ શરીર પણ આળસથી અને હરામખોરીથી ખવાઇ ખવાઇને પાપી બને છે.**

ઉપલાં સિદ્ધાંતને ધ્યાનમાં લેતા આછી મહેનત અને આવક પર જીવનારા પારસીઓએ ઉપર જણાવેલી સુચનાનો તાત્કાલિક અમલ કરવો ઘટે છે.

જો હાલની પારસી કોમ ખેતી જેવા તેમજ ઉપર જણાવેલા બીજા નાના નાના ઉદયોગોમાં પોતાનાં દીકરાઓને નહિ નાખતાં, તેઓને ફકત

સ્કુલ અને કોલેજોની કેળવણી આપવા ઉપરજ મંડયાં રહેશે તો, આપણી કોમમાં શિખેલા બેકારોની સંખ્યા વધતીજ જશે અને તે બીચારાઓનું શું કરવું તે કોઇને પણ સુઝ પડશે નહિ. હાલની કેળવણીથી કેવી કંગાળ અને નિરાશાજનક સ્થિતિ ઉભી થઇ છે તે બાબે એક જાણીતા કેળવણી-કાર [Educationist] કહે છે કેઃ–

"With every day that passes the struggle for existence amongst the so—called educated class is growing intenser. Every day brings to light fresh instances of youths equipped with five to seven years college education, knocking at different office doors, begging for employment. A few years back it was a matter of a pride to be a doctor an engineer, a barrister, or a solicitor. To enter the ranks of any one of these professions has now-a day become a question of fighting the misfortune of being educated. Expense of life has grown heavier while incomes have dwindled down, and sudden poverty grows in the face of all literally educated "

"In comparison with the number of youths literally educated in the colleges, the number of those who fail to finish their school education is very large, and looking to the fate of the former one can easily consider what would become of the latter. Institutions giving technical education without laying special stress on literary abilities, being non-existent, the future of these unfortunate youths is darkened, for they can only hope to get themselves employed as clerks and typists drawing a very low salary just sufficient to maintain an individual at a low standard of life with little prospects. If statistics be taken out of all youths serving in

business offices, it will be seen that the average income of an individual comes to about Rs. 70/- only. This has been the cause of increasing poverty and social degradation amongst the rising generation, and the fault is ours if we allow the state of affairs to continue with causes as open as they are."

તરજુમો-:

"દિનપરદિન પેલા કહેવાતા શિખેલા વર્ગની, જીદગીને નિભાવી રાખવા માટેની લડત, વધુને વધુ તીવ્ર બનતી જાય છે દરરોજ આપણે સાંભળીયે છીયે કે, પાચથી સાત વર્ષ સુધી કોલેજની કેળવણી લીધેલા જવાન્યાઓ નોકરીને માટે ઓફીસે ઓફીસ રખડે છે. થોડાંક વર્ષો ઉપર, એક ડાક્ટર કે એક બેરીસ્ટર કે એક સોલીસીટર કે એક એનજીન્યર થવુ એ મગરૂરી ગણાતી હતી પણ હવે તો, ઉપલા ધંધાઓમા પડયા પછી કેળવણીને પરિણામે ઉભી થયલી મુશ્કેલ હાલતની સામે કેમ લડવુ એજ એક પ્રશ્ન થઇ પડયો છે દિનપર દિન ખર્ચ વધ્યા જાય છે અને આવક ઘટતી જાય છે, અને સઘળા કોલેજમા શિખેલાઓને એકાએક આવી પડતી મુશ્કેલીથી ખમવુ પડે છે

બીજુ, કોલેજોમા કેળવણી પામેલા જવાન્યાઓની સંખ્યાના મુકાબલામા, જેઓએ સ્કુલની પણ પૂરી કેળવણી નથી લીધી તેઓની સંખ્યા તો બહુ મોટી છે અને કોલેજમા શિખેલાઓની દશા, જ્યારે આવી નાઠી છે ત્યારે માત્ર સ્કુલમાજ શિખેલાઓની હાલત તો કેવીએક હશે તેનો માત્ર વિચારજ કરી લેવો પૂરતો છે જે સંસ્થાઓ, કેળવણીને લગતી લાયકાતો (Literary abilities) ઉપર ખાસ ભાર મુકયા વિના હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી આપી રહી છે તેને લીધે, ઉપર જણાવેલા કમનસીબ જવાન્યાઓનુ ભવિષ્ય સીપાદ બની જાય છે, કારણ કે, તે પછી તેઓને તો માત્ર એક કલાર્ક કે ટાઇપીસ્ટનીજ નોકરી મળે એવી ઉમેદ રહે છે કે જે નોકરીઓમા તેઓ આગળ વધવાની આશા રાખ્યા વિના માત્ર એક બે આદમીનુ સાધારણ રીતે ગુજરાન થાય એટલોજ ટુંકો પગાર મેળવે છે ધંધાદારી ઓફીસોમા નોકરી કરતા સઘળા જવાન્યાઓની જો બધી વિગતો ભેગી કરવામા આવે તો, જણાશે કે, તેઓમાંના દરેકની સરાસરી (Average) આવક માત્ર રૂ ૭૦ નીજ હશે. ચાલુ વધતી ગરીબાઇ અને સામાજીક અધોગતિ, કે જે આપણી નુવાન ઓલાદોમા આપણે આજે જોઇ રહ્યા છીએ તેનુ કારણ આ ઉપર જણાવેલી ખામી ભરેલી કેળવણીજ છે જો આ બધુ જાણ્યા છતા આવીને આવી દશા આપણે ચાલવા દઇશુ તો તેમા આપણોજ દોષ છે"

આ અભિપ્રાય ઉપરથી અય હમદીનો! તમારી ખાત્રી થશે કે હાલની હિંદની નબળી આર્થિક [યાને પૈસાને લગતી] દશા જોતાં, તેમજ અચોકકસ રાજદ્વારી મામલો જોતાં અને હિંદમાં વધી પડેલી શિખેલાઓની સંખ્યા જોતાં, આપણા દીકરાઓને કોલેજોની વધુ કેળવણી આપવી એ કોઇ પણ રવેશે લાભકારક નથીજ. જો ખરૂં પારસીપણું અને જરથોસ્તીપણું તમારે આવા બુરા જમાનામાં સુધાં કંઇક પ્રમાણમાં જાળવીજ રાખવું હોય તો, તમારા દીકરાઓને હવે તો નાના નાના પ્રમાણિક ઉદ્યોગોમાં તેમજ ખેતીવાડીનાં ખડતળ મહેનતવાળા ધંધામાં નાખો. **આપણી કોમ, પાપી તથા અધર્મિ શ્રિમન્તાઇને બદલે પ્રમાણિક તથા ધાર્મિક ગરીબાઇમાં* જીંદગી ગુજારશે તો, તેથી અય હમદીનો ! આપણને કશું પણ ડરવાનું નથી. તેથી તો ઉલટું આપણી કોમનું બંધારણ મજબુત બનશે અને ગરીબાઇ તથા ખડતળ મહેનતના પ્રતાપે આપણામાં પાછી ધર્મ તથા નીતિ અને સદાચારની ખીલવણી થવા પામશે. ખાસ કરીને હાલની પશ્ચિમની કેળવણીની વિરૂધ્ધમા, ઉપર ટાંકેલા અંગ્રેજી ફકરાનો લેખકજ એકલો એક આદમી છે એમ ના સમજતાં. ખરેખર તો આખી દુન્યાના દરેક વિચારવંત, ડાયકા, સ્યાણા તેમજ દૂરઅંદેશ નરોએ હાલની કેળવણીની પધ્ધતિ સામે તેમજ પશ્ચિમની જડવાદથી ભરેલી કેળવણી સામે સ્પષ્ટ શબ્દોમાં પોતાનાં બખાળા બહાર પાડ્યા છે. ધંધાદારી કેળવણી (Technical Education) થોડી ઘણી પણ પરવડશે, બાકી આપણા દીકરાઓને મીવીયસ, ઇન્ટર, બી. એ. કે એમ. એ. કરવામા હવે કશુ પણ વળવાનુ નથી અને તેઓ બીચારા ખચીતજ એવી કેળવણીને કદુઆજ દેશે. સેવકને ઉમેદ છે કે, પારસી કોમના સાચા ખેરખાહો અને હાલના માનવત ટ્રસ્ટી સાહેબો કોમને યોગ્ય રીતે માર્ગદર્શક થઇ પડશે. ખુદ કોલેજોમાં કેળવણી લેતા જરથોસ્તી જવાન્યાઓએ પણ હવે પોતાનાં દ્રષ્ટિબિન્દુમાં ફેરફાર કરવો જોઇએ કે જેથી તેઓને પાછળથી પસ્તાવાનું નહિ થાય.

---

# કારણ ૨ જું.

## ખર્ચાલુ અને બેમહલાજભર્યા પોપાકોનો અવિચારી પહેરવેપ.

જે બીજુ કારણ પારસી કોમની રહેણી કરણીમા એક નાથકારક સડારૂપે આજે વર્ષો થયા દાખલ થઇ ચુક્યુ છે, તે ખાસ કરીને મારી પારસી કોમની નાની તેમજ મોટી વયની બ્હેનોના ઘણાજ અવિચારી ને બેમહલાજભર્યા પોપાકને લગતુ છે જે દિવસથી પારસી કોમની નાની તેમજ મોટી વયની બેનોમા પોતાના શરીરના ભાગોને પુરતી રીતે ઢાકવાની બાબદ તરફ બેદરકારી દેખાડવાની શરૂ થઇ, તે કમનસીબ દિવસ પછીથી ઉપના કારણના અગે, પારસી ગેમના માનસ (Mentality) મા અને નીતિરીતિમા ભારે ફેરફાર થઇ ગયો છે જે કીસમનો શરમ લગાડે એવો પોપાક હાલની મારી પારસી બેનો તેમજ નાની નાની વયની જવાન બેટીઓ પહેરી રહી છે, તે વિરે જો વિસ્તારથી બોલવામા આવે તો, એક નાનુ જેવુ પુસ્તક લખાય પણ તેટલા બધા વિસ્તારમા બોલવાની મારી ધારણા નથી હુ જે કહેવા માગુ છુ, તે એ છે કે, શરીરના ભાગોને ઘણો કચવાટ ઉપજાવે એટલી હદ સુધી ઉઘાડા રાખીને ઘરમા તેમજ બહાર મારી પારસી બેનો ખચીતજ પોતાની જાતને, માતપિતાની કુખને, કુટુબ કબીલાને, અને કોમને એક મોટુ અપમાન તથા નુકસાન કરી રહી છે આ નુકસાન શુ છે, અને કેવે પ્રકારે તેમજ કેટલા પ્રમાણમા ઉભુ થાય છે, તે બીનાથી મારી કમનસીબ પારસી બેનો તેમજ જવાન બેટીઓ મોટે ભાગે નાવાકેફ છે, એમ જો હુ કહુ તો, તેમા કશુ ખોટુ લેખાશે નહિ પણ નાવાકેફી અને અજ્ઞાનતાનુ બહાનુ કાઇ ચાલી શકે એવુ નથી, અને તે બહાનાના ઓઠા હેઠળ, જો, બેમહલાજભર્યા પોપાકો પહેરવાનુ ચાલુજ રહેશે તો, તેનાથી પારાવાર નુકસાન થયુ તો છે, અને ભવિષ્યમા વધુ થશે, એમા સહેજ પણ શકા નથી આ વિષેના વધુ સૂક્ષ્મ મારણો તરફ આવતા હુ જણાવીશ, કે, એક સાદા અને મહલાજભર્યા પોપાકમા સજ થયલી પારસી બેન યા તો જવાન બેટી જે ભલી અસરો પોતાની આસપાસ

ઉપજાવે છે, તેનાથી ઉલટીજ અને ચામા આદમીના મન તથા નીતિને બગાડનારી બુરી અસરો એક ખેમહલાન્નભર્યો પોષાક પહેરનાર બાનુ યા તો જવાન બેટી ઉપજાવે છે, એમ કહુ તો, સહેજ પણ ખોટું નથી. શરીરના મુખ્ય ભાગો અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રી જાતીના ભાગો, જેવા કે, માથું, છાતી, હાથો અને ઘુંટણથી પગની પાટલી સુધીના અંગોની ઉપર એવી જાતની સૂક્ષ્મ શક્તિઓ કામ કરી રહી છે, કે, જો તેને સાદાં કપડાં વડે પુરતી રીતે ઢાંકવામાં નહિ આવે તો, તેવાં બાનુઓ યા તો બેટીઓના સંબંધમાં આવનાર યા તો તેઓ પર દૂરથી પણ નેગાહ કરનાર કોમ યા તો પરકોમના પુરૂષોના મન પર હાલનો સ્થૂલ અને જડવાદથી ભરપૂર જમાનો જોતાં ઘણી માઠી અને નુકસાનકારક અસર સૂક્ષ્મ રીતે થવા પામે છેજ, અને તેને પરિણામે વાતાવરણમાં અણદિઠ આકૃત્તિઓ બંધાય છે, અને હલકા વિચારવાળા આસામીઓના વિચારોનું પોષણ મેળવીને તે આકૃત્તિઓ પોખાય છે, અને જેઓ ખેમહલાન્નભર્યા પોષાક પહેરનારાં હોય છે, તેઓ તરફ પાછી ખેંચાય છે, અને તેઓના મનમા અનેક માઠા વિચારો ઉત્પન્ન કરે છે. **જરથોસ્તી દીનમાં એવું ફરમાન છે, કે એક બાનુએ પોતાના હકદાર ખાવિંદ અથવા તો ભાઇ પિદર કે માદરના હાથમાંજ પોતાનો હાથ મુકવો. તેમ નહિ કરતાં જો તે બાનુ પોતાનો હાથ પોતાની કોમના કે બીજી કોમના પરમર્દના હાથમાં મુકે, યાને શેકહેંડ (Shake Hand) કરે તો, તેને પરિણામે એક જાતની "ખાસ્તર" યાને અણદિઠ પ્રવાહ ઉત્પન્ન થઇને વાતાવરણમાં તેની આકૃત્તિ બંધાય છે, અને વખતના વહેવા સાથે હલકા વિચારોનું પોષણ મેળવીને પોખાયા બાદ તે આકૃત્તિ પાછી તેજ સ્ત્રી તથા પુરૂષ તરફ ખેંચાય છે, અને નીતિની બાબદમાં હલકું પરિણામ લાવે છે; એટલુંજ નહિ પણ, જો એક બાનુ પોતાની ચશમ પારકા મર્દની ચશમ સાથ મેળવે તો તેને પરિણામે પણ અણદિઠ આકૃત્તિ જન્મ પામીને બંધાય છે, અને તે સુધાં હલકા વિચારોનો ખોરાક ખાઇને વધુ ઘટ્ટ બનીને પેલી સ્ત્રી તેમજ પુરૂષ તરફ ખેંચાઇને નબળું પારણામ ઉપજાવે છે, અને તે કારણેજ જરથોસ્તી ધર્મમાં નકાબી યાને પરદેનશીન રહેવાનું અસલના વખતમાં ફરમાન હતું.**

·હવે આવાં બાનુઓ તેમજ બેટીઓનો પોતાના શરીરને ખેહમલાનભર્યાં

પોષાક વડે સજવામાં કેટલો હિસ્સો છે તેનું પ્રમાણ તો હું કહી શકું નહિ; પણ હાલનું વાતાવરણ જોતાં તેમજ પારસી કોમના નાના મોટાં તેમજ ઘરડાં જવાન સાથના મારા વર્ષોના અનુભવને આધારે મારે જણાવવું જોઇએ કે, બે હાથ વગર તાલી વાગતી નથી, તે નિયમ અનુસાર પારસી કોમની બાનુઓ અને જવાન બેટીઓના બેમર્યાદાજનક પોષાકને માટે તેઓ પોતે તેમજ તેમના માબાપો તથા ધણીઓ જવાબદાર છે. અલબત કેટલાક કેસોમાં માબાપોને નહિ માનતાં કેટલીક જવાન બાનુઓ અને બેટીઓ પોતાની નૈતિક જોખમદારી (Moral responsibility) નો સ્હેજ પણ ખ્યાલ નહિ કરતાં ઘણીજ ઉદ્ધતાઇ અને હુલ્લડપાઇભરી રીતે ગમે તેવો પોષાક સજીને બહાર નીકળે છે, અને કોમ પરકોમની દુકાનોએ તેમજ જ્યાં પરકોમની હલકી નીતિરીતિવાળાં હજારો સ્ત્રીપુરૂષો ભેગાં મળેલા હોય, તેવા નાટક સીનેમાઓમાં પણ જાય છે. આ બીચારી પરણેલી તેમજ જવાન અબલાઓ તેમજ કોમળ વયની બેટીઓ ભાગ્યેજ જાણતી હશે, કે, આવી જાતના અધુરા પોષાક સજવાથી અને શરીરના ઉપર જણાવેલાં અંગોને ઉઘાડાં રાખવાથી નીતિ, ધર્મ, સદાચાર, અને શરીર સુખાકારી શાસ્ત્ર (Hygiene) ની દ્રષ્ટિએ તેઓ, પોતાને તેમજ સામાને કેટલું બધું અણકિઠપણે નુકશાન કરે છે. કેટલીકવાર પશ્ચિમની કેળવણીના પરિણામે અવિચારી, ઉદ્ધત, અને ઉછાછળાં મનના ધણીઓ આવી કીસમનો બેમર્યાદાજનક પોષાક સજવાની બાબદને પુષ્કળ ઉત્તેજન આપે છે, એ બીનાની હું ના પાડતો નથી, છતા ઉમ્મરે પુગેલી એક પરણેતરની તેમજ નહિ પરણેલી એવી મોટી ઉમ્મરની અબલાઓની પોતાની ફરજ છે, કે, તેઓએ પોતાના ધણીઓના અણઘટતાં દબાણ યા તો ઉત્તેજનને આધીન નહિ થતાં, પોતાની જાતને તેમજ કોમને શોભા આપે તેવો, તેમજ કોમ અને પરકોમના સ્ત્રી પુરૂષો માનનીજ નજરે જુએ, એવો પોષાક સજવો જોઇએ. દુન્યાનો એક રિવાજ છે, કે જ્યારે એક માણસનું યા તો કોમ યા પ્રજાનું માનસિક અને નૈતિક (mental and moral strength) બળ નબળું પડી જાય છે, ત્યારે તે માણસ, કોમ કે પ્રજા અવિચારી અને સંસ્કાર રહિત જીવન ગુજારવા માંડે છે, જેને પરિણામે તેને, પોતાના શુભાશુભનો કશો પણ વિચાર આવતો નથી, અને તે પ્રમાણેનું અવિચારી જીવન ગુજારીને તે માણસ, કોમ, કે પ્રજા પોતાના ધર્મ અને જન્મ ભૂમિને કશોપણ લાભ આપી શકતા નથી.

માસિક માંદગી નહિ પાળીને, જેટલું નુકસાન પારસી બાનુઓ પોતાની જાતને, પોતાનાં બેહીઓને, ઘરની આબાદી તેમજ લક્ષ્મીને અને આસપાસનાં આદમીઓને તેમજ દેખીતી મુંગી, પણ અણદિઠ રીતે પુરે-પુરી ભાનદાર કુદરતને કરે છે તેટલુંજ નુકસાન, બેમલહાજા ભર્યા તેમજ અધુરા પોષાક પહેરનારી બાનુઓએ પણ કીધું છે અને કરે છે. આપણી આસપાસ, કોમ પરકોમનાં ઉતરતા વિચાર–આચારના તથા હલકી નીતિ રીતિનાં અનેક પુરૂષો ફરતા રહે છે તેઓનાં મનને, ઉપર જણાવેલી સ્ત્રીઓનાં દર્શન થતાંને વાર એક જાતનો ધણોજ નમોજો અને પાપી તેમજ મલિન અને હવસી વિચારો તથા ધ્વનિઓથી ભરપુર આચકો (A subtle and impious shock) લાગે છે અને તેઓનાં જીગરમાં એક જાતનો ખોટો વલોવાટ (Soul harrowing-unpleasant sensation) થાય છે. આવી રીતે અનેક વાર થવાથી, માસિક માંદગી નહિ પાલનારી તેમજ બેમહલાજા ભર્યા પોષાકો પહેરનારી સ્ત્રીઓને ખબર નહિ પડે તેમ ઉપર વર્ણવેલા પુરૂષો, એક જાતની શહેવત પરસ્તી (impure cravings) ની લાગણીઓને તાબે થતા રહે છે અને ધીમે ધીમે નૈતિકબળ ખોઇ બેસે છે. એટલુંજ નહિ પણ કેટલાક વધુ નબળા મનના પુરૂષોનાં વીર્યને પણ ઉપર વર્ણવેલી (પછી ગમે તેવી ભલી કાંય નહિ હોય) સ્ત્રીઓના દેખાવ માત્રથી આઘાત અને હાનિ પુગે છે. આ બધા માઠાં પરિણામને માટે આપણી બાનુઓ અને નાનીવયની બેટીઓ કેટલી બધી જોખમદાર છે? જો પારસી મરદો ઉપલા મહાભારત પાપ તરફ, પોતાની નબળાઇ, કે અજ્ઞાનતા કે ફેશનને ખાતર આંખવિચામણા કરવાનાં ચાલુ રાખશે અને જો આપણી પારસી બાનુઓ, પોતાના ભાઇઓ, ધણીઓ કે માબાપોની નબળાઇનો લાભ લઇને ઉપલી બદીઓમાં ગીરફતાર રહેવાનુ ચાલુજ રાખશે તો, અગાઉ નહિ સમજેલાં એવાં બુરાં અને ભયાનક પરિણામો આવ્યા વિના રહેશે નહિ. આપણી બાનુઓ આ પાપ અને સરકશી, કંઇ ઇનસાનો સામે નહિ, પણ, ખુદાતાલાની સામે કરી રહ્યાં છે એમ નરમમાં નરમ શબ્દોમા કહેવું પડે છે. માત્ર એક માથાંનો બાલ પડવાથી જો આપણી ધર્મ-ક્રિયાઓ રદ થઇ જાય તો, આવા માસિક માંદગીના ગુણકારી રિવાજને, નહિ પાળવાથી તેમજ બેમહલાજાભર્યા પોષાકો પહેરવાનાં ચાલુ રાખવાથી કુદરતની કેટલી બધી સૂક્ષ્મ ક્રિયાઓને ખલલ પુગતી હશે? એટલુંજ નહિ

પોષાક વડે સજવામાં કેટલો હિસ્સો છે તેનું પ્રમાણ તો હું કહી શકું નહિ; પણ હાલનું વાતાવરણ જોતાં તેમજ પારસી કોમના નાના મોટાં તેમજ ઘરડાં જવાન સાથના મારા વર્ષોના અનુભવને આધારે મારે જણાવવું જોઇએ કે, બે હાથ વગર તાળી વાગતી નથી, તે નિયમ અનુસાર પારસી કોમની બાનુઓ અને જવાન બેટીઓના બેમરજાદાભર્યા પોષાકને માટે તેઓ પોતે તેમજ તેમના માબાપો તથા ધણીઓ જવાબદાર છે. અલબત કેટલાક કેસોમાં માબાપોને નહિ માનતા કેટલીક જવાન બાનુઓ અને બેટીઓ પોતાની નૈતિક જોખમદારી (Moral responsibility) નો સ્હેજ પણ ખ્યાલ નહિ કરતાં ઘણીજ ઉદ્ધતાઇ અને હુલ્લડાઇભરી રીતે ગમે તેવો પોષાક સજીને બહાર નીકળે છે, અને કોમ પરકોમની દુકાનોએ તેમજ જયાં પરકોમની હલકી નીતિરીતિવાળાં હજારો સ્ત્રીપુરૂષો ભેગા મળેલાં હોય, તેવા નાટક સીનેમાઓમા પણ જાય છે. આ બીચારી પરણેલી તેમજ જવાન અબલાઓ તેમજ કોમળ વયની બેટીઓ ભાગ્યેજ જાણતી હને, કે, આવી જાતના અધુરા પોષાક સજવાથી અને શરીરના ઉપર જણાવેલાં અંગોને ઉઘાડાં રાખવાથી નીતિ, ધર્મ, સદાચાર, અને શરીર સુખાકારી શાસ્ત્ર (Hygiene) ની દ્રષ્ટિએ તેઓ, પોતાને તેમજ સામાને કેટનું બધું અણદિઠપણે નુકસાન કરે છે. કેટલીકવાર પશ્ચિમની કેળવણીના પરિણામે અવિચારી, ઉદ્ધત, અને ઉછાછળા મનના ધણીઓ આવી કીમમનો બેમરજાદભર્યો પોષાક સજવાની બાબદને પુષ્કળ ઉત્તેજન આપે છે, એ બીનાની હું ના પાડતો નથી, છતા ઉમ્મરે પુગેલી એક પરણેતરની તેમજ નહિ પરણેલી એવી મોટી ઉમ્મરની અબલાઓની પોતાની ફરજ છે, કે, તેઓએ પોતાના ધણીઓના અણઘટતા દબાણ યા તો ઉત્તેજનને આધીન નહિ થતા, પોતાની જાતને તેમજ કોમને શોભા આપે તેવો, તેમજ કોમ અને પરકોમના સ્ત્રી પુરૂષો માનનીજ નજરે જુએ, એવો પોષાક સજવો જોઇએ. દુન્યાનો એક રિવાજ છે, કે જ્યારે એક માણસનું યા તો કોમ યા પ્રજાનું માનસિક અને નૈતિક (mental and moral strength) બળ નબળુ પડી જાય છે, ત્યારે તે માણસ, કોમ કે પ્રજા અવિચારી અને સંસ્કાર રહિત જીવન ગુજારવા માંડે છે, જેને પરિણામે તેને, પોતાના શુભાશુભનો કશો પણ વિચાર આવતો નથી, અને તે પ્રમાણેનું અવિચારી જીવન ગુજારીને તે માણસ, કોમ, કે પ્રજા પોતાના ધર્મ અને જન્મ ભૂમિને કશોપણ લાભ આપી શકતા નથી.

માસિક માંદગી નહિ પાળાને, જેટલું નુકસાન પારસી બાનુઓ પોતાની જાતને, પોતાનાં બેશીઓને, ઘરની આબાદી તેમજ લક્ષ્મીને અને આસપાસનાં આદમીઓને તેમજ દેખીતી મુંગી, પણ અણુદિક રીતે પુરે-પુરી ભાનદાર કુદરતને કરે છે તેટલુંજ નુકસાન, બેમલહાજા ભર્યા તેમજ અધુરા પોષાક પહેરનારી બાનુઓએ પણ કીધું છે અને કરે છે. આપણી આસપાસ, કોમ પરકોમનાં ઉતરતા વિચાર-આચારના તથા હલકી નીતિ રીતિનાં અનેક પુરૂષો ફરતા રહે છે તેઓનાં મનને, ઉપર જણાવેલી સ્ત્રીઓનાં દર્શન થતાંને વાર એક જાતનો ઘણોજ નબોજો અને પાપી તેમજ મલિન અને હવસી વિચારો તથા ધ્વનિઓથી ભરપુર આચકો (A subtle and impious shock) લાગે છે અને તેઓનાં જીગરમાં એક જાતનો ખોટો વલોવાટ (Soul barrowing-unpleasant sensation) થાય છે. આવી રીતે અનેક વાર થવાથી, માસિક માંદગી નહિ પાલનારી તેમજ બેમહલાજા ભર્યા પોષાકો પહેરનારી સ્ત્રીઓને ખબર નહિ પડે તેમ ઉપર વર્ણવેલા પુરૂષો, એક જાતની ચહેવત પરસ્તી (impure cravings) ની લાગણીઓને તાબે થતા રહે છે અને ધીમે ધીમે નૈતિકબળ ખોઇ બેસે છે. એટલુંજ નહિ પણ કેટલાક વધુ નબળા મનના પુરૂષોનાં વીર્યને પણ ઉપર વર્ણવેલી (પછી ગમે તેવી ભલી કાંય નહિ હોય) સ્ત્રીઓના દેખાવ માત્રથી આઘાત અને હાનિ પુગે છે. આ બધાં માઠાં પરિણામને માટે આપણી બાનુઓ અને નાનીવયની બેટીઓ કેટલી બધી જોખમદાર છે? જો પારસી મરદો ઉપલાં મહાભારત પાપ તરફ, પોતાની નબળાઇ, કે અજ્ઞાનતા કે ફેશનને ખાતર આંખમિંચામણા કરવાનાં ચાલુ રાખશે અને જો આપણી પારસી બાનુઓ, પોતાના ભાઇઓ, ધણીઓ કે માબાપોની નબળાઇનો લાભ લઇને ઉપલી બદીઓમાં ગીરફતાર રહેવાનુ ચાલુજ રાખશે તો, અગાઉ નહિ સમજેલાં એવાં બુરાં અને ભયાનક પરિણામો આવ્યા વિના રહેશે નહિ. આપણી બાનુઓ આ પાપ અને સરકશી, કંઇ ઇનસાનો સામે નહિ; પણ, ખુદાતાલાની સામે કરી રહ્યાં છે એમ નરમમાં નરમ શબ્દોમાં કહેવું પડે છે. માત્ર એક માથાંનો બાલ પડવાથી જો આપણી ધર્મ-ક્રિયાઓ રદ થઇ જાય તો, આવા માસિક માંદગીના ગુણકારી રિવાજને, નહિ પાળવાથી તેમજ બેમહલાજાભર્યા પોષાકો પહેરવાનાં ચાલુ રાખવાથી કુદરતની કેટલી બધી સૂક્ષ્મ ક્રિયાઓને ખલલ પુગતી હશે? એટલુંજ નહિ

પણ પ્રત્યાઘાત યાને Reaction તરીકે, જ્યારે, ઉપર જણાવેલા આચાર વિચારનાં પુરૂષોનાં વિચારો, વાતાવરણમાં ફરી ફરીને ગદલાં ખોરેહ, રંગ, તેમજ આકૃતિઓ સાથે પાછા પેલાંજ બાનુઓને આવીને મળે છે. ત્યારે આપણા, યા તો કોઇ પણ કોમના બાનુઓ કે નાની છોકરીઓનાં મન તેમજ શરીરનાં જુદા જુદા ભાગો (જેમ કે આખો હાથનાં પહોંચાઓ હથેલીઓ તેમજ આંગળાઓ વગેરે) માંથી કેટલા બધા બળવાન અને સૂક્ષ્મ કામીક પ્રવાહો તેમજ જુસ્સાઓ (Subtle Forces and auras of lust and carnal desires) વહેવા માંડીને તન તેમજ મન અને રવાનને તથા બુદ્ધિને છેવટે ભારે નુકસાન પુગાડે છે. એ બાબે શ્રીમદ ભગવદ ગીતાનાં સાંખ્ય યોગના ૬૨–૬૩ માં શ્લોકમાં જણાવવામાં આવ્યું છે કે,

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

અર્થ :—(૬૨) વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે તે વિષયોમા પ્રીતિ થાય છે; પ્રીતિથી કામ (મલિન વાસ્નાઓ) ઉપજે છે અને કામથી ક્રોધ ઉપજે છે ૬૩, ક્રોધથી સમોહ (ગુમરાહી) પેદા થાય છે, અને સમોહથી સ્મૃતિ [યાદશકિત] માં વિભ્રમ [ગુચવાડો] ઉત્પન્ન થાય છે, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિ નાશ પામે છે, અને બુદ્ધિનો નાશ થતા તે આદમી પોતે પણ નાશ પામે છે

ઉપલા શ્લોકોમાં અને તેના તરજુમામાં હજી પણ ઘણું ઉંડું રહસ્ય સમાયું છે; પણ તે બાબે વધુ શરેહ ન કરતા મારી પારસી બહેનોને જણાવવાનું કે, જે શરીરમાં રવાન યાને અહુરમઝદનો અંશ બીરાજમાન થયો છે, તે શરીર, તમારી પોતાની માલેકીનું નહિ પણ ખુદાતાલાની માલેકીનું ગણવું જોઇએ, અને પારકી મીલ્કતને પોતાની તરીકે ગણીને તેની સાથે તમોએ અપવિત્ર તથા ખોટી વર્ત્તણુક ચલાવવી નહિ; જોઇએ કેમકે, તે એક મોટામાં મોટું પાપ છે. એતો ખુદાતાલાના ઘરની આબરૂ લીધેલી કહેવાય. આવાં પાપથી, શરીરમાં વાસો કરનારૂં રવાન (The heart of man is the temple of God) યાને અહુરમઝદ પોતે આઝોર્દ થાય છે, માટે,

સ્ત્રીઓએ શું કે પુરૂષોએ શું, એવી રીતે જીવન ગુજારવું કે, કામ ને ઉત્પન્ન કરનારાં ખેંચાણોમાં યાને ખોટા આચારોમાં આપણી પ્રીતિ ઉત્પન્ન થવા પામે નહિ. પારસી બ્હેનોએ ખાતરજમાથી યાદ રાખવું કે, માસિક માંદગી નહિ પાળવી તેમજ બેમહલાજભર્યા પોષાકો પહેરવા એ, ખોટી પ્રીતિનાં ખેંચાણને લીધે યાને અજ્ઞાનતાને લીધેજ છે. હકીકતમાં, જો ઉપલા બંધે રિવાજે હાલનાં કફોડા જમાનામાં પણ તમો વાજબીરીતે પાળશો તો, અણુદિઠ કામીક જુસ્સાઓ તેમજ પ્રવાહોનાં ફેલાવાને તમો અટકાવી શકશો. અને તેમ થવાથી તમારી આસપાસનું વાતાવરણ મોટે ભાગે શાદ અને પવિત્રજ રહેશે. અને જે કંઇ સ્હેજસ્હાજ મલિનતા કે નાપાકી તમારાં શરીરમાંથી બહાર પડશે, તેને "સ્પેન્ત આરમઇતી" યાને ધરતીમાતા પોતાની વૃદ્ધિકારી ખાસ્તરો (Benefic Terrestrial Magnetism) મારફતે ધરતીમાં ખેંચી લેશે અને તમો વધુ ગુનાહમાં સપડાતાં બચશો. અને તમારા શરીરનાં જુદા જુદા ભાગોમાંથી બહાર પડતા મઝકુર અણુદિઠ કામીક જુસ્સાઓ તેમજ પ્રવાહોને કેટલાંક પ્રમાણમાં તમારો સાદો અને મહલાજ ભર્યો પોષાક વાતાવરણમાં ફેલાતા અટકાવશે.

હાલની પારસી કોમમાં બીજા સદગુણો વધુ ઓછા પ્રમાણમાં ઘણાખી હશે, પણ પોષાકની બાબદમાં તો પારસી બાનુઓએ ખરે અત્યારે અવધીજ કરી મુકી છે; અને જીંદગી શું એક લાંબા વખતની હોય એવું ધારીને, સારાં નરસાનો કશો પણ વિચાર નહિ કરતાં, પોતાની દેહ યા તો તવંગરીપર મુસ્તાક બનીને પોતાના પેદા કરનારને અને પોતાના જીવાત્માને નારાજજ કરી રહ્યાં છે. આજથી ૬૦–૫૦ વર્ષ ઉપરનો અભ્યાસ તપાસશું, તો જણાશે કે, તે વખતની જવાન પારસી પરણેતર, કે કુંવારીકા, કે નાની ઉમરની છોકરીઓ, પોતાના શરીરને પુરતી રીતે માન અદબ અને મહલાજથી ઢાંકીનેજ પોતાના માબાપ, ધણી કે ભાઇ બેનો સાથ બહાર નીકળતી હતી, અને કોઇ પણ કેસમા એવું નહિ બનતું હતું, કે, તે સમયની નાની કે મોટી ઉમરની પારસી બાનુ યા તો છોકરી પોતાના શરીરના ભાગોને પુરતી રીતે ઢાંકયા વિના બહાર નીકળી હોય. આજે તો મામલો તદ્દન ઉલટોજ થઇ ગયો છે. રસ્તાઓપર તેમજ ટ્રામોમાં રોજ આપણી સન્મુખ અત્યારે એવા સંખ્યાબંધ દાખલાઓ આપણે જોઇએ છીએ કે, જેમાં કોઇનો પણ ડર

રાખ્યા વિના (ઘણીક વાર તો માસિક માંદગીની હાલતમાં સુધાં) પારસી ખાનુઓ માથે માથુ ખાનુ બાખ્યા વગર, બગલ સુધીના હાથો ઉંઘાડા રાખીને અને છાતી જેવા ભાગો સુધાં પુરતાં પ્રમાણમા ઢાકયા વિના, વાર વાર બાવના ઝુલફા, સાડીની સોડ વગર હવામાં ઉડતાં રાખીને, અને કેટલીક વાર બૅાબ્ડ (Bobbed) કીધિના બાલો સાથે, છુટથી ફરહર કરી શકે છે. જ્યારે તેઓનું, આ બાબે, સીધી યા આડકત્રી રીતે ભાષણો કે લખાણો મારફતે ધ્યાન ખેચીને, તેમની આવી વાધાભરી વર્ત્તણુક બાબે તેમને કહેવામા આવે છે, ત્યારે તેઓ તરફથી કમનસીબે એવી દલીલો રજુ કરવામા આવે છે, કે **"એતો આજકાલની એક જાતની ફેશન થઇ પડી છે. લોકો ભલેને અમારે માટે બુરૂં ધારે, અમારાં દીલ પાક છે, તો પછી અમને બીહવાનું શાનું હોય? એતો પાપી મનો વૃત્તિવાળાં માણસોજ એવો વિચાર બાંધે, સારાં માણસો કાંઇ ઉંઘાડાં ઢાંકેલાંનો કે મહુલાજા બેમહુલાજાનો વિચાર કરતાં નથી, અમે તો એમજ કરવાના."** આવા જવાબો આપનારાં અને દલીલ કરનારાં બાનુઓ માની લીધુ, કે પાક અંતઃકરણના અને નીખાલેસ દિલના છે, પણ મે ઉપર જણાવ્યું તે પ્રમાણે તેઓને જેવાથી કોમ પરકોમના ઉતરતા આચાર વિચારને નીતિવાલા પુરૂષોના મન પર જે ઘણીજ ખરાબ અને નબોદી અસરો થવા પામે છે, તેનું શું કેટલીક વાર નાની ઉમ્મરની પણ સારા ઘરભાવની તેમજ અડયણમા બેસતી પારસી છોકરીઓ પોતાના હાથો, બાજુ જેટલા ઉંઘાડા રાખીને, ઘુંટણની ઉપરના ભાગો દેખાય તેટલી હદ સુધીના પગો ઉઘાડા રાખીને, કેડળના ભાગમાં માત્ર એક ચરડી અને ઉપરના ભાગમા અંદરથી એક નામનો ઢીલો પેટીકોટ અને ઉપર ફ્રોક પહેરીને, છડે ચોક રસ્તાઓ પર નીકળે છે, નિશાળે જાય છે, અને ત્રામો તેમજ ત્રેનોમાં જે કંગાળ અને નૈતિક દ્રષ્ટિએ કદી પણ નહિ સાખી શકાય એવો એબ લગાડનારો દેખાવ કરે છે, તે બીના, શુ પારસી કોમને સ્હેજ પણ શોભા આપનારી છે કે? આવી જાતના પહેરવેષ પહેરનારી પારસી બાનુઓ તેમજ નાની બેટીઓને માટે, કોમ પરકોમ આજે શું મત બાધી રહી છે, અને આ નાનકડી કોમ કેવી જગતની બનીસીએ ચ્હડી રહી છે, એ વિષે તું શું બોલું? આય, હમદીન જરથોસ્તી માતાઓ! બ્હેનો અને દીકરીઓ! તમોમાથી કેટલાકો ઘણીવાર ટ્રામોમા, ટ્રેનોમાં અને દુકાને દુકાને તમારી

બગલનો નાજુક ભાગ પણ ખુલ્લો દેખાય એવાં ટુંકી બાંયના અને બગલ આગળ પરસેવાથી ભીંજાયલાં બદનો પહેરીને સ્હેજ પણ આંચકો વિના ફરહર કરો છો તે વખતનો દેખાવ કેટલો બધો કચવાટ પેદા કરે એવો અને કોમ પરકોમનાં મરદો તેમજ સ્ત્રીઓ ઉપર આપણે માટે, બહુજ બુરી છાપ પાડનારો છે તેનો તમે રહેજ પણ વિચાર કરો છો કે? બહુજ ખેદ સાથે આ બધું તમોને કહેવું પડે છે પણ હવે તો, ખુદાને ખાતર આ બધાં અતરાંઓથી તમોએ બાઝ રહેવુંજ જોઇએ. આવા પોષાકોથી ખચીત તમો શોભતાં તો નથીજ પણ બહુ કદરૂપાં લાગો છો એમ ખાત્રીથી જાણજો. **ઓછામાં ઓછી કોણી સુધી તો તમારા હાથો ઢાંકીને પછીજ બહાર નીકળો.** ખચીતજ પારસી કોમની આવી મનોવૃત્તિ માટે ભારેમાં ભારે ખેદ થાય છે. આ સ્થિતિમાં બને તેટલી ઉતાવળે ફેરફાર થવોજ જોઇએ, નહિ તો, જેટલાં પ્રમાણમાં આ બદીએ પગપેસારો કર્યો છે, તેમાં હદ બહારનો વધારો થઇને કોમને મોટું નુકસાન થયા વિના રહેશે નહિ. આના સંબંધમાં, હું, પુરૂષોને, (કે જેઓ ઉપર જણાવેલી અવિચારી પોષાક પહેરનારી બાનુઓના અને બેટીઓના બાપો, ધણીઓ, કે ભાઇઓ થતા હોય) અરજ કરૂં છું, કે, તેઓએ આ બાબદની અંદર ઘટતી સમજદારી વાપરીને પોષાકની બાબદમાં ફેરફાર કરવાની પોતાની દીકરીઓ બ્હેનો તેમજ પરણેતરોને ફરજ પાડવી. આ બાબદ કોમના દરેક સભાસદની અંગત (Personal.) બાબદ છે, એટલે તેમાં દરેકજણે પોતાની બુદ્ધિનો સદઉપયોગ કરીને પોતાને તેમજ બીજાઓને સારૂં લાગે તેમ વર્તવું. પુરૂષોને, અંતમાં મારી સુચના છે, કે આ બાબદના સંબંધમાં તાત્કાલિક ને અસરકારક પરિણામ નિપજાવવાને ખાતર, તેમને સખ્ત થવું ઘટે તો સખ્ત પણ થવું, તેમજ પોતે સુધાં, જો તેઓ અંગ્રેજી પોષાક પહેરતા હોય, તો તે છોડી દેવો; અને આપણી કોમને ઝેબ આપે તેવો પારસી પોષાકજ પહેરતા થઇ જવું.

---

# કારણ ૩ જું.

## ધર્મ જ્ઞાનના સાચા અભ્યાસ અને સમજણની ગેરહાજરીને લીધે અનેક પાપો તરફ આપણી કોમનું ખેંચાવું.

ચેનાન દીનો દૌલત બે યક દીગરન્દ—
તુ ગુઇ કે દરઝીરે યક ચાદરેન્દ.
ને બીતખ્તે શાહી બુવદ દીન બેજાય—
ને બીદીન બુનદ શાહેરયારી બેજાય.

અર્થ.—દીન ધર્મ અને રાજસત્તા, એક બીજા સાથે, જાણે કે બધે એક ચાદરની હેઠળ રહેલા હોય એવી રીતે જોડાયલા છે રાજસત્તા વિના દીન ધર્મ નિભી શક્તા નથી તેમજ દીન ધર્મ વિના રાજસત્તા પણ નિભી શક્તિ નથી ફેરદઉસીનું 'શાહનામે'

धम एव हतो हन्ति धर्मो रक्षति रक्षित ॥
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोवधीत् ॥ १५ ॥
वृषो हि भगवान्धर्मस्तस्य य कुरुते ह्यलम् ॥
वृषल त विदुर्देवास्तस्माद्धर्म न लोपयेत् ॥ १६ ॥
एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति य ॥
शरीरेण सम नाश सर्वमन्यद्धि गच्छति ॥ १७ ॥

અર્થ—(૧૫) જે પુરૂષ ધર્મનો નાશ કરે છે તેનો નાશ ધર્મ કરે છે અને જે પુરૂષ, ધર્મનું રક્ષણ કરે છે, તેની રક્ષા, ધર્મ કરે છે, તે માટે, ધર્મનો નાશ કરવો નહી નાશ ન્હાયલો ધર્મ આપણો નાશ કરે એ ધ્યાન રાખવુ

[૧૬] મહા ભગવાન ધર્મ, ઇષ્ટ વસ્તુઓને વર્ષાવે છે, માટે, તે, વૃષ [વર્ષાવનાર] કહેવાય છે અને તે વૃષનો, જે પુરૂષ લોપ [નાશ] કરે છે તે વૃષલ કહેવાય છે; માટે ધર્મનો લોપ કરવો નહિ

[૧૭] ધર્મજ એક [ખરો] મિત્ર છે કે જે, ધર્મરૂપ મિત્ર, મરણ થયા પછી પણ સાથે આવે છે બાકી બીજું બધુ તો શરીરની સાથેજ નાશ પામી જાય છે

भार्यां पुत्रो मित्रमथा विचित्रा नश्यन्त्यन्ते देहनाशे नरस्य ॥
धमस्त्वेको नैनमुज्झत्यजस्त्रं तस्मात्त्याज्यात्पुत्रदाराश्च धर्मम् (ટીકારૂપી શ્લોક)

[ટીકા રૂપી શ્લોક] સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન વગેરે સઘળું અંતે દેહના નાશની સાથેજ છુટું પડે છે એક ધર્મજ તેને નિરંતર છોડતો નથી. માટે, પુત્ર સ્ત્રી વગેરેને છોડવા પડે તો છોડવા, પણ, ધર્મને છોડવો નહિ (મનુસ્મૃતિ, અધ્યાય ૮ મો શ્લોક ૧૫, ૧૬, ૧૭ અને ટીકારૂપી શ્લોક.)

અહુરા તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઇ ફ્રાવઓચા.

અર્થ–હે અહુરા! દીનધર્મને લગતું તે જ્ઞાન, તું મને મોંઢેથી કહી સંભળાવ (કેમના મઝદાની બંદગી.)

......................................................

થ્વોઇ દૂતાઓંઘ્હો આઓંઘ્હામા;
તેંગ્ દારયો યોઇ વાઓ દઇબિષેન્તી.

અર્થ–હે અહુરમઝદ! અમો, તારો પેગામ પહોંચાડનારા થઇએ (યાને તારી પવિત્ર દીનને ફેલાવનારા અમો થઇએ) (તથા) જેઓ તને (આઝારદે) કરે છે (યાને તારા ફરમાનોનો ઇનકાર કરે છે), તેઓને હઠાવી કહાડનારા, અમો થઇએ (અહુનવદ ગાથા, હા ૩૨, ફકરો ૧).

હએમ તત્ વહિસ્તાચિત યે
ઉરુરૂયે સ્યસ્ચિત્ દહ્ મહ્યા
ક્ષયાંસ્ મઝ્દા અહુરા યેહ્યા–મા
આઇથિશ્ચીત દવએથા
હયત્ અએનઘ્હે દ્રગવતો
એએઆનૂ ઇષ્યેંગ્ અંઘ્હ્યા.

અર્થ—જે (બાબદ)નો મને શક (છે) તેનો અંત (લાવવાને માટે) (યાને મારા મનનો શક દુર કરવાને માટે), અય સર્વ ઉપર હકુમત કરનાર અહુરમઝદ! ઘણી હુશિયારીથી (આપેલી) દીનદાર (માણસ)ની ધર્મ સંબંધી કેળવણી (અથવા શિખામણ બધી રીતે સૌથી સરસ (ચીજ) (છે), કારણકે, પાપી માણસને શિક્ષા ખમવાની છે, અને દીન ફેલાવવાની ખાહેશ રાખનારને તેનો ઘટતો બદલો મળશે (અહુનવદ ગાથા, હા ૩૨, ફકરો ૧૬)

રફેધ્રાઇ વોઉરૂચષાને દોઇષી
મોઇ થા-વે અખિફ્રા
તા ક્ષથ્રહ્યા અહુરા યા
વંઘૂહેઉશ્ અષિશ મનંઘ્હો;
ચો સ્પેન્તા આર્મઇતે અષા
દએનાઓ ફ્રદક્ષયા.

અર્થ:—હે, અહુરમઝ્દ! (મારી) ખુશાહાલીને માટે (તથા) પુરતાં પ્રમાણમાં દીનનું જ્ઞાન હાસલ કરવાને માટે, રાહેરેવની તથા બહમનની, જે આશિર્વાદ પામેલી બક્ષેશો (છે) તે, ચોક્કસ રીતે (તું) મને આપ. હે, સ્પેન્ત આર્મઇતિ! રાસ્તીની મારફતે (તું મને) દીનના ફરમાનો શિખવ. (અહુનવદ ગાથા, હા ૩૩, ફકરો ૧૩)

મઝ્દા અત્ મોઇ વહિસ્તા
સ્રવાઓસ્ચા ષ્યઓથનાચા વઓચા,
તા-તૂ વોહૂ મનંઘ્હા
અષાચા ઇષુદેમ્ સ્તૂતો,
ક્ષ્માકા ક્ષથ્રા અહુરા ફ્રેરષેમ
વસ્ના હઇથ્યેમ્ દાઓ અહૂમ્.

અથ:—હે, અહુરમઝ્દ! તું મને સર્વોત્તમ દીનના કલામો તથા કાર્યો વિષે કહે, કે તેથી ખચીત નેકમનસ્ની તથા રાસ્તીથી તારી કીર્તિનાં ગાવનનું કરજ (હું અદા કરૂં), (કે તેના બદલામાં) તારી સત્તાની રૂએ તથા તારી મરજી મુજબ, હે, અહુરમઝ્દ! મારી જીંદગીને (તું) ખરેખર તાજી (પ્રકાશિત) કરે (અથવા તાઝગી બક્ષે યાને મારી જીંદગીને આવતા બવનું સુખ બક્ષે) (અહુનવદ ગાથા, હા ૩૪, ફકરો ૧૫).

આપણી પારસી કોમની હાલની પડતીના અનેક કારણોમાંનું એક બીજું મુસ્તકીમ કારણ તે આપણા દીન ધર્મના શિક્ષણ અને અભ્યાસની ગેરહાજરીને લગતું છે. ધર્મ એક એવું વૃક્ષ છે, કે તેનું તમે જેટલું વધુ પોષણ કરો તેટલું તે મજબુત બનીને ફેલાય છે, અને તેની છાયા નીચે રહેનારાં કોઇ પણ ઇનસાન, કોમ જાતિ, કે પ્રજાને પોતાનો નાશ થવાની બીક રહેતી નથી. દીન ધર્મ અને તેને લગતું જ્ઞાન મેળ-

વવાની આ જગતમાં દરેકે દરેક ઇનસાનની ફરજ છે. જેમ હાથીને અંકુશની, ઘોડાને લગામની અને બળદને નાથની જરૂર પડે છે, તે પ્રમાણે ઇનસાનને ધર્મજ્ઞાનની જરૂર છે. એક આદમી યા કોમ ગમે તેટલું પણ દુન્યવી (Secular) જ્ઞાન સંપાદન કરે પણ તે ઇનસાન યાતો કોમમાં જો લાંબો વખત સુધી ધર્મજ્ઞાનની ગેરહાજરી ચાલુ રહે, તો જરૂરજ તે ઇનસાન યા તો કોમની પડતી આવ્યા વગર રહે નહિ, એવો કુદરતનો અચુક સિદ્ધાંત છે. જેવી રીતે આકાશનો સૂર્ય પોતાના પવિત્ર ને ચમત્કારિક તેજથી અંધકારને તેમજ બીજી અણદિઠ અને નુકસાનકારક અસરોને નાબુદ કરે છે, તે પ્રમાણે ધર્મરૂપી સૂર્યના, જ્ઞાનરૂપી કિરણો એક આદમીના દિલ અને મનમાંથી અનેક દુર્ગુણોને દૂર કરી તે આદમીને વધુ અને વધુ તેજસ્વી બનાવે છે. એક આદમીના સુખનું ખરેખરૂં મૂળ ધર્મજ્ઞાન અને તેનો અમલ છે, જ્યારે ધર્મજ્ઞાન અને તેના અમલની ગેરહાજરી એ સર્વ દુખનું મૂળ છે. ઉપર કહ્યું તેમ ધર્મજ્ઞાનની ગેરહાજરી લાંબો વખત વેર ચાલુ રહે, તો એક આદમી, કોમ, જાતિ કે પ્રજાની બહુ અફસોસકારક રીતે પડતી આવે છે. **સ્વીદનબર્ગ** જેવા યુરોપના પેલા જાણીતા ફિલસુફ કહે છે, કે "Ignorance is the only soil, on which the seeds of evil can grow" અજ્ઞાનતાજ એક એવી જમીન છે, કે જેની ઉપર બદીના બીયાંઓ ઉગી શકે છે.

જેવી રીતે સાપ સાથની લડતમાં તેનાં ઝેરી ડંખથી બચવા માટે નોળિયાને **નોળવેલ** નામનો એક જાતનો પાલો પોતાના મોહમાં ચાલુ રાખવાની જરૂર પડે છે. તેવીજ રીતે દરેક આદમીને **ધર્મરૂપી વેલ** રાખવાની જરૂર છે; કે જેથી તેને, આ સંસારરૂપી સાંપનાં ખેંચાણો તથા મોહમાયાનું ઝેર યા તો નિશો ચહડે નહિ. ટુંકમાં જો નોળિયા પાસે નોળવેલ ન હોય તો, જેમ સાંપનાં ઝેરી ડંખથી તેનું તાત્કાલિક મરણ નિપજે છે તેમ, જેની પાસે ધર્મજ્ઞાન નથી તેનો આત્મા મરવા પડે છે એટલે દુબળો અને ગુમરાહ બને છે.

આપણી પારસી કોમ અચ્છી રવેશે જાણે છે, અને જો નહિ જાણતી હોય, તો તેણે જાણવું જોઇએ કે, આપણા કદીમ ઇરાની ન્યાગાનોએ ઇરાનની સ્વર્ગ જેવી સોહામણી ભૂમિ છોડીને માત્ર ધર્મજ્ઞાન અને તરીકતોની રક્ષાને ખાતરજ દેશવટો લીધો, અને હિંદની પરાઇ ભૂમિની ઉપર

આપણા ધર્મ અને તેના જ્ઞાનને ખાતરજ સેંકડો હાદસાઓ અને દુઃખો પડવા છતાં પણ ફરીદામ થઇને રહ્યા અને જ્યાં સુધી (એટલે છેલ્લાં પોણોસોથી સો વર્ષ સુધીમાં) આપણાં તે વડીલોમાં ધર્મને માટે દાઝ અને જાનફેશાની હતી, તેમજ જ્યાં સુધી આપણા તે વડીલોમાં ધર્મ-જ્ઞાનના શિક્ષણ અને અભ્યાસનો પ્રચાર સારી રીતે ચાલુ રહ્યા હતો, તથા આપણા ક્રિયાકામો અને પુરાણા સંગીન રીતરિવાજોને જાળવી રાખ-વામાં આવ્યા હતા, ત્યાં સુધી આપણી કોમનું નૈતિક અને ધાર્મિક બળ વખાણવા જેવી હદ સુધી નિભી રહ્યું હતું; પણ, જે દિવસથી **પશ્ચિમની કેળવણી પર વધુ પ્રમાણમાં મોહિત બનીને આપણા હાલનાં વડીલોએ ધર્મજ્ઞાનના શિક્ષણ અને અભ્યાસને બાજુએ હડસેલવા માંડયો, ત્યારથી આપણને પવિત્ર, યઝદી અને મીનોઇ શક્તિઓના આશિર્વાદો ઓછા પ્રમાણમાં મળવા લાગ્યા છે,** અને પરિણામે આપણી કોમની નતિક અને ધાર્મિક દશા,ખરેજ ખેદકારક સ્થિતિએ આવી પહોંચી છે. **મનુસ્મૃતિનાં ૬ ઠ્ઠા અધ્યાયનાં ૯૨ માં શ્લોકમાં કહ્યું છે કેઃ—**

धृति क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रह. ॥
धीर्विधा सत्यमक्रोधो दशक धर्मलक्षणम् ॥ ९२ ॥

**અર્થઃ**—સંતોષ, ક્ષમા, (મારી) દમ (Penance) ચોરી ન કરવી તે, (શરીરની પાવિત્રતા, (પાંચે) ઇન્દ્રિયોપર કાબુ, ધર્મ શાસ્ત્રોનું ડહાપણ, (આત્મા સંબધી) વિદ્યા, સચ્ચાઇ અને ગુસ્સો નાહ કરવો, એ ૧૦) ધર્મના લક્ષણો છે.

આ ઉપરાંત સંસ્કૃતમાં બીજાં બે નાના વાકયો અને એક શ્લોક છે તેપરથી સમજાશે કે, જગતમાં માણસજાતને માટે ધર્મના જેવી વહાલામાં વહાલી અને મોંઘામાં મોંઘી મીરાસ (Asset) બીજી કોઇજ નથી. આ રહયાં તે વાકયો અને સંસ્કૃત શ્લોક.

[१] धर्मो रक्षति रक्षित. [२] धर्म एव हतो हन्ति.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्टितात् ।
स्वधर्मे निधन श्रेयः परधर्मो भयावहः ॥

**( શ્રીમદ ભગવદ ગીતા કર્મયોગનો ૩૫ મો શ્લોક )**

**અર્થઃ**—(૧) ધર્મની રક્ષા કરવાથી, તે, આદમીનું રક્ષણ કરે છે. (૨) જે પુરૂષ ધર્મનો નાશ કરે છે તેનો નાશ, ધર્મ કરે છે. (૩) સારી રીતે પાળેલા પર-ધર્મ કરતા ઓછા ગુણવાળો સ્વધર્મ, ઉત્તમ છે, સ્વધર્મમાં મરવું પણ સારૂં, પરંતુ પરધર્મ તો નુકસાનકારકજ છે.

આ બે નાના સંસ્કૃત વાક્યો અને ઉપલા શ્લોક ઉપરથી પારસી સજ્જનોને સમજાશે કે, આપણી હાલની જે દશા થઇ છે, તે, જો, આપણા થોડાંજ વર્ષો અગાઉના (આજથી ચાળીસ પચાસ વર્ષ અગાઉના) વડીલો અને આપણે, આપણા ધર્મ અને તેના રૂઢ તેમજ ગુણકારી શિક્ષણો અને રિવાજોને વાજબી રીતે વળગી રહ્યા હતે તો, થવા પામતે નહિ. હવે ઢોળાયલાં દુધ પર વિલાપ કરવામાં કશો સાર નથી. પણ ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, તે નિયમ મુજબ આપણી કોમમાં ફરીથી ધર્મજ્ઞાનના અભ્યાસનો ઉતાવળે ફેલાવો કરવા માંડવો જોઇએ. કદાચ કોઇ એમ સવાલ કરશે કે, આપણા વડીલોના કરતાં ધર્મની બાબદમાં આપણે નવી શોધખોળો કરી છે, અને જુદી જુદી દિશાઓમાં કાંઇક ગેશની કૂંકી છે, તે જોતાં આપણે ધર્મની બાબદમા નીચી પંક્તિએ ઉતરી પડેલા કેમ ગણાઇએ? આ સવાલનો જવાબ એ છે કે, **હાલની મદેસાઓમાં જઇને અવિસ્તા પહેલવી કે ફાઇલોલોજી શિખ્યા,** એમાં કાંઇ બધું સમાઇ જતું નથી. (મુંબઇની અમુક મદેસામાંતો સમજવા પ્રમાણે માસિક માંદગી દરમ્યાન શિક્ષણ લેવા આવતી છોકરીઓ તરફ છડેચોક આંખવીંચામણા કરવામાં આવે છે). એ પ્રમાણે શિખેલાંઓની સંખ્યા આપણી કોમમાં માત્ર ગણત્રીનીજ છે; અને તે નાની સંખ્યા જોતાં ધાર્મિક બાબદમાં કાંઇ કોમનો ખરો ઉદ્ધાર (Religious betterment) થઇ શકે એમ નથી. એકબાગીં આપણે એમ પણ માની લઇએ, કે આપણી કોમના દરેક નાના મોટાંને **અવિસ્તા પેહેલવી** ને ફાઇલોલોજી આવડી, છતાં કોમની સંગીન ધાર્મિક બહેતરી માટે તે સુધાં પુરતું કહી શકાય નહિ. પણ આપણી કોમની ધાર્મિક ઉન્નતિ તો ત્યારેજ થયલી કહી શકાય, કે, જ્યારે આપણી કોમના દરેક નાના મોટાં, આપણા ધર્મના શિક્ષણોનો અમલ કરે, અને તેમાં દેખાડવામાં આવેલા માર્ગો પર વહેવારૂ રીતે ચાલે. આપણા બહુ પહેલાના વડીલો, આપણા રોજીંદા ભણતરોનો મોટે ભાગે શુદ્ધ રીતે ઉચ્ચાર નહિ કરતા હતા, એટલુંજ નહિ, પણ તે બધાનો શબ્દાર્થ (Literal) તરજુમો શું હશે અને શું નહિ, તે ઝાઝો જાણતાં ન હતાં, અને જાણવાની પણ ઝાઝી દરકાર કરતાં ન હોતા, છતાં આપણા તે ભણતરોમા સમાયલા વિચારો અને ફરમાનોને ચિવ્વટાઇથી વળગી રહીને કદમે કદમ અમલમાં મુકવાની કાળજી રાખતાં હતાં. દાખલા તરીકે માસિક માદગી, નીરંગ, કુસ્તી પાદયાબના રિવાજોનું પાળન કરવામા વિધ્યા અને ફિલસુફીની દ્રષ્ટિએ શું શું ખુબીઓ

સમાયરી છે, તે આપણા વડીલોમાના ઘણાજ થોડા સમજતા હતા તો પણ લગભગ દરેક નાના કે મોટા ખરા ઇતબાર ને જાનફેશાનીથી તે રિવાજોને અમલમા મુકતા હતા, અને તે કારણે આપણા વડીલોનુ નૈતિક ધાર્મિક અને શારીરિક બળ હાલના આપણા પારસીઓ કરતા મુકાબલામા વધુ હતુ. ધર્મની ભાષા શિખ્યા પછી અને આપણા ભણતરો તેમજ ક્રિયાકામોનુ રહસ્ય જાણ્યા પછી તો આપણા લોકોની બેવડી ફરજ છે, કે આપણે તે બધામા સમાયલા વિચારો અને ફરમાનોને આના કાની વગર અમલમા મુકવા જોઇએ, પણ તેને બદલે "ભણ્યા પણ ગણ્યા નહિ," તે કહેવત મુજબ ધર્મશાસ્ત્રનો તરજુમો અને અભ્યાસ જાણ્યા છતા, આપણા હાલના કેટલાક ધર્મ અભ્યાસીઓ આપણા સંગીન અને પુરાણા રિવાજોને અમલમાં નહિ મુકવાના ફતવાઓ આપતા રહ્યા છે, અને તેમ કરીને આપણી દીન અને કોમના સ્થભ જેવા સંગીન અને પુરાણા રિવાજો ઉપર હાંકણા દેવા અને દેવાડવા લાગ્યા છે. અફસોસ છે, કે છતે ધર્મજ્ઞાને અને સેકડો પુસ્તકોની હાજરી વચ્ચે જરથોસ્તી ધર્મ ખરેખર પડતીમા આવ્યો છે અત્યારે પારસી કોમના બહારના દેખાવપરથી અને સર અવસરે આતશબહેરામ અગ્યારીઓમાં હાજર થતી મોટી સખ્યાપરથી કેટલાકો એમ ધારે છે કે, પારસી કોમમાં ધર્મ તરફ જાનફેશાની વધતી જાય છે; પણ ખરેખરા દૂર અંદેશ માણસોનુ ધારવુ જુદુ જ છે. આ કહેવાતી જાનફેશાની માત્ર બહારની અને કામચલાઉ છે. ધાર્મિક ફરમાનો અને અવિસ્તા સાહિત્યના વિચારોને અમલમા મુકવાની જ્યારે વાત આવે છે, ત્યારે આપણા, આ જાનફેશાની દેખાડનારા પારસી બાનુઓ અને મરદો પાછળ પગના ભરે છે, અને કહે છે કે એ બધુ અમલમા કોણ મુકે? વિચાર, વચન, અને કામો સારા રાખ્યા, એટલે થયુ આવી જાતની માન્યતાઓ ધરાવનારી, યાને, પોતાના ધાર્મિક રૂડા ફરમાનો અને વિચારોને અમલમા મુકવાના અખાડા કરનારી તથા કરાવનારી કોમ અને સભ્યો આપણી હાલની પારસી કોમ અને તેના ધર્મની કેમ કરીને બહેતરી કરી શકે? આપણને આપણી બહેતરીને માટે અત્યારે જે ચીજની બહુ મોટી જરૂર છે, તે માન, આપણા ધર્મશાસ્ત્ર અને તવારીખનુ જ્ઞાન મેળવવાની છે, એટલુ જ નહિ, પણ આપણા ધર્મના સખ્યાબધ રૂડા રિવાજો, કે જેને, આપણા બપાઇ, મમાઇઓ, અને બપાના મમાવા-

એઓએ દિલના સાચા ઉભરા અને પ્યારથી અમલમાં મુકયા હતા, તે બધા રિવાજોને હાલના સંજોગોને અનુસરીને આપણી કોમના નાના મોટાંઓ પાસથી અમલમાં મુકવાની અને મુકાવવાની બહુ બહુ મોટી જરૂર છે. **માત્ર ઉપર ટપકેનું ધાર્મિક જ્ઞાન અને અવિસ્તા ભણતરના તરજુમા વડે કોમનું ખરૂં કલ્યાણ કદી પણ સાંધી શકાવાનું નથી,** એમ હાલના તેમજ હવે પછીના જરથોસ્તીઓએ ખાતર જમાથી જાણવું. દીન ધર્મ અને તેના નાનામાં નાના રિવાજોનું પાળન કરવાને ખાતર તો આપણા કીર્તિવંત ઇરાની ન્યાગાનોએ બહુ ભારે દુઃખો વેઠયાં છે, અને આજે પણ ઇતિહાસ તેની ગવાહી આપી રહ્યો છે. દીન ધર્મ અને તેના રિવાજોના રક્ષણ તથા પાળનને ખાતર તો **શાહ યઝદેગર્દ શહેરયાર જેવા દીનદાર જરથોસ્તી મહાત્માઓ તેમજ રૂસ્તમ બીન હોરમઝદ, ફરરોખ ઝાદ બીન હોરમઝદ, પીરૂઝાન, રૂસ્તમ બીન પીરૂઝાન, જામાસ્પ, દસ્તુર દાદ,** સંજાણનો શૂરવીર અર્દશીર તથા સુરત પાસે વરિયાવમાં માર્યાં ગયલાં જરથોસ્તી બાનુઓ જેવાં શૂરવીર અને મહાન ઇરાનીઓએ તેમજ બીજા સંખ્યાબંધ બહાદુર અને જવાંમર્દ અથોરનાનોએ અને બહેદીનોએ અરબોની સામે અને હિન્દમાં મુસ્લીમો તેમજ હિન્દુઓ સામે લડતાં લડતાં પોતાના મોઘા પ્રાણના ભોગદાન આપ્યાં છે, અને તેમ કરીને પુરાતન જરથોસ્તી કીર્તિને જગતના ઇતિહાસમા આશકારા કીધી છે. મેં ઉપર જણાવ્યું, તેમ **આપણામાં ધર્મશાસ્ત્રના અભ્યાસ અને તેના તરજુમાની કોતાહીભી હશે, તો ચાલશે. પણ માસિક માંદગી જેવા તથા ઘરમાં આતશ** રાખવા જેવા, માથાં ઢાંકવા જેવા, તેમજ હાથે જાતે પકાવીને ખાવા જેવા, રિવાજો જ્યાં સુધી આપણી કોમમાં ફરીથી પૂરતી રીતે સજીવન થશે નહિ ત્યાં સુધી કોમની નૈતિક એટલે સંગીન બહેતરી થવી અશકય છે. **હાલના આપણા ઘણા ધર્મ અભ્યાસીઓ વિષે આપણે જાણયે છીએ, કે તેઓ અવિસ્તા પહેલવી અને ફારસી ભાષાના અચ્છા સ્કોલરો તરીકે ગણાય છે, છતાં તેઓમાંનાં કેટલાક, પોતાની ધણીયાણી તેમજ દીકરીઓ અને બ્હેનો પાસથી માસિક માંદગી પળાવતા નથી, એટલુંજ નહિ, પણ ઉઘાડે માથે ફરવામાં તેમજ બોય બટલરોને હાથનું રાંધેલું ખાવામાં અને આતશ પાદશાહને ઘરમાંથી રૂખ્સત આપવામાં સુધાં તેઓ અચકાતા નથી.** હવે કયાં ગયો તેમનો ધર્મ અભ્યાસ, અને તેમનું

તરજુમાનું જ્ઞાન? આ તો પેલા કહે છે, તેમ "કાજીજી કહેનેવાલે, પણ કરને વાલે નહિ," તેવું પારસી કોમમાં ચાલી રહ્યું છે. આવા ધર્મ અભ્યાસીઓ યા તો તેમના લખાણો કે ભાષણો કોમનું કદી પણ તારણ કરી શકે નહિ એ નિશંક છે. આપણને તો માત્ર નામના નહિ પણ કામના જરથોસ્તીઓ તેમજ અભ્યાસીઓનીજ જરૂર છે. ગુજરાતનો એક જાણીતો કવિ "અખો" કહે છે કે :–

(દોહરો.)

ભાષાને શું વળગે ભુર? રણમાં, જે જીતે, તે શૂર
સંસ્કૃત બોલ્યેથી શું થયું? કાંઇ પ્રાકૃતમાંથી નાસી ગયું?
બાવનનો સઘળો વિસ્તાર, "અખો" ત્રેપનમો જાણે પાર.

તરજુમો:– હે ભાઇ! તું ભાષાને શું વળગી રહયો છે? જીવનરૂપી લડાઇના મેદાનમા દુશ્મનોને, જે જીતે તે શૂરો કહેવાય, એટલે ભાષાના વિચારોને અનલમા મુકે, તેજ ખરો જ્ઞાની જણાય. સંસ્કૃત બોલ્યા તેથી શું થયું? અને તેનાથી ઉતરતી પ્રાકૃત (ગુજરાતી) ભાષા બોલ્યા, તેથી શું કાંઇ ઓછુ થઇ ગયું? સઘળું ધર્મજ્ઞાન, બાવન સ્વર અને વ્યંજનની અંદર સમાવી દેવામા આવેલું છે ખરૂં, પણ, તેની પેલી મેર ત્રેપનમું કોણ છે, તેનું જ્ઞાન તો "અખા" એ (બે), ધર્મજ્ઞાનને વહેવારમા મુકીને મેળવ્યું. એક અંગ્રેજ કવિ પણ કહે છે, કે.—

"God does not look to the oratory of the prayer, but, to the sincerity of the heart."

એટલે કે પરમેશ્વર કાંઇ ભકતની છટા યાતો વાકચાતુરી જોતો નથી, પણ તે તો, તેના હૃદયના નીખાલસપણાને જોય છે. આ નીખાલસપણું ધર્મશાસ્ત્રના રૂડાં ફરમાનોને અમલમાં મુકીનેજ આપણા વડીલોએ સંપાદન કીધું હતું. અને તેમ કરીને હિંદમાં વસતી કરોડોની વસ્તી વચ્ચે હરોલમાં રહ્યા હતા. આપણા હાલના પારસીઓ પણ આપણા ધર્મશાસ્ત્રને વિચારીને તેના ફરમાનોને અમલમાં મુકે, તોજ (અને બીજે કોઇ પ્રકારે નહિ.) આપણી કોમની પહેલાંની કીર્તિ ફરીથી ઉજવળ બને. હકીમ ફેરદાઉસી તુસી પણ શું કહે છેઃ–

**એ ગાફ્તારે વક્ષુરે ખુદ રાહ જુઇ,**
**દેલ અઝ તીરગીહા બદાન આબ શુઇ.**
**તુરા દીના દાનેશ રેહાનદ્ દોરોસ્ત,**
**રેહે રેસ્તગારી બેબાયદત જોસ્ત.**
**ચેનાન દાન કે શાહીઓ પયગમબરી,**
**દુ ગૌહર બુવદ દર યક અન્ગુશતરી.**

**તરજુમો:–૧)** તુ તારા પયગામ્બરના શિક્ષણ મુજબ ચાલ, અને તેના શિક્ષણના જળ વડે તારા અંતરના અંધકારને ધોઇ નાખ. ૨) દીનધર્મ અને તેનું જ્ઞાનજ તને વાજબી રીતે મુક્ત અપાવશે, માટે, તારે મુક્તિનો માર્ગ શોધવોજ જોઇએ. ૩) હે ભાઇ! તું એમ જાણજે કે, રાજસત્તા અને દીન ધર્મ એક વીંટીમા જડેલાં બે નગો સમાન છે.

ઉપલી ત્રણ બયતોમાં સુધાં આદમી અને તેના રવાનની આ તેમજ પેલા ભવની બહેતરી માટે હકીમ ફેરદઉસી તુસીએ ધર્મજ્ઞાનના શિક્ષણની ઉપરજ ખુલ્લા શબ્દોમાં ભાર મુકયો છે.

**જો આપણે ધર્મજ્ઞાન તરફ આંખ વિંચામણા કરશું તો પાપ તરફજ ખેંચાશું, અને પાપ શું તે વિષે હું કંઇક બોલીશ.** અય વ્હાલા હમદીનો! આપણી એકવારની વિચારવંત કોમ, પશ્ચિમની કેળવણી તેમજ છુટાપણાને સબબે તેમજ સાચાં ધર્મજ્ઞાનની કોતાહીને પરિણામે એટલી બધી તો ગબડી પડી છે કે, ખરૂં શું અને ખોટું એટલે પાપ શું તે પણ સાધારણ રીતે ઝાઝું સમજી શકતી નથી. ગમે તે હો પણ એક વાત તો સ્પષ્ટ અને શંકા રહિત છે કે, જ્યા જ્યાં ધર્મજ્ઞાનની ગેરહાજરી છે ત્યા ત્યાં, અનેક પ્રકારની બદીઓ દેખાવ દે છે અને છેવટે તે બદીઓનાં એટલે પાપોનાં ગુલામ બનનાર આદમી અથવા આદમીઓ પોતે ખુવાર થાય છે, અને બીજાઓને પણ ખુવાર કરે છે. માટે, પાપ શબ્દનો બહોળો અર્થ શું થાય છે તેનો હું તમોને કંઇક ઝાંખો ખ્યાલ આપીશ. એક પુરૂષે પર સ્ત્રી સાથે, કે, એક સ્ત્રીએ પર પુરૂષ સાથે વ્યભિચાર કરવો, એવો સંકુચિતજ (limited) અર્થ, કઇ પાપનો થતો નથી; પણ, એ શબ્દની સમજણ બહુ વિશાળ છે અને તે, નીચે પ્રમાણે છે:—

## પુણ્ય યાને નીતિ એટલે સદાચાર=Right Conduct.
## પાપ યાને અનીતિ એટલે દુરાચાર=Wrong Conduct.

જે પણ વિચાર વચન કે કર્મથી આપણી પોતાની દેહને, ઇન્દ્રિઓને, મનને, બુદ્ધિને અને છેવટે આત્માને એટલે રવાનને તેમજ આપણી આસપાસ વ્યાપિ રહેલી મહાન કુદરતને, હાનિ પુગે તે વિચાર વચન અને કર્મનું નામ પાપ. આંખ, કાન, નાક, જીભ અને ચામડી રૂપી પાંચ ઇન્દ્રિઓનો સદ્દુપયોગ નહિ કરવો તેનું નામ પાપ. નિંદા, ગીબત મ્હારી મ્હારી કરવી અને કરાવવી યાતો તેમાં સીધો કે આડકતરો રસ (Interest) લેવો તેનું નામ પાપ. અસત્ય બોલવું બોલાવવું તથા તેને ટેકો આપવો યા અપાવવો તેનું નામ પાપ. કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, મત્સર (અદેખાઇ) રાગ, દવેષ, દંભ અને અહંકાર રાખવો યા તો તેને ઉત્તેજન આપવું તેનું નામ પાપ. ટંટા, ફેસાદ મારામારી, તોફાન, બખેરા, બેદાદી અને સેતમ કરવો તેમજ કરાવવો તેનું નામ પાપ. સામા આદમીને બુરી દ્રષ્ટિથી જોવું અને તેનું બુરૂં ચાહવું તેમજ આવક કરતાં ખર્ચ વધુ કરવો, કરજ કરવું, પરકોમનો પહેરવેષ પહેરવો, બેમદલાજભર્યો પોષાક પહેરવો, દારૂ, તાડી, જુગાર, રેસ સટ્ટા, કલબ વગેરે દુર્વ્યસનોમાં પડવું તેનું નામ પાપ. સ્ત્રીના કામો પુરૂષે કરવાં અને પુરૂષનાં કામો સ્ત્રીએ કરવાં, તથા પોતપોતાનાં નિમી આપેલાં કામો નહિ કરતાં બીજાં ભળતાંજ કામો કરવાં તેનું નામ પાપ. **પોતાનો ધર્મ નહિ પાળતાં પારકાનો ધર્મ પાળવો તેનું નામ પાપ.** પરણીને સંસારમાં નહિ પડતાં કુંવારા રહેવાનીજ હઠ પકડવી તેનું નામ પાપ. ખાસ કરીને સ્ત્રીઓએ **અનિવાર્ય સંજોગો બાદ કરતાં** પરકોમનાં કે આપણી કોમના, સમપણ નહિ ધરાવનારા પુરૂષોનાં સંબંધમાં (In contact) વાર વાર આવવું તેનું નામ પાપ. દેહ માટે અભિમાન, ખુદનેમાઇ અને ગર્વ ઉત્પન્ન થાય એવાં મોઘાં તેમજ શરીર દેખાય તેવાં વસ્ત્રો પહેરવાં તેનું નામ પાપ. ભાઇ બ્હેનો સગાં વ્હાલાંઓ, પેથીઓ પાડોશીઓ, માતા પિતા, ઉસ્તાદ, પેગમ્બર અને ખુદાતાલા તરફની ફરજો ચુકવવી તેનું નામ પાપ. ગુજરેલાઓ તરફની ઘટતી ફરજો નહિ અદા કરવી તેનું નામ પાપ. ગુજરેલાં પેથીઓને તથા દોસ્ત આશનાઓનાં રવાનો અને ફરોહરોને બરવકતે ઘટતી રીતે યાદ નહિ કરવાં તેનું નામ પાપ. માસિક આંદગી નહિ પાળવી, ઘરમા આતશને પાકીથી નહિ રાખવા, પરકોમનાં આદમીઓ પાસેથી

આપણા આતશને અડકાવવા, પરકોમના આદમીઓને હાથનું રાંધેલું ખાવું તેમજ ખવડાવવું, તથા **આપણા દુધમલ બાળકોને પરકોમની આયાઓ પાસેથી ધવડાવીને મોટાં કરવાં એનું નામ પાપ.** ખુદ પોતાની પરણેતર યા તો પોતાનાં ધણી સાથે પણ હદ ઉપરાંત સંસાર ભોગવવો તેનું નામ પાપ. યઝદાન સાથે બેશી નહિ રાખતાં દેવો સાથે બેશી રાખવી તેનું નામ પાપ. સ્વાનનાં પ્યાર અને વૃદ્ધિને ખાતર તનના સુખોનો ભોગ નહિ આપવો તેનું નામ પાપ. આળસાઇ કરવી અને ભલો ઉદ્યોગ નહિ કરવો તેનું નામ પાપ. જે હાલત પર ખુદાતાલા રાખે તે હાલત પર સંતોષ નહિ પકડતાં નાસેપાસ રહેવું તેનું નામ પાપ. દેવો તથા દ્રુજોને સદા નબળા નહિ કરતાં તેઓને પોખવા તેનું નામ પાપ. ભુંડાઓ માટે પ્રેમ અને કુપાત્ર ને દાન તેનું નામ પાપ. લાયક પણ ગરીબ મોબેદ અને બેહદીનોને તેમજ આંધળાં લુલા, અપંગ અને મોહતાજોને (કોઇ પણ કોમનાં) જોવા છતા છતે પૈસે મદદ કરવાથી બાઝ રહેવું તેનું નામ પાપ ઉંધાડે માથે ફરવું એનું નામ પાપ. ટ્ઠા મશ્કરી કરવી એનું નામ પાપ કોઇને ગેર-ઇનસાફથી નુકસાન કરવું, તથા તેના કામમાં ખલલ કરવી, કોઇને ખરાબ શિખામણ આપવી, માણુસ જાતને અભણુપણામાં સબડાવવું, કોઇને જુઠું બોલવાને ઉશ્કેરવું તથા ખોટો માર્ગ દેખાડવો, વચનનો ભંગ કરવો, મોજશોખમા સદા મચ્યા રહેવું, કોઇ શખ્સ મરતી વેળાએ યા તો મુસાફરી જતી વખતે પોતાનાં ફરજંદને અથવા બીજાઓને વસ્યત કરી જાય અને તે પ્રમાણે નહિ ચાલવું, માણુસો અથવા જાનવરોને ચોરીને વેચવાં તથા સારા કપડાં અને ઉંચી તથા લહેજતદાર ખાવાની ચીજો ને જાણી જોઇને બગાડવી, શક્તિ હોવા છતાં ગરીબ નાચારોની પરવરેશ નહિ કરવી, પણ સામુ તેને દુખ દેવું, તથા હાથ હેઠળનાં જાનવરોને ભુખ્યાં રાખવાં અને તેમને ઇજા કરવી, એ બધાંનું નામ પાપ. બુરી સ્ત્રી કે બુરા મરદ સાથે સોહબત કરવી, માસિક માદગીવાળી ઓરત સાથે સંબંધ કરવો, જાણીજોઇને પોતાની શક્તિનો નાશ કરવો, જુદદીન ઓરત અથવા પારકાની સ્ત્રી સાથે સંબંધ કરવો, કોહતી તેમજ દુર્ગંધિ ચીજો આતશમાં, પાણીમા, જમીનપર તેમજ પાક હવામાં રાખવી, ગોસ્પંદોની કતલ કરવી, કરાવવી, અને તેનાં માંસનો આહાર કરવો, એકાગ્ર મન રાખીને “ઝંદ અવિસ્તા” ન

ભણવા, તથા જે પ્રમાણે વિચારવું બોલવું, તથા કરવું જોઇએ તેમ ન કરવું અને જે પ્રમાણે ન વિચારવું, ન બોલવું તથા ન કરવું જોઇએ તે પ્રમાણે વિચારવું, બોલવું તથા કરવું તે બધાંનું નામ પાપ. તેમજ અહુરમઝદનાં ઇનસાનો, બહમનનાં ગાય ગોસ્પંદો, અરદીબહેસ્તનાં આતશો, શેહેરેવરની ધાતુઓ, સ્પેન્દારમદની ધરતી તથા જમીનો, ખોરદાદનાં પાણીઓ, અને અમરદાદની તમામ લીલોતરી તથા વનસ્પતિઓ પ્રત્યે વિચાર, વચન કે કાર્યથી ખરાબ ચાલ ચલાવવી તેનું નામ પાપ. માસિક માંદગીવાળી સ્ત્રીએ કે ઇહતેલામવાળા (વીર્યસ્રાવ થયલા) પુરૂષે નીરંગ (ગૌમૂત્ર) લઇને પાણીથી પાક થયા વિના સૂર્ય, ચંદ્ર, દીવા તેમજ આતશને જોવા તેનું નામ પાપ. કોઇનો પાલક તોડવો તેમજ ગર્ભ (પેટમાં રહેલું બચ્ચું) તોડી પાડવો યા તો પડાવવો તેનું નામ પાપ. ભલાઓનાં કુટુંબમાં ફેસાદ અને કુસંપ કરાવવો, ગાહામબાર, મુક્તાદનાં દિવસો, હોમ યઝદનાં દરૂન, તેમજ યઝદ અમશાસ્પન્દો માટે ઠરાવેલી યજસ્નેઓ નહિ કરવી તેમજ નહિ કરાવવી, તેમજ ગુજરેલાંઓનું ચ્હારમ, દશમુ, સીરોઝે વર્ષિ નહિ કરાવવાં તથા મુવેલાંઓની નાયેશી કરવી, તેમજ લોભ, લાલચ રાખવી, હદથી વધુ ક્રોધી બનવું, કોઇની અદેખાઇ કરવી, કોઇની ઉપર બુરી નજર કરવી, હલકી નજર કરવી, ખુદ પરસ્તી, (સ્વપ્રશંસા) કરવી, મરજી પ્રમાણે યાને ફટાઉપણે ચાલવું, આળસાઇ, ચુગલી, કીનો, શકા, અપવિત્રાઇ, ખોટી જુબાની, અન્યાય, બુતપરસ્તી (Idol worship) સદરા ઉપર કુસ્તી બાંધ્યા વિના ફરવું, નાગાં બદને ફરવું, એક પગ ઉંધાડો અને એક પગમાં જોડો રાખીને ચાલવું, જમતી વખતે બાજ ધર્યા પછી તે બાજ તોડવી, યા તો બાજ ધર્યા વગર જમવા બેસવું, ચોરી, લુટફાટ, જનાકારી (Illicit intercourse) જાદુપરસ્તી, દેવદેહરાંની માન્યતા, વેશ્યાપણુ, રંડીબાજી, ગોલામબારગી કરવી તેમજ કરાવવી એ બધાનું નામ પાપ. તેમજ મુવેલાંઓની પાછળ ચોરથી રૂદન કરવું તથા હદ ઉપરાંતનો શોક કરવો, સ્ત્રીઓને, પુરૂષોનેજ છાજે તેવાં કામો અને ધધાઓમાં નાખવી એ બધાંનું નામ પાપ. તેમજ વડીલો તથા માતપિતા અને શિક્ષકો તરફ નાફરમાની, સરકશી, ઉદ્ધતાઇ અને તોચ્છાઇ દેખાડવી એનું નામ પાપ. એ ઉપરાંત તો બીજી અનેક બાબદો છે કે જે બધી પાપ તરીકે ગણી શકાય પણ એટલુંજ પુરતું થઇ પડશે. ખુદ આપણી "દુઆ વીસપ હુમત"ની બંદગીમા સુધાં ટુંકમા કહેવામાં આવ્યું છે કે, સઘળા ભલા વિચારો, વચનો

અને કામો, સદબુદ્ધિ વડે ઉત્પન્ન થાય છે; પણ સઘળા બુરા વિચારો વચનો અને કામો સદબુદ્ધિ વડે ઉત્પન્ન થતાં નથી. સઘળા ભલા વિચારો, વચનો અને કાર્યો **"વહિશ્તેમ અંઘહુઇમ"** યાને સર્વોત્તમ જીંદગી (Heavenly existence) તરફ છેવટે દોરવી જાય છે અને સઘળા ભુંડા વિચારો વચનો અને કામો, **"અચિશ્તેમ અંઘહુઇમ"** યાને દોઝખી જીંદગી (Hellish existence) તરફ છેવટે દોરવી જાય છે. માટે, હે પ્રીય વાંચકો! ઉપલી ધણીજ સાદી પણ અનેક ગુપ્ત રહસ્યોથી ભરપુર બાબદો પરથી તમો જાણુશો કે, પાપ શબ્દ કેટલો મોટો અને બહોળો અર્થ ધરાવે છે. અને તેમાની જે જે એબોને, જેટલાં જેટલાં પ્રમાણમાં એક આદમી આધીન હોય, તેટલાં તેટલાં પ્રમાણમાં, તે આદમી શા માટે પાપી અથવા અનીતિમાન કહેવાય અને કહેવાવોજ જોઇએ તેનો ભેદ પણ તમો સમજી શકશો. જો તમો ઉપર જણાવેલાં પાપો યાને અનીતિથી બચવાની કોશેશ કરશો તેમજ તમારાં ફરઝન્દોને બચાવશો તો ખચીતજ, તમો બહેસ્તનાં રોશન રાહ તરફ જવાને અધિકારી બનશો. અને આ બધાં પાપોથી દુર રહેવાને સાચ્ચું ધર્મજ્ઞાનજ અવશ્યનું છે. અય હમદીન નરનારીઓ! તમો એમ ના સમજતાં કે, આપણે જે અસત્ય બોલ્યે છીએ અને પાપો કર્યે છીએ તે કોઇ જોતું કે જાણતું નથી. ખરેખર તો એ બધું જણાયા તેમજ જોવાયા અને પ્રગટ થયા વિના રહેતું નથી, અને તે બાબે **મનુસ્મૃતિનાં** ૮ માં અધ્યાયનાં ૮૫-૮૬ માં શ્લોકોમાં તેમજ એક બીજા શ્લોકમાં કહયું છે કેઃ-

मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ॥

तास्तु देवा· प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुष ॥ ८५ ॥

द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिला· ॥

रात्रिः सन्ध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ॥ ८६ ॥

ब्राह्मणो वै मनुष्याणामादित्यस्तेजसा दिवि ।

शिरो वा सर्वगात्राणा धर्माणा सत्यमुत्तमम् ॥

અર્થ :— (૮૫) પાપ કરનારા લોકો એમ માને છે કે, આપણને કોઇ દેખતો નથી; પણ, તેઓને, દેવો દેખે છે અને તેઓને તેઓનો પોતાનો અંતર્યામિ પુરૂષ પણ દેખે છે.

-(૮૧) સ્વર્ગ, પૃથ્વી, જળ, હૃદય, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ, વાયુ, રાત્ર, બે સંધ્યા, અને ધર્મ એઓ, સર્વ પ્રાણીઓના કર્મને જાણનારા છે. (સત્ય વિષે ટીકારૂપી શ્લોક). જેમ મનુષ્યોમા બ્રાહ્મણ, આકાશનાં તેજસ્વી પદાર્થોમાં સૂર્ય અને શરીરનાં સઘળા અવયવોમા મસ્તક ઉત્તમ ગણાય છે તેમ સઘળા ધર્મોમાં સત્ય ઉત્તમ ગણાય છે.

અંતમાં મારી વહાલી પારસી કોમને અને તેનું હિત હૈડે ધરાવનાર કોમના અગ્રેસરો તેમજ ખેરખાહોને મારી નમ્ર વિનંતિ છે કે, જેમ બને તેમ ઉતાવળે આપણી નાનકડી કોમમાં ફરી એકવાર ધર્મજ્ઞાનના અભ્યાસનો ફેલાવો કરવાના તેમજ તેના રૂડાં ફરમાનોને, અમલમાં મુકવા અને મુકાવવાના પગલાંઓ ભરીને સવાબનો તુશો હાંસલ કરશો.

---

# કારણ ૪ થું.

---

## હાથેજાતે નહિ રાંધતાં પરકોમનાં આદમીઓ પાસેથી રંધાવીને આઇતું ખાવાની આદતો તેમજ લગ્ન, નવજોત, મરણ વગેરે પ્રસંગોએ ખાનપાન પાછળ થતો પૈસાનો ધૂમાડો, પારસી કોમની હાલની બુરી દશાનું એક વધુ કારણ છે.

---

પારસી કોમની હાલની બુરી દશાનું એક વધુ કારણ હાથે જાતે નહિ રાંધતાં પરકોમના આદમીઓ પાસે રંધાવી આઇતું ખાવાની નુકસાનકારક આદતને લગતું છે. પહેલાંના જરથોસ્તી બાનુઓ તેમજ નાની છોકરીઓ (મરદો સુધાં) પોતાના ઘરનો ખોરાક પોતાને હાથે જાતે રાંધીને પોતાના કુટુંબીઓ સનમુખ મુકતાં હતાં, અને તેને પરિણામે આજથી આશરે ૪૦–૫૦ વર્ષ પરના દરેક નાના કે મોટાં જરથોસ્તી મરદો તેમજ બાનુઓની શરીર સુખાકારી અને ચહેરાનું તેજ અત્યારના કરતાં વધુ સારૂં અને બે ઘડી માનની લાગણી ઉપજાવે તેવું હતું. હાથે રાંધવાને પરિણામે કરકસર થતી હતી, એટલુંજ નહિ પણ ખોરાકની સાથે સદાબ

સુધડાઇ ને ચોકખાઇની ભાવના આમેજ થયલી રહેતી હતી. આજે હરામખોરી અને આળસાઇના દુર્ગુણોએ પારસી કોમમાં પગપેસારો કીધો છે, જેને પરિણામે રાંધણકળા જેવી સર્વોત્તમ અને બાનુઓ માટે તો ખાસ કરીને અવશ્યની કળા પારસી કોમમાંથી નાબુદ થવા લાગી છે, અને હોટલના દરવંદોને હાથની, ગમેતેમ સફાઇ સુગ્ઘડાઇના નિયમની કશી પણ પરવા કર્યા વિના રાંધવામાં આવેલી ચીજોએ પારસી કોમના સંખ્યાબંધ ધરોમાં પગપેસારો કર્યો છે. આ પણ એક એવી બદી છે, કે જેને પરિણામે પારસીઓમાંથી નીતિ અને ચોકખાઇના શુદ્ધ વિચારો નાશ પામતા જાય છે. આજના હોટલો કે જે મોટે ભાગે દુરવંદ નોકર ચાકરો અને રસોઇયાઓ (બબરચી)ની કુમકપર ચલાવામાં આવે છે, તે હોટેલોમાથી આપણને પહોંચાડવામા આવતાં ભોણાની વાણીઓ કેવી રીતે રંધાય છે, તે જો એકવાર નજરે જોવામાં આવે, તો ખચીતજ ભારે કચવાટ ઉપજ્યા વિના રહે નહિ ખુદ પારસી ધરોમાં રાખવામાં આવતા ફીરંગી બબરચીઓ, આયાઓ અને લાલ્યાઓ તરફથી રાધવામા આવતી ખોરાકીમાં સુધાં સફાઇ સુધડાઇ અને પવિત્રતાની ભાવના રહેતી નથી, કેમકે આપણા પારસી શેઠો ને શેઠાણીઓ, તેઓને હસ્તક રાધણીનો સઘળો કારોબાર સોંપી દે છે, અને તેઓ કેમ અને કેવી રીતે વાણીઓ તૈયાર કરી નાંખે છે, તે તરફ સ્હેજ પણ નેગાહ નહિ કરતાં માત્ર ટેબલ પર વાણીઓ પીરસવામાં આવે છે, તે વેળાએ તે શું છે, તે ખ્યાલ પ્રત્યે બેદરકાર રહીને ફક્ત પેટમાં હોમાવી દેવાનુંજ સમજે છે. આ ધણીજ બુરી આદત છે કે જે સર્યાંમ હરામખોરી અને આળસાઇનુ પરિણામ છે, અને તેને પરિણામે પારસીઓમાંથી હાથે જાતે રાધીને લોબાનપાણી મુકીને પોતાના મુવેલા ખેશીઓને યાદ કરવાનો ઘણોજ ધાર્મિક અને ગુણકારી રિવાજ, તદનજ નાશ પામવાની અણીપર આવી ચુકયો છે. આ આળસાઇને પરિણામે પારસીઓના ધર ખર્ચોમાં કરકસર થતી અટકી છે, અને "ખરચોને પહોંચી નથી વળાતું, માટે હવે શું કયે, અને કોણની મદદ માગ્યે," એવી જાતની ફર્યાદો ઉભી થવા પામી છે. અલબત તદનજ ન છુટકે કોઇક પ્રસંગે હોટલનો યા તો પાડપાડોશીને હાથે રાધેલા ખોરાકનો આશ્રો લેવો તે એક જુદીજ વાત છે, પણ કેટલાંક આખે હાડકેના જરથોસ્તી બાનુઓ અને જવાન ઉમરની છોકરીઓ ધરમાં મોજુદ હોય, છતાં તેઓ પાસ નહિ રંધાવતા હોટલોમા ભોણાં બધાવીને તેના પર જીદગી ગુજારવી એ તો કદી પણ સાંખી નહિ શકાય એવો એક ગુનાહ

છે, અને તેનું પરિણામ, અત્યારે પારસી કોમની અંદર માલમ પડતાં અનેક જાતના દુઃખદરદો અને રોગોમાં જાહેર થવા લાગ્યું છે. જે પણ જરથોસ્તી છોકરી કે સ્ત્રી રાંધી નહિ જાણતી હોય તેણીમાં સંપૂર્ણ સ્ત્રીપણુ ખીલી શકતું નથી, જેથી તેણી "ખએત્વદથ"ના માર્ગથી દૂર થતી જાય છે એવું દીનનું શિક્ષણ છે. હાથે જાતે રાંધેલા ખોરાકથી પૈસાની કરકસરનો અને સફાઈ સુઘડાઈનો લાભ મળે છે. એટલુંજ નહિ પણ આતશની સનમુખ રાંધતી વખતે આતશના સબંધમાં રહેનાર અને આતશની ઉપર, પોતાના ધણી ભાઈ અને દીકરાઓની પ્રમાણિક રોજીમાંથી ખરીદ કરેલી વસ્તુઓ પકાવનાર બાનુ યા તો મરદને, આતશ મારફતે કેટલો બધો અણદિઠ લાભ અને ગુપ્ત આશિષો મળે છે, એવું આપણા જરથોસ્તીઓ અચ્છી રવેશે સમજતાં હતાં, અને તે કારણે આજથી માત્ર ત્રીસ કે પાત્રીસ વર્ષ અગાઉનોજ પારસી કોમનો ઇતિહાસ આપણે જો જોઇશું, તો જણાશે, કે માત્ર ઘણાજ નામના અપવાદ સિવાય દરેક પારસી પોતાના ઘરનુંજ રાંધેલું જમતો હતો, અને તેમ કરીને પોતાની શરીર સુખાકારી અચ્છી રીતે જાળવી શકતો હતો. આઇયાસીપણું એ, એક મોટો શરીરનો રોગ છે, અને તેની જો કોઇ પણ દવા હોય, તો તે, ઉદ્યોગ (Honest activity) છે, એ સિદ્ધાંત કોઇ પણ ડાહ્યું માણસ સ્વિકારી શકે એવું છે, માટે આ દલીલના અંતમાં મારે જે કાંઇ કહેવાનું છે તે એ છે, કે પારસી કોમના દરેક ઘરની અંદરથી આળસાઇના અને હરામખોરીના દુર્ગુણોને સદાના નાબુદ કરવાને ખાતર હાથે જાતે આતશની ઉપર પોતાનો રોજીંદો ખોરાક રાંધીને તેમજ તેની મારફતે લોબાન ‡

---

‡ ખરી અસલ જરથોસ્તી રીત મુજબ ગુજર પામેલા એશોઓની નેયતે લોબાન કેમ મુકવું, તે બાબે બેહેરત મેહરેહ એ. ન. શરાફે, સને ૧૯૧૮ ના બહાર પાડેલી ચોપડી "ખુર્દેહ અવસ્તા બા તરીકત"ના ૭૯૩મા પાનાપર લખાણ કીધું છે તેનો ટુંક સાર નીચે મુજબ છે—દુધ-અન્ન-ફળ શાકની બનાવેલી કેહબી સારા સ્વાદ ખોરેહવાલી નેઆમત સનમુખ જરદોસ્તી દએનના કાયદા મુજબ હમેશાં વશપર પરા ચાલુ રોશન રાખેલા ઘરના આતશો દાદગાહનો આતશ, (કારણ કે જેન આતશને બુઝવ્યા વગર પેઢી દર પેઢી વદા રોશન રાખ્યો હોય તો તેની અંદર સુકવ્વીપણું=પવિત્રતાનું બળ વધતું જાય છે અને તેની મારફતે કીધેલી બધી "અઇપિ"ની

પાણી મુકીને આપણા ગુજર પામેલાં વહાલાંઓને હેતથી યાદ કરીને અને તેઓના ભલા આશિષો મેળવવાનો રૂડો રિવાજ, ફરીથી આપણા પારસી ઘરોમાં દાખલ થવોજ જોઇએ. અને જો તેમ થશે, તો કુટુંબ-કબીલા વચ્ચેનો હેતભર્યો સંબંધ અને ધાર્મિક ભાવનાઓ ફરીથી સજીવન થવા પામશે. પારકી કોમના આદમીને હાથે ચાલતો હોટલના દુરવંદો પાસે રંધાવેલી ગમે તેવી સુંદર અને સ્વાદિષ્ટ વાણીના કરતાં એક પારસી બાનુ ચાતો મરદે પોતાને હાથે જાતે ઘરના આતશ ઉપર રાંધેલી એક સાદી વાણી અનેક પ્રકારે બહેતર છે, એવું જણાવીને હું પારસી કોમની બહેનપણીઓને તેમજ કેટલીક માલેતુજાર શેઠાણીઓને અરજ કરૂં છું, કે ભલે તમે ઉપરના બીજા નાના કામોને માટે પરકોમના આદમીઓને રાખો, પણ રાંધવાનું કામ તો તમારે જાતેજ હાથમાં લેવું જોઇએ.

---

ક્રિયાઓનો જોશ પણ વધતો રહે છે) ત્યા હાજર કરી તે ઉપર સોજ્જું લોબાન ધુપાવતા, મનમા "મિથ્ર" યાને વિચાર નીચે મુજબ જોશભેર કરવા અને "અષેમ વોહૂ" ૧ સાથે સાથે ભણવોઃ

"જે હુમત–હૂખ્ત હવરસ્ત મુબજ દાદાર અહુરમઝદ કુલ સૃષ્ટિને, આગળ અને આગળ વધારે છે, તેજ પ્રમાણે પોતપોતીકા મરતબાના જે હુમત હુખ્ત અને હવરસ્તથી ઉરવાન આગળ વધે છે તે કાયદાથી, કુદરતને અચુક કાયદે જે આતશથી "ઉરવાન" (આત્મા) આગળ વધે છે તે બાતેની આતશ, તથા આ ખોરાકના ખોરેહ તથા આ રોશન આતશની ખરેહ (અણુદક ગરમી) તેમજ મિથ્ર તથા માથ્રની મારફતે, બહેસ્ત–ખેહરેહ (ફલાન–બીન–ફલાન યા ફલાન–બેન્તા ફલાન) ના ઉરવાનો તેઓની ક્રવષીની મારફતે, આગળ ને આગળ વધો" અષેમ્ વોહૂ ૧. ઉપલા મિથ્ર=વિચારો ફેકતી વખતે મિથ્રને ખુબ સાબેત કરવા, તથા મિથ્રની અંદર, તે ગુજરેલા ખેશીઓ વગેરેની આકૃત્તિ =(જીવતી જીંદગીનો દેખાવ) સાબેત લાવવી. યાદ રાખવું કે, ગોસ્ત–મચ્છી–દારૂના ખાના ઉપર કદીબી લોબાન મુકી શકાય નહિ, યા "સ્તુમ" ભણી શકાય નાહ; કારણકે, આવા ખાનામાથી નીકળતું ખોરેહ, યાને મેગ્નેટીઝમ, બદ અને ગદલું હોય છે અને ઉરવાનને ખોરાકની ચીજો મારફતે જે અર્પણ કરવાનું છે તે તો ફક્ત તે ચીજોમાથી નીકળતું સ્વચ્છ અને પવિત્ર ખોરેહ છે. આવાજ સબબસર જરથોસ્તી ધર્મ ક્રિયાઓમાં ગોસ્ત–મચ્છી–દારૂ વગેરે જેવી, બદ ખોરેહની ચીજો મુકવાની સખ્ત મનાઇ કરવામાં આવી છે, એટલુંજ નહિ પણ ધર્મ ક્રિયાઓમાં, ફુલો તેમજ ફુટો તરીકે માત્ર શાદ ખોરેહ ધરાવનારાં ગોલાબ, મોગરો, ચંપેલી, દાડમરીનું ફુલ,

# આયા અને બોય બટલરો.

અય હમદીન બ્હેનો અને ભાઇઓ! જેવી રીતે મોરનાં ટોળાંમાં કાગડાઓ શોભતા નથી તે પ્રમાણે પરકોમનાં બોય બટલર અને આયાઓ પણ આપણા જરથોસ્તી ઘરોમાં શોભતાં નથી, અને કદી પણ શોભશે નહિ. એ તો, બ્રાહ્મણોનાં ટોળાંમાં ઘેટાઓને બેસવા દેવા બરાબર છે. આ લોકોના સંબંધમાં આવવાથી આપણા નાની વયના દીકરા દીકરીઓ વારંવાર ખરાબ લક્ષણો ગ્રહણ કરે છે અને તેઓમાંથી જરથોસ્તીપણાની ઉંચ્ચ ભાવનાઓ (Higher Ideals) ઓછી થતી જાય છે. આ બટલરો અને આયાઓને જોઇને આપણા નાની વયના ઘણાએક છોકરાઓ બીડી, સીગારેટ ફુંકવાની અધર્મિ આદતને આધીન થયા છે એ તો જાણીતી વાત છે. પરકોમનાં બોયબટલરોને રાખીને, તેઓને આપણા પવિત્ર આતશને અડકવા દેવા અને તેઓ પાસેથી રંધાવીને ખાવું એ તો ખચીતજ આપણી નીતિરીતિને ઉતારી પાડનારૂંજ છે. કયાં આપણા જરથોસ્તી બાનુઓ તથા મરદોની ચોખ્ખાઇ અને સફાઇ સુધડાઇ અને કયાં આ બોય બટલર તથા આયાઓની સફાઇ સુધડાઇ!

---

ગોટો, ગુલછડી, ગુલમહોર, જાઇજુઇ, રહેન યાને સબજો, ગલગોટો, કેવરો તેમજ ફુટોમાં, પપેનાસ, દાડમ, અંજીર, પેર, શેરડી, લીંબુ, કેળા, પપાઉ, નારંગી, મોસંબી, સંતરા, તરબુચ, ચીકુ, આલુ તથા સુકો મેવો વગેરે વાપરવાનું ફરમાન છે અને બદબોરેહવાળા, તથા બરવાટી આલમની ઉતરતા દરજાની સીફલી શક્તિઓને ખેંચનારા ફુલો, જેવાકે, ચાપાનું ફુલ, આંકરાનુ ફુલ, કરણનું લાલ ફુલ, જાસુરીના ફુલ, પારસમનીના ફુલ, તેમજ દેવદહેરા ઉપર ચઢાવવામા આવતા અને જાદુ તથા મુઠ ચોટ અને ધતરમતરમા વપરાતા બીજા હલકાં ફુલો, તેમજ ફળોમા અનેનાસ, અંદુસ, કાજુ, રામફળ, સીતાફળ, કરમડા, કમરખ, દુરયાન વગેરે આપણી જરથોસ્તી ધર્મક્રિયાઓમા વાપરવાની સખ્ત મનાઇ છે. ઉપલી બીના ધ્યાનમા રાખીને, જો, જરથોસ્તી નરનારીઓ લોબાન મુકવાનો બહુ રૂડો રિવાજ ફરીથી દરેક ઘરમા ચાલુ કરશે સો ફરજ્યાત દરેક ઘરમા આતશ પાદશાહને ચાલુ રોશન રાખવાજ પડશે અને તેના પરિણામે ભલાઇ તથા આબાદીનાજ નતીજે આવીને ઉભા રહેશે

હવે ઉપર વલ્લાયામા–ફલાન–બીન–ફલાન, યા ફલાન–બેન્તા–ફલાન એવા જે શબ્દો વાપરવામા આવ્યા છે તેની સમજણ એ છે કે, લોબાન મુક્તી વખતે (તેમજ નામગ્રવણમા સુધા) ગુજર પામેલા

## આયા અને બોય બટલરોથી આપણી નીતિરીતિ ઉપર થતી બુરી અસર.

એટલુંજ નહિ પણ, કેટલાક કેસોમાં જુવાન ઉમરની આયાઓને તેમજ મદ્રાસી તથા હિંદુ કોમની હલકી જાતની સ્ત્રીઓને આપણા ઘરમાં રાખવાથી આપણા પારસી મરદો તેમજ જવાન્યાઓ અને તે આયાઓનાં શેઠો સુધાં અનીતિને માર્ગે ઉતરી પડયા છે. આ બાબદને લગતી અનેક ખરી ફરીયાદો આપણે કમનસીબે સાંભળી છે અને જો હજી પણ આપણે ચેતીશું નહિ તો આપણા તવંગર વર્ગોને આ બટલરો તેમજ આયાઓથી અને બીજી જાતની સ્ત્રીઓથી નીતિ-રીતિની બાબદમાં બહુ ખમવું પડશે. કેટલાક વળી એવા પણ દાખલાઓ આપણે સાંભળ્યા છે કે જેમાં કેટલાક બટલરોએ આપણી કોમની બ્હેનો સાથે અટકચાળી કરવાની પણ બેધડક હિંમત કીધી છે.

## આયા અને બટલરોએ કરેલાં ખુન.

અરે! એટલુંજ નહિ પણ પેડર રોડ ઉપર રહેતાં મીસીસ સુનાબાઇ જાંગીરજી કતેલીનું, તા. ૧૧-૧૦-૨૯ ને દિવસે થયલું ખુન, તેમજ તા. ૧૯-૯-૩૩ ને દિને દાદર પારસી કોલોની ખાતે મીસીસ ફ્રેની એ. સો. તારા-પોરવાલાનું ખુન, આ નીમકહરામ બોય બટલર અને આયાઓએજ કીધું હતું. આટલું જાણ્યા પછી, જો હમદીન જરથોસ્તી ભાઇ બ્હેનો આ બટલર બોય અને આયાઓનો પગ પોતાના ઘેરમાંથી કહાડશે તો તેઓને લાભજ થશે. હા, બટલરો વગર કદાચ રાંધવાની આપદા પડે એ વાત ખરી છે; પણ તેનો ઉપાય છે અને તે એજ કે આપણા નાના તેમજ મોટાં બાનુ-ઓએ **"ભુલ્યાં ત્યાંથી ફરીથી ગણો"** ની પેલી રૂડી કહેતી મુજબ સાદું, થોડું અને જરૂર જોગું પોતાને હાથેજ રાંધી લેવું. જો તેમ નહિજ બનતું હોય તો, બોય બટલરોને આપવામાં આવે છે તે કરતાં થોડાક વધુ મુશારો આપીને, આપણીજ કોમનાં ગરીબ બાઇઓ તેમજ મરદોને

---

ઉરવાનોના નામ-પરણેલી ઓરત હોય તો ત્યાં પણ તેઓના સગા પિતાના નામ સાથેજ એક પછી એક દેવાં. **ફલાન બીન ફલાન** એટલે ફલાનાનો છોકરો ફલાનો યા ફલાન **બેન્તા ફલાન** એટલે ફલાનાની છોકરી ફલાની. પહેલાં **"ફલાન"**માં ગુજરેલાં ઉરવાનનું નામ અને બીજા **"ફલાન"** મા તેનાં સગા પિતાનું નામ દેવું. "બીન" એટલે છોકરો અને "બેન્તા" એટલે છોકરી એમ અરબી ભાષામાં અર્થ થાય છે.

રાખવા માટે રાખવા હાજતનો તગી તેમજ બેકારીનો વખત જોતા એવા ગરીબ અને પ્રમાણિક જરથોસ્તી ભાઇ બ્હેનો મળશેજ અને તેમ થશે તો, "એક કાંકરે બે પક્ષી મારવાં" જેવુ થશે એટલે એક તો એ કે ગરીબ જરથોસ્તી નરનારીઓને રોજી મળશે અને બીજુ તો એ કે જરથોસ્તીઓને હાથે સફાઇ સુઘડાઇથી રાધેલુ ખાવાનુ મળશે અને ત્રીજુ તો એ કે, માસિક માદગી નહિ પાળનારી આયાઓને રાખવાથી તેવા બડેખાઓના ઘરમા વાર વાર જે બીગાડો અને અનીતિ થવા પામે છે તે થવાનો સ ભવ તદનજ દુર થશે આ વિષે હુ વધુ કહેવાની જરૂર જોતો નથી, પણ, છેવટના થોડાક શબ્દોમા માત્ર એટલુ જ કહેવાનુ કે આપણી કોમે હવે તો આયા બોય બટલરોને આપણા ઘેરમા રાખવાથી બને તેટલા પ્રમાણમા બાત્ર રહેવુ

જો ઉપલી સુચના ઉપર પારસી કોમ. અમલ કરશે, તો તેઓને દુરવદ્દા અને પરકોમના માણસોના વાર વાર લલાસ્યા અને કાનાવાળા તેમજ ભાઇ બાપા કરવા પડે છે તે દૂર થશે અને ખુદ આપણીજ કોમના નાચાર બેચાર તેમજ વિધવા બાઇઓને રોજી મળશે.

## આપણી ખાધ ખોરાકી.

હવે ખાધ ખોરાકી સાથે સ બ ધ ધરાવતી બીજી અગત્યની બાબદ એ છે કે આપણી કોમમા શેહાદી રામસ્ની તેમજ મરણ અને બીજા પણ અનેક પ્રસ ગે ખાણીપીણી અને દારૂ બ્રાન્ડી તેમજ વ્હીસ્કી વગેરે પીણાઓમા તેમજ નુજર પાએનાઓની ક્રિયાઓ પાછળ જેટલો પૈસો ખર્ચાય છે તેટલો ભાગ્યેજ બીજી કોઇ પણ ચીજમા ખરચાતો હોય આ બધાનુ પરિણામ છેવટે આપણામાના ઘણાઓની, આર્થિક ક ગાલ્યત અને ખુવારીમા આ વુ છે આવા મોટા હાથ અને લખલુટ ખરચો તેમજ ઉડાઉપણાને કારણે, સૈ કડો તવ ગર કુટુ બો તારાજ થઇ ગયા છે અને કેટનાકો તો ધર્મખાતાઓની મદદ લેતા થઇ ગયા છે ખાણીપીણી પાછળ થતા આ લખલુટ ખરચો માત્ર મોટાઇ, દેખાદેખી (Snobbery) તેમજ મોટા ખરચ નહિ કરશુ તો રખેને લોકોમાં ખોટુ લાગશે (Prudery) એવી ખોટી શરમ અને માન્યતાઓનેજ આભારી છે આવી કલ્પનાઓ તેમજ ધખારાઓ (Fads) ઉપર હજી આપણે કયા સુધી જીવી શકશુ ? માટે અય હમ ીનો! બહુ મોડુ થાય તે પહેલા ખીદાર બનો અને આ નાહકના ખોટા રિવાજને પણ તુરતજ દુર કરો લગ્ન અને નવજોત તેમજ આવી ખાણીપીણી વખતે જેટલા બધા પ્રમાણમા ખાધાની કિમતી

વસ્તુઓનો બીગાડો થાય છે તે શું તમો નથી જોતાં અને જાણતાં? હમદીનો!, હવે, પહેલાંનાં તે સસ્તા અને સુકાળ વખત ભુલી જાઓ અને અત્યારના કઠ્ઠા કાળ તેમજ મોંઘવારીનાં વખતમાં બને તેટલો પૈસાનો બચાવ કરો. છેવટે ઘડપણ તેમજ તંગીમાં એજ પૈસો તમોને ઘણો કામ લાગશે અને તમોને હાય સોસારા કરવાનું તથા હાથ ઓળવાનું રહેશે નહિ. થોડે બોલવે ઘણું કરીને સમજ્જો. તેજીને ટુંકારો બસ થશે. આપણા આ ખરચાતા પૈસાનો જો વાર્ષિક સામટો સરવાળો કરવામાં આવે તો, તેનો આંકડો લખ્ખો રૂપીઆ ઉપર આવીને ઉભો રહેશે. હવે **મરણ પાછળની બધી ક્રિયાઓ થવી તો જોઇએજ** પણ, તેમાં ભપકાને બદલે સાદાઇજ હોવી જોઇએ અને ક્રિયાઓમાં સાદાઇ હશે તોજ ખરચ પણ ઓછો આવશે અને તે બધી ક્રિયાઓને ખુદાતાલા સ્વિકારશેજ.*

શ્રીમદ ભગવદ ગીતાનાં રાજવિદ્યા અથવા રાજગુહ્યયોગનાં ૯ મા અધ્યાયનાં ૨૬ માં શ્લોકમાં શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે —

पत्र पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥

અર્થ:—જે પુરૂષ, માત્ર મને પત્ર, (પાદડા) ફુલ, ફળ અને જળ (પાણી) પણ ભાકતથી અર્પે છે તે નિર્મળ મનવાળા પુરૂષનું ભાકત વડે અર્પેલું હુ આરોગુ છું, યાને કબુલ રાખું છું.

આ ઉપરથી હમદીન જરથોસ્તીઓ તમો જોશો કે મજકુર શ્લોક જેટલો હિંદુઓને લાગુ પડે છે તેટલોજ આપણને પણ લાગુ પડે છે. ગુજર પામેલાં અનુશેહરવાનો કં૦ મીઠાઇઓ તેમજ ભરચક પકવાનોના ભુખ્યા નથી, પણ તેઓ તો માત્ર આપણા ભાવ યાને મોહબતનાજ ભુખ્યાં છે અને તે મોહબત યાને યાદ આપણે સાદી ક્રિયાઓ તેમજ

---

* આપણે જે સઘળી જીવતાઓની કે ગુજર પામેલાઓની ક્રિયાઓ કરાવ્યે છીએ તે બધી, છેવટે તો, "અપાઉનાંમ ફ્રેરોહરો" ની મારફતે અષો દાદાર અહુરમઝદના ગંજમાજ પહોચે છે અને તેનુ કારણ આ છે કે, રવાન તેમજ ફ્રેરોહરો અશો દાદાર અહુરમઝદનાજ ભાગો હોવાથી, જ્યારે જ્યારે રવાનો કે ફ્રેરોહરોની નૈયતે ભણતર ક્રિયાઓ થાય છે ત્યારે ત્યારે, ખરેખર તો અશો દાદાર અહુરમઝદનીજ સ્તુતિ થાય છે અને જેમ સઘળા નાના મોટા નદીનાળાઓ તેમજ ઝરાઓ અને કુવાઓના પાણી છેવટે દર્યાવને મળે છે તેમ, તમામે તમામ ક્રિયાઓનો છેવટનો સામટો નતીજો અહુરમઝદનેજ પુગે છે.

પાક અને સંપૂર્ણ માથ્રના ભણુતરો મારફતે સૌથી ઉત્તમ પ્રકારે દેખાડી શકયે છીએ એમ ખાત્રીથી જાણુજો મરણ પાછળના વગર અર્થના લખલુટ ખરચોને લીધે પણ કેટલાક જરથોસ્તી કુટુમ્બો કરજમા, ડુબીને ખાખા વરખા થઇ ગયા છે આપણી પહેલવીમાં એક નાનુ વાકય છે કે, "ચારે તુખ્શાઇ, લાચારે ખુરસન્દી" સાધનો હોય તો (ખરચ) કરવો નહિ તો સંતોષ પકડવો શુ કાંઇ મોટા ખરચ કરીને આપણે, આપણા ગુજર પામેલા વ્હાલાઓને એકદમ ગરોથ્માન તરફ કે પરમગતિ તરફ આગળ વધાર્યે છીએ? તેઓને તો સાદી અને પવિત્ર ક્રિયા-ઓજ ગમે છે અને તે દ્વારા, થોડીક રાહત મેળવીને તેઓ, પોતાની ગેતીની જીંદગાની અને મીનોઇમાં એકઠા કરેલા તોશાને આધારે, નિર્માણ થયલી ગતિ મુજબજ, (According to the pre-ordained rate of progress of spiritual evolution) આગળ વધે છે અય હમદીનો! તમો જાણતા તો હશોજ કે શહેનશાહ નવશીરવાને પોતાના જમાનામા કરેલા અનેક ગાહામ-બારોમાના એક ગાહામબાર દરમ્યાન હમા અંજુમનને ભેગી કરી હતી, પણ, પોતાની કે વઝીરની કે કોઇ બીજા અમલદારની ગફલતીને લીધે એક ગરીબ જરથોસ્તીને મઝકુર ગાહામ્બારમા, આમ ત્રણ કરતા તે ભુલી ગયો હતો આ ઉપરથી પેલા જરથોસ્તીએ પૈસાના કશા પણ સાધનો નહિ હોવાથી પોતાના ઘરનુ બારણુ વેચી નાખ્યુ અને તે પૈસામાથી ગાહામબારની ક્રિયા માટે જરૂરની થોડીક ચીજો ખરીદી તે બાદ તેણે ક્રિયામા પોતાની સાથે પયવન્દ થાય તે મતલબથી પોતાના ગામમા એક બીજા આદમીની શોધ કીધી પણ તેવો કોઇ આદમી નહિ મળવાથી તે બીજા ગામમા ગયો અને ત્યાથી એક નુરા જરથોસ્તીને પોતાની ખાંધ પર ઉંચકીને પોતાને ગામ લઇ આવ્યો, અને ત્યા આ બેળ પેના બે જણાઓએ સાદાઇથી તેમજ પટની રીતે મઝકુર ગાહામ્બારની ક્રિયા કીધી હવે તેજ રાતે પાદશાહ નવશીરવાને એક ખાબ જોયો તેમા તેણે, એક મોટા પુણ્યના (સવાબના) જથાને આસ્માન તરફ ઉંચે ચ્હડતા જોયો ઉપના દેખાવથી પાદશાહ ઘણો તાજુબ થયો અને બીજે દિવસે શહેરમા મનાદી ફેરવી કે, જે કોઇએ પાદશાહ નવશીર-વાનના ગાહામબારમા ભાગ નહિ લીધો હોય તે પાદશાહની દરગાહમા આવે આ ઉપરથી પેલો બીચારો મોબેદ ધ્રુજતો ધ્રુજતો શાહની દર-

બારમાં ગયો. અને પોતાને આમંત્રણ નહિ મળેલું હોવાથી પોતે કેવી રીતે ગાહામબાર ઇજ્યો તેનો ખુલાસો કીધો. તે પછી પાદશાહે કહ્યું કે, તું જે માગે તે આપું પણ તારા ગાહામબારનો નતીજો યાને સવાબ મને આપ. એમ કહેવામાં આવે છે કે પેલા મોબેદે પાદશાહની ઘણીબી સમજાવટ છતાં પોતાનું પુણ્ય યાને સવાબ પાદશાહને આપવાની સાફ ના પાડી અને ત્યાંથી તે ચાલતો થયો. અય હમદીન બ્હેનો અને ભાઇઓ! આ દાખલા પરથી તમો સમજી શકશો કે, ગુજર પામેલાં વ્હાલાઓ તેમજ અશો ફ્રોહરો તથા ગાહામબારો વગેરેની ક્રિયાઓમાં સાદાઇ, પરહીઝગારી અને પાક મનશ્નીની ગણત્રી થાય છે, અને નહિ કે ભપકાસપકા કે મોંઘાં અને કિંમતી પકવાનો કે મીઠાઇઓની. "મન ચંગા તો કથરોટમે ગંગા." સૌથી મોટી ચીજ, તે મન અને તનની પવિત્રતા છે અને તે પછી બીજું બધું. માટે અય હમદીનો! મરણ પાછળની ક્રિયાઓમાં પણ તમો સાદાઇનોજ પહેલો વિચાર કરજો અને તેને પરિણામે તમોને ખરચ પણ ઓછોજ થશે. જો આ બધી નાની નાની પણ, ઘણી અગત્યની ચીજો તરફ આપણે આંખમિંચામણા કરશું તો, આપણી કોમ, આવા કાતીલ હરીફાઇ અને તંગીનાં જમાનામાં બહુજ ખતંગ હાલતમાં આવી પડશે અને ગુંચવાડાને પરિણામે છેવટે આપણને આપણા જાન કરતાં પણ વધુ વ્હાલાં (પણ સાદાઇથીજ અમલમાં મુકવાના) ક્રિયા કામોપર ઢાંકણા વાળવાં પડશે. માટે, અય હમદીનો! જો તમો તમારાં અનુશેહરવાનોના તેમજ અશો ફ્રોહરોનાં શુભાશિષો મેળવવા ચાહતાંજ હોવો તો, ક્રિયાકામોને ચાલુ રાખજો; પણ તેમાં લખલુટ ખરચનાં તત્વને આમેઝ થવા દેતાં ના.*

---

* લગ્ન, નવજોત, મરણ તેમજ સ્વાદિષ્ટ ખાધખોરાકી, નાટક સીનેમા, આઉટડોર, શેરસટ્ટા, જુગાર અને કલબો તથા મોંઘા પહેરવેષો પાછળ લખલુટ ખરચો ચાલુ રાખવાથી તેમજ દેખાદેખી અને અવિચારીપણે ફેશનેબલ અને ફીશ્યા-ખોર જીંદગી ગુજારવાથી કેટલા બધા જરથોસ્તી કુટુંબો તગદસ્ત અને કંગાળ હાલતમાં આવી પડયા છે, અને પોતાની પહેલાની મોજીલી શોખીલી રીતભાતો અને ખાધરાપણું જાળવી રાખવાને માટે, તે કંગાળ કુટુંબોના સભ્યો, કેટલું બધું જુઠું સાચું કરે છે તેને લગતી સાચી વિગતોથી જેઓ વાકેફ થવા માનતાં હોય તેઓએ, પારસી પંચાયતના હાલના માનવંદ સેક્રેટરી, ભાઇ જાલ ફીરોઝ બલસારાએ પ્રગટ કરેલા, "લાચારીનો અટકાવ" અથવા "ઉન્નતિને માર્ગે" નામના પુસ્તકના ૨૦૭ થી ૨૧૧ અને ૨૪૦ થી ૨૪૮ પાનાઓ જરૂર વાચવા.

# કારણ ૫ મું.

## ઘરમાંથી જીવતીજાગતી જોત જેવા આતશને આપવામાં આવેલી રૂખસત, અને મોબેદોની બહેતરી તરફ કરવામાં આવતાં આંખવિંચામણા.

(૧) અહુયા થવા આક્ષો વેરેજેના પઓઉરૂયે પઇરિ-જસામઇદે, મજ્દા અહુરા થવા થવા મઇન્યૂ સ્પેનિશ્તા, યે આ અખ્તિશ્ અહુમાઇ યેમ્ અખ્તોયો દાઓંઘહે.

(૨) ઉર્વાજિશ્તો હુવો ના યાતાયા; પઇતી-જમ્યાઓ આતરે મજ્દાઓ અહુરહ્યા, ઉર્વાજિશ્તહ્યા ઉર્વાજ્યા નાંમિશ્તહ્યા નેમંઘહા નાઓ; મજિશ્તાઇ દાઓંઘહાંમ્ પઇતી જમ્યાઓ.

(૩) આતર્શ્ વોહુ મજ્દાઓ અહુરહ્યા અહી, મઇન્યેઉશ્ વોહુ અહુયા સ્પેનિશ્તો અહી, હ્યત્ વા તોઇ નામનાંમ્ વાજિશ્તેમ, આતરે મજ્દાઓ અહુરહ્યા; તા થ્વા પઇરિ-જસામઇદે.

અર્થ :-(૧) (ભણનાર કહે છે) આ આતશની મારફતે, અય સૌથી વૃધ્ધિ કરનાર મીનો હોરમઝદ! સૌથી પહેલા (અમો) તને પહોચ્યે છીએ જેને ગલીચા (લાગેલી હોય છે) (તે) ગલીચાને (અય આતશ) તું લઇ લે છે (૨) (તે) માણસ પોતે (આ) શક્તિથી (યાને આતશની મારફતે હોરમઝદને પહોચ્યાથી) ઘણોજ ખુશહાલ (છે) અય અહુરમઝદના આતશ! ઘણીજ ખુશહાલીવાળાની ખુશહાલીથી (તથા) ઘણીજ નામાકિતની બન્દગીથી (તુ) અમોને પહોચ, કામોમાના સૌથી મોટા (કામ)ને માટે તુ (અમોને) પહોચ (૩) અય આતશ! હોરમઝદની (તુ) એક નિશાન છે, (અય આતશ!) (તુ) તે મીનોની (યાને દાદાર હોરમઝદની) સૌથી વૃધ્ધિ કરનારી નિશાન છે અય હોરમઝદના આતશ! નામોમાનુ તારૂ (એક નામ) વાજિશ્ત (છે) તે (નામ)ની મારફતે તને અય (હોરમઝદ!) અમો પહોચ્યે (મોટી હુશ્તન યશ્ત, કર્દો ૨૭મો, ફકરા ૧, ૨, ૩ બે-બે કા એ કાગાનો તરજુમો)

યત્‌ તિતરત્‌ અંઘ્રો મઇન્યુશ્‌ દાહીમ અપહે વંઘ્રહેઉશ્‌ અન્તરે પઇાર-અવાતેમ્‌ વોહુચમનો આતર્શ્ચ-અર્થ :-જ્યારે અંગ્ર મઇન્યુ અશોઇની ભલી પેદાયશોમાં એકદમ ધસારો કરીને દાખલ થયો, (ત્યારે તેઓની) વચ્ચે બહમન (અમેશાસ્પન્દ) તથા આદર (યઝદ) ગયા. (ફ્રવરદીન યશ્ત ફકરો ૭૭).

પહેલ્વી વંદીદાદની ૮ મી પરગરદનાં ૧૮ થી ૨૨ ફકરાઓમાં લખ્યું છે કેઃ-

(૧૮) અદીન ઝક લી પરતુમ સરીશુતક લીલીઆ આતાશ ઇ અહુરમઝદ માનપતાન માનપત બવીહુનેત અવો અઇબારી અઇધ માનપતાન માનપત લાલાઉસ્ત.

(૧૯) મદમ વસ્તંગ અઇબ્યાંગન ફ્રાઝ યદમન ખલલુનેસ્ત અએસમ બવીહુન લી યદરૂનેત પતીયારક લી અફ્રૂઝ પવન અએસમ સુરાદાસર ફ્રાઝ શુસ્ત યદમન. મેમન બરા લી આઝ શીદાઆન દાત અમશેપીશ તુઝીશ્ન અહુ બરા શીકુન્ત મદમ સુનેસત.

(૨૦) અદીન ઝક લી દતીગર પવન સરીશુતક આતાશ ઇ અહુરમઝદ વાસતરયુપશી બવીહુનેત અવો અઇબારી (હુમીશાકકાર) ઇ અઇધ પશા વાસતર લાલા ઉસ્ત.

(૨૧) મદમ વસ્તંગ અઇબ્યાંગન ફ્રાઝ યદમન ખલલુનેસ્ત અએસમ બવીહુન લી યેદરૂનીત પતીયારક લી અફ્રૂઝ પવન અએસમ સુરાદાસર ફ્રાઝ શુસ્ત યદમન મેમન બરા લી આઝ શીદાઆનદાત [અમશ] પીશ તુઝીશ્ન ઇ અહુ બરા શીકુન્ત મદમ સુનેસ્ત.

(૨૨) અદીન ઝક સતીગર સરીશુતક લીલીઆ આતાશ ઇ અહુરમઝદ સરૂશ અહલુબ બવીહુનેત અવો અઇબારી અઇધ હના સરૂશ અહલુબ હુરોસ્ત અદીન લી કતાર જાય અહુ ઇ અસ્તઅઓસન્દ અએસમ બઓન યેદરૂનેત સુરાદાસર ફ્રાઝ શોસ્ત યદમન મેમન બરા લી આઝ ઇ શીદાઆનદાત (અમશ) લેવીન તુઝીશ્ન અહુ બરા શીકુનીશ્ન મદમ સુનેસ્ત.

અર્થ :— ૧૮. ત્યારે, હું હોરમઝદનો આતશ, રાતના પહેલા ૩ જા ભાગમાં ઘરના ધરધણીથી ચાહે છે કે, અય ઘરના ઘરધણી! તું મારી મદદને માટે જલ્દીથી ઉઠ. અને ૧૯. વસ્ત્ર (સદરો ?) તથા કુસ્તીને સાબેત, અને

હાથને પાવત્ર કર અને મારી ઉપર અએસમનું લઇ જનું (સુક્નુ) ચાહ અને હું બુઝાઉં છું તેથી તું મને રોશન કર, કારણ કે, દેવોનો પેદા કરેલો "આઝી" નામનો દેવ મારી જીદગીને ત્રાપ મારી છોડાવવા ચાહે છે (યાને મને બુઝાવવા ચાહે છે) તેની અગાઉ પાક કાઠી બન્ને હાથો ધોઇને લઇ આવ ૨૦. રાતના ૩ જા ભાગ મધેના બીજા પહોરના વખત ઉપર હું હોરમજદનો આતશ, દેશની આબાદી કરનાર ખેડુતથી આય રીતે ઇચ્છે છે કે, અય દેશની આબાદી કરનાર ખેડુત! (યાને હમેશા ખેતી કરનાર) અને વાસ્તવની આબાદી કરનારા! મારી મદદને માટે શેતાબ ઉઠ, અને ૨૧ વસ્ત્ર (સદરો) કુસ્તીને સાબેત કર, અને હાથને પવિત્ર કર અને મારી ઉપર અએસમનું લઇ જનું (સુક્નુ) તું ચાહ, અને હું બુઝાઉં છું તેથી તું મને રોશન કર, કારણ કે, દેવોનો પેદા કીધેલો "આઝી" નામનો દેવ મારી જીદગાનીને ત્રાપ મારી છોડવવા ચાહે છે (યાને મને બુઝાવવા ચાહે છે) તેની આગાઉ પાક કાઠી બન્ને હાથો ધોઇને લઇ આવ.

(૨૨) રાતના ૩ જા ભાગ મધેના ૩ જા (છેલ્લા) ભાગમા, હોરમજદનો બેટો આતશ સરોશની નઝદીક આ રીતે ઇચ્છે છે કે, અય ખુબસુરત અશો સ્રઓષ! મારી મદદે તુ આવ, કે જેથી દેવની રસમ પ્રમાણે ચાલનાર "આઝી" નામનો દેવ, મારી જીદગીનાં મોતને માટે આવી પુગે તેની આગમજ આ શારીરિક દુન્યા મધેનો કોઇબી શખ્સ, પોતાના બન્ને ધોયલા હાથોએ કરી પવિત્ર કાઠીઓ મધેની સુકી કાઠી મારી નઝદીક લાવે

દાયાઓ ચે, આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ, યાસે અંઘ-હત અક્સાઓંઘહાઓ, નૂરેમચ યવએચતાઇતે, વહિશ્તેમ અહુમ અષઓનાંમ્ રઓચંઘહેમ વીસ્પો-ખાથ્રેમ, ઝઝેબુયે વંઘહાઉચ મીઝ્દે, વંઘહાઉચ સ્રવહિ, ઉર્નએચ દરેઘે હવંઘહે.

**અર્થ**— અહુરમજદની તરફના (સઘળી ચીજોને) પાવન કરનાર અય આતશ! (તે ચીજ) તુ મને આપ, કે જે મારે માટે, હમણા તથા હમેશ સુધી (યાને મારી જીંદગીના છેડા સુધી), અશો (લોકો)ની રોશનીવાળી તથા તમામ આસાનીવાળી સૌથી સરસ દુન્યા (એટલે બહેશ્ત) વિષે શિખવનાર હોય, (અને તે બહેશ્ત) ભલા બદલામા, ભલી બક્ષી (ના અવેજ)મા, તથા મારાં રવાનને માટે લાંબા વખતની પાવત્રાઇ(ના અવેજ)મા હું મેળવું.- આતશ ન્યાયશ, ફકરો ૬)

**આતરેમ્ સ્પેન્તેમ્ યઝ્મઇદે, તખ્મેમ્ હુન્તેમ્ રથએશ્તારેમ.**

અર્થ:-વૃદ્ધિ કરનાર, જોરાવર, રોશન (અથવા સદા હેયાત) (તથા) (દેવોની સામે) લડનારા આતશને અમો વખાણીએ છીએ. (આતશ ન્યાયશ ફકરો ૮.)

**અત્ તોઇ આતરેમ્ અહુરા અઓજોંઘ્હ્વન્તેમ્ અપા ઉસેમહી અસીશ્તેમ્ એમવન્તેમ્, સ્તોઇ રપેન્તેમ્ ચિથ્રા-અવંઘ્હેમ; અત્ મઝ્દા દઇબિશ્યન્તે ઝસ્તાઇશ્ તાઇશ્ દેરેસ્તા અએનંઘ્હેમ.**

અર્થ:-ઓ અહુરમઝદ! (અમો) તારા જોરાવર, સૌથી તેજીવાળા, હિમ્મત આપનારા, જગતને આનંદ આપનારા, ઘણી રીતે (અથવા અજબ રીતે અથવા ખુદલી રીતે) મદદ આપનારા આતશને, અશોઇની મારફતે માગ્યે છીએ (અથવા ચાહયે છીએ) ઓ અહુરમઝદ! (આતશ), (પોતાના) પુરતા કૈવતે કરીને દવેષ રાખનાર (તથા) કીનો રાખનાર માણસને મજબુત પકડનારો (યાને શિક્ષા કરનારો) છે. (આતશ ન્યાયશ, ફકરો ૧૦.)

**મીન ઝક ઇ અવો કતારજાય નીમક અઇઇ વાત ઝક ઇ આતાશ બુદ બરા પેદરૂનેત, મીન ઝક ઇ અવો કતારજાય નીમક પવન અયોક હઝાર ઘનીશ્ન બરા યામતુનેત આતાશ અહુર-મઝદ (ઔનમન) શીદાઆન મીનુયાન તુમ તુખ્મકાન દરવન્દાન દુઝંગાન ઝક ઇ હેન્દ જાતુક પરીક.**

અર્થ.-જે તરફથી પવન, આતશની ઉપર મુકેલી ખુશબુદાર ચીજની ધૂપને પાથરે છે, તે તરફ ગેબી (ઝયાનકાર) દેવો, કે જેઓ, અંધારાના તોખમના દુઝખીઓ છે તેઓને તથા તેથી બમણા જાદુગરોને તથા પરીઓને (રૂહાની આલમની સીફ્લી=ખારેજી શક્તિઓને) હોરમઝદનો આતશ, દરેક બાજુથી હજારગણા મારનાર તરીકે સામે જાય છે.

(પહેલવી વંદીદાદ, પરગરદ ૮, ફકરો ૮૦.)

..................................................................

**થ્વહ્યા ગરેમા આથ્રો અપા-અઓજંઘ્હો હયત્ મોઇ વંઘ્હેઉશ્ હજે જિમત્ મનંઘ્હો.**

અર્થ:-હે, અહુરમઝદ! અશોઇનું કૈવત રાખનારા તારા આતશના પ્રતાપની મારફતે ભલા મનનું કૈવત મને મળે! (ઉશ્તવદ ગાથા, હા ૪૩, ફકરો ૪)

त्वम् अग्ने प्रथम: अंगिरस्तम:  
कविर् देवाना परिभूषसि व्रतम्।  
विभुर् विश्वस्मै भुवनाय मेधिर:  
द्विमाता शयु: कतिधाचिद् आयवे ॥

અર્થ:–હે અગ્નિ! (આતશ) તું, અંગિરસોમાં (અંગિરસ એટલે જે અંગને હાંકી કહાડે છે તે) પહેલો છે. તું ડહાપણવાળો છે અને તારી હાજરી, દિવ્ય (ધર્મ) ક્રિયાઓને શોભા આપનારી છે. તું ડાહ્યો અને આખી દુન્યાનો સરદાર છે. બે માતાના (સ્પેન્ત અને અંગ્ર વડે જગત ઉત્પન્ન થયું છે એવું મહાન સત્ય, જગતને પ્રથમવાર શિખવવા માટે, અહો જરથુસ્ત્રને, વેદ શાસ્ત્રમાં અલંકારમા, બે માતાના પુત્ર કરીને કહયા છે) પુત્ર જરથુસ્ત્રે, આ પ્રમાણે વારંવાર જગતના લોકોને કહ્યું છે. (રિગ્વેદ, ૧–૩–૨.)

प्रति त्यं चारुमध्वर गोपीथाय प्र हूयसे।  
मरुद्भिरग्न आ गहि ॥ १ ॥

नहि देवो न मर्त्यो महस्तवक्रतु पर ।  
मरुद्भिरग्न आ गहि ॥ २ ॥

ये महो रजसो विदुर्विश्वे देवासो अद्रुह: ।  
मरुद्भिरग्न आ गहि ॥ ३ ॥

य उग्रा अर्कमानृचुरनाधृष्टास ओजसा ।  
मरुद्भिरग्न आ गहि ॥ ४ ॥

ये शुभ्रा घोरवर्पस: सुक्षत्रासो रिशादस: ।  
मरुद्भिरग्न आ गहि ॥ ५ ॥

ये नाकस्याधि रोचने दिवि देवास आसते।  
मरुद्भिरग्न आ गहि ॥ ६ ॥

य ईङ्खयन्ति पर्वतान् तिर. समुद्रमर्णवम् ।  
मरुद्भिरग्न आ गहि ॥ ७ ॥

आ ये तन्वन्ति रश्मिभिस्तिरः समुद्रमोजसा ।

मरुद्भिरग्न आ गहि ॥ ८ ॥

अभि त्वा पूर्वपीतये सृजामि सोम्यं मधु ।

मरुद्भिरग्न आ गहि ॥ ९ ॥

અર્થ:—૧. મારી આ સુંદર આહુતિ તરફ આવવાનું, હું તને આમ-ત્રણ કરૂં છું અને આ દુધ પીવાની તને અરજ કરૂં છું, (માટે) હે, અગ્નિ! (આતશ) તું, મરૂતો (ગુવાદ યઝદ)ની સાથે આવ.

૨. હે મહાબળવાન! (અગ્નિ!) તારા કરતા કોઇ પણ દેવતા કે મનુ-ષ્ય, વધુ જોરાવર નથી, (માટે) હે અગ્નિ! (આતશ) તું મરૂતો (ગુવાદ યઝદ)ની સાથે આવ. ૩. તે દેવતાઓનું (યઝદોનું) ટોળું કે જે, મહાન આકાશમા, કશી પણ ઇજા પામ્યા વિના ફરતું ફરે છે. ૪. અને જેઓ (દેવતાઓ) ઘણાં જોરથી પોતાની ગર્જનાના ગીતો ગાય છે અને જેઓના બળની સામે કોઇ પણ થઇ શકતું નથી. ૫. અને જેઓ (દેવતાઓનું ટોળુ) ભયંકર દેખાવના પ્રકાશિત, પ્રતાપિ રાજાઓ જેવા અને પોતાના શત્રુઓનો ભક્ષ કરનારાઓ છે. ૬. અને જેઓ, વ્યોમના પ્રકાશિત મહેરાબમાં, તથા આકાશની મધ્યમા દેવતાઓ પેઠે બીરાજે છે. ૭. અને જેઓ તોફાની સમુદ્રમા પહાડો જેવા મોટા મોજાઓ ઉછાળે છે. ૮. અને જેઓ, પોતાના મોટાબળ વડે કિરણોના રૂપમા સમુદ્રની સપાટી ઉપર ફેલાઇ જાય છે (તે બધુ હે અગ્નિ! તારા પ્રતાપે છે) (માટે), હે અગ્નિ! (આતશ) તું મરૂતો (ગુવાદ યઝદ)ની સાથે આવ હે, અગ્નિ! જો! હું તારે માટે આ સોમ રસ હોમનો રસ) તૈયાર કરી રહયો છુ, તે તું પહેલા પી જા. હે અગ્નિ! તુ મરૂતો (ગુવાદ યઝદ) ની સાથે આવ.

પારસી કોમની હાલની જે માનસિક, શારીરિક અને આર્થિક માઠી દશા થઇ છે, તેના અનેક કારણોમાનું એક વધુ કારણ તે, ઘર-માંથી જીવતી જાગતી જોત જેવા આતશને આપવામા આવેલી રૂખસતને લગતું છે. આ આતશ કેવી મહાન ખુબીઓ ધરાવે છે, તેને માટે તો જુદાજ ગ્રંથની જરૂર છે, છતાં ટુંકમાં જણાવવાનું કે તમામ દેખીતી ને અણદિઠ સૃષ્ટિનો આધાર, એ આતશ છે. આપણાં ઘરમાં જે આતશ આપણે સળગાવ્યે છીએ, તે, પેલા મહાન અણદિઠ અને અમર આતશનુ એક સ્થૂલ રૂપ છે. ઘણાં પુરાતન જમાનાથી માનવામાં આવતું રહ્યુ

છે તેમજ હાલની સાયન્સ સુધા જણાવે છે કે આ, દેખીતુ જગત કે જેનો આધાર ચાર તત્વોની ઉપર રહેલો છે, તેની ઉત્પત્તિ અગ્નિ આતશ-માંથી છે આ ચાર તત્વો તે આતશ, બાદ, આબ, અને ખાક છે, અને તેમા પણ આતશ બધા તત્વોમા સર્વોપરી છે ખુદ આસમાનના રાશિ ચક્રમા પહેલુ તત્વ ધરાવનારી રાશિ તે આતશી મેશ રાશિ છે જો આ આતશની ઉત્પત્તિના ઉંડાણ અને સાયન્ટીફીક ફિલસુફીથી ભરેલા ઇતિહાસમા આપણે ઉતર્યે, તો આપણો પતો પણ લાગે નહિ આપણા વડીલો આ મહાન યઝદની શક્તિ ધરાવનાર આતશ પાદશાહની અનેક ખુબીઓથી પૂર્ણપણે માહીતગાર હતા, અને તે કારણેજ તેમણે દરેક ધર્મક્રિયાઓમા તેમજ ગુજ્રેલાઓને લગતી તમામ ક્રિયાઓમા એટલુજ નહિ પણ શેહાદી રાસમીના પ્રસંગોને લગતી ક્રિયાઓમા સુધા આતશનેજ સર્વોપરિપણુ આપ્યુ હતુ, અને હજી પણ આપતા રહ્યા છે આ આતશની રક્ષાને ખાતર તો ઘણા પુરાતન જમાનાથી કયકઇ ઇરાની વીર પુરૂષો અને અથોરનાનજાદાઓએ પોતાના જાન પણ ખોહયા છે અને ઇરાની જરથોસ્તી બાનુઓ તેમજ હિંદમા વસેલી આપણી જરથોસ્તી બુઝોર્ગ શેઠાણી અને બાનુએએ કદી આતશ પ્રત્યે ઓછી દિલગીરી દેખાડી નથી અને દેખીતી નજરે આ આતશ માત્ર આતશ જેવાજ દેખાય છે પણ સાઇંસ અને ફિલસુફીની, દૃષ્ટિએ જો આ આતશનુ આપણે પૃથક્કરણ (Analysis) કર્યે, તો માલમ પડે છે, કે આ આતશમા તો જેનાની સુક્ષ્મ નજર છે સાભળવાની શક્તિ છે, અને ભણતરના અવાજને ગ્રહણ કરીને તેને લખ્ખો અને કરોડો માઇલો સુધી ઉંચે આસમાનમા મોકલવાની બહુ મોટી અને આજની સાયન્સથી પણ ન સમજી શકાય તેવી તાકાત પડેલી છે જરથોસ્તી ધર્મ સાહિત્યમા તો આતશનો એક મોટો અને હેરતભર્યો ઇતિહાસ છે *

આતશની સ્તુતિમા હિંદુશાસ્ત્રના ચાર વેદોમાનો એક "યજુર્વેદ" કે જેને "શુક્લ યજુર્વેદ" કહે છે તે, લખવામા આવ્યો છે આ બધુ દેખાડે છે કે આતશનુ રક્ષણ કરનાર તે આથ્રવન કહેવાય અને જરથોસ્તીઓમાજ નહિ પણ ઘણા પુરાતન સમયથી દુન્યાની જુદી જુદી

* આતશને લગતી જરથોસ્તી ધર્મની ગુહ્ય ફિલસુફીના સબંધમા એક ટુકો ખુલાસો આ પાચમા પ્રકરણની છેવટે આપવામા આવ્યો છે તે વાચી લેવો

પ્રજાઓ વધુ ઓછા મરતબામાં આતશની જાળવણી કરી તેને માન આપતી હતી. હજી પણ હિંદુ મંદીર ને ક્રીસ્ચયન ચર્ચમાં આતશને બદલે ચેરાગને સળગતા રાખવામાં આવે છે. હિંદુ ધર્મશાસ્ત્ર તો એટલે સુધી જણાવે છે, કે જો એક બ્રાહ્મણ લાગલાગર્ત બાર દિવસ સુધી આતશની સ્તુતિ ન કરે, તો તે, ક્ષુદ્ર થઇ જાય. જરથોસ્તીઓમાં યઝશ્ન નામે જાણીતી મોટી ક્રિયા અને હિંદુઓમાં પણ કેટલીક મોટાઇ ધરાવનારી ક્રિયામાં આ આતશ યાને અગ્નિ બહુ મોટો ભાગ ભજવે છે. ધર્મ ક્રિયાઓની દરેક અસરોને ઉપરના સૂક્ષ્મ ભૂવનોમાં મોકલવાની તાકાત આજનાં કોઇ પણ સાયન્ટીફીક યંત્ર (Apparatus)મા નથી, તેનાં કરતાં દશ હજાર ગણી બલકે અસંખ્ય ગણી તાકાત આ સાદા પણ જાગતી જોત જેવા આતશમા પડેલી છે. **મહાભારતના** બીજા અધ્યાય (Chapter)માં જણાવવામાં આવે છે, કે અગ્નિમા કાયદેસર અર્પણ કરવામાં આવેલી આહુતી [અવસ્તા આઝુતી] સૂર્યને પહોચે છે, સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન પેદા થાય છે, અને અન્નનો આહાર કર-વાથી પ્રજા પેદા થાય છે. આ રીતે જોતાં આતશને હાજર રાખીને કરવામાં આવતી દરેક ધાર્મિક ક્રિયાઓ માણસ જાતને માટે આશિ-ર્વાદ રૂપ છે, એમ સિદ્ધ થાય છે. આ આતશ જો કે સૂક્ષ્મ આતશના અનંત ભંડારનું આ જગતમાં પ્રગટ થયનું એક સ્થૂલ રૂપ છે, છતાં જરથોસ્તી ધર્મશાસ્ત્રમાં તેને અહુરમઝદના પુત્ર તરીકે લેખવામા આવ્યો છે. આ પુત્ર શબ્દની ઉત્પત્તિ વિષે "અવિસ્તા ભાષા" સમજાવે છે કે, 'પુ'= (Purifyng) પવિત્ર કરવુ, અને તેને નામનો "થ્ર" પ્રત્યય લાગ્યો એટલે પુથ્ર=પુત્ર શબ્દ થયો. હકીકતમા આ આતશ ખરેખરજ એક મોટો પુથ્ર યાને પાવન કરનાર અથવા પવિત્ર કરનાર છે, હિંદુશાસ્ત્ર કહે છે કે જે "પુ" નામના નર્કમાથી તારે તેનું નામ પુત્ર. હકીકતમાં આ આતશ, જરથોસ્તી ધર્મ સાહિત્ય પ્રમાણે "દ્રુજી"ના અણદિઠ બળને તેમજ નુકસાનકારક હુમલાઓને કાપે છે, એટલે આ ઉપરથી એમ જણાયું, કે આ આતશ જગતને પાવન કરવાનું મોટું કર્મ કરનારો છે. હવેજ આપણને "**નેમસે-તે આતશ્ પુથ્ર અહુરહે મઝ્દાઓ**" યાને હોરમઝદના પુત્ર આતશને નમસ્કાર હોજો, એવાં વાકયનું ઉંડું અને અમૂલ્ય રહસ્ય સમજાયું. વિશેષમા જણાવવાનું જે આ આતશ ઘરના એક મોટા રખેવાલ સમાન છે, ને માન આપણો ખોરાક રાધે છે, એટલુંજ નહિ, પણ આપણા ઘરમાં ઉત્પન્ન થતી અને બહારથી

દાખલ થતી સૂક્ષ્મ તેમજ નુકસાનકારક અસરો કે જે અનેક દરૂજીઓના નામથી આપણા ધર્મમાં જણાયલી છે, તેઓને સદા નાબુદ કરતો રહે છે. ના, એટલું જ નહિ પણ પ્રમાણિકપણે કમાયલી રોજીના પૈસામાંથી ખરીદવામા આવેલાં ફળફળાદી અને અનાજને તે આતશની ઉપર પકાવતી વેળા આ આપણો આતશ ઘણોજ પ્રસન્ન થાય છે, અને તેના સંબંધમાં આવનાર સ્ત્રી યાતો પુરૂષને ભલા આશિર્વાદ આપે છે, તેમજ તે આદમીના કાર્ય કરતા સૂક્ષ્મ આતશો સાથે ભેળાઇને તે આદમીના મન તેમજ જીવાત્માને વધુ અને વધુ પ્રફુલ્લિત કરે છે. આ આતશ સન્મુખ પાક અને ભલી મનશનીથી બંદગી કરનારને તેમજ ખોરાક પકાવનારને આ આતશ તન મન અને રવાનની દોરોસ્તી બક્ષીને પોતાની ખુશદીની ગવાહી તરીકે તે ઇનસાનના ચહેરા પર આતશી રંગનું તેજ પાથરે છે, અને તે આદમીને આતશ વધુમાં આશિર્વાદ આપીને કહે છે કે—

"ઉપ-થ્વા હક્ષોઇત્ ગેઉશ્ વાંથ્વ, ઉપ વીરનાંમ પોઉરૂતાસ ઉપ-થ્વા વેરેજ્વત્ચ મનો, વેરેજ્વતિચ હક્ષોઇત્ અં'. ઉહ ઉર્વાક્ષ્ અંઘ્ઉહુ ગય જિઘએપ, તાઓ ક્ષપનો યાઓ જવાહી. ઇમત્ આફ્રો આફ્રિવનેમ્, યો અહુમાઇ અએસ્મેમ બરતિ હિક્રૂશ્ રઓચસ્-પઇરિસ્તાં અપહે બેરેજ યઓજદાતાં. (આતશનીઆયેશ.)

તરજુમોઃ—તારે ત્યા (યાને તારા કબીલામા) ગાયઢોરનું ટોળું જ્યાદે થજો! તારે ત્યા બ્હાદુર માણસોનો વધારો થજો! તને કામ કરતુ મન થજો! (તારી) જીંદગી કામ કરતી થજો! જેટલી રાત તું જીવતો રહે તેટલી (રાત) ખુશહાલી ભરેલી જીંદગીના જીવ સાથે તું (તારી જીંદગી ગુજરજે!)

ઉપલા "અવિસ્તા" ફકરામાં આતશના મુખમાં જે વચ્ચો મુકવામા આવ્યા છે, તેમા મોટું રહસ્ય સમાયનું છે. અને તે સબ ધર્માં જે મુખ્ય જાણવાનું છે તે, એ છે કે, આતશ, સક્ષાત (હુબહુ) દેવતા (યઝદ) સમાનજ છે અને આપણા ઘરના એ પાક આતશની મારફતે, અપાઉનાંમ ફ્રૈશેહુરેનો મીનસીયો પકડીને, આપણા અનુચેહ રવાનો આપણને આશિર્વાદ દે છે. હિંદુ ધર્મશાસ્ત્રકારો પણ અગ્નિ યાને આતશનો મહિમા બહુ અચ્છી રવેશે સમજ્યા છે અને તે કારણે તેમનાં સૌથી જુનામાં જુના ધર્મગ્રંથ "રિગ્વેદ"માં પહેલો મંત્ર, (કે જે મંત્ર ઉપર આખો આપવામાં આવ્યો છે) અગ્નિ યાને આતશની સ્તુતિનાજ જોડવામાં આવ્યો છે. આ આતશનો દરજ્જો કુદરતમા બહુ

બુલન્દ હોવાથીજ તેને, "અવિસ્તા" પ્રમાણે અહુરમઝદનો પુત્ર ગણુવામાં આવ્યો છે. આ, "આતશ પુથ્ર અહુરહે મઝદાઓ" હકીકતમાં તો અહુરમઝદની એક શક્તિનું નામ છે કે જે શક્તિ, ૯ માં આસ્માનમાં કાર્ય કરી રહી છે. અય હમદીનો! આપણા આતશબહેરામો અને આદરાનો તથા દાદગાહના આતશો તો આપણા ઉપર રાજ કરતા મુગા પાદશાહો સમાન છે માટે તેનું સદા રક્ષણ કરજો. માણસ જાતને માટે જે દોલત ને સર્વથી ઉત્તમ ગણવામાં આવે છે તે ગૌધન છે. બીજું તનની દરોસ્તી, ને મનની પવિત્ર ચપળતા છે. જો આટલી દોલત માણસ પાસ હોય, તો તે આદમી ખચીતજ પોતાના પેદા કરનારની ખાહેશને અનુસરતી જીંદગી ગુજારી શકે, મનની ખરી ચપળતા, કાંઇ હાલના કહેવાતાં બુદ્ધિબળ (Intellectual culture) ને લાગુ પડતી નથી; પણ અત્રે જે કામ કરતાં ચપળ મનનો આતશ પાદશાહ પોતે ઇશારો કરે છે, તે, અગ્નિની ભક્તિને પરિણામે શરીરમાં કાર્ય કરતા અણુરિઠ આતશોની ખીલવણીને લગતો ઇશારો છે, કે જે આતશમાંના ચાર આતશો નામે "આતશેદારા," "નેર્યોસંગ," "ખોરેહ," અને "ફ્રાહુ" માણસના ભેજામાં કામ કરે છે, જ્યારે "વોહુફ્રીઆન" નામનો પાંચમો આતશ માણસના આખા શરીરમાં કાર્ય કરે, છે. આ આતશોની ત્યારેજ ખીલવણી થઇ શકે કે જ્યારે ગાય ઢોરની રક્ષાની સાથે ચાલુ આતશની જાળવણી કરી તેની ભક્તિ કરવામાં આવે. ગાય ઢોરની ખરી જાળવણી કરનારાઓમાંજ વોહુફ્રીઆન નામનો આતશ ખીલે છે. હિંદમાં આવી વસેલા આપણા આગલા પાકજાદ ઇરાની ન્યાગાનો કુદરતના બીજાં તત્વો ઉપરાંત આતશ અને ગાય ઢોરની બહુ ઉત્તમ પ્રકારે રક્ષા કરતા હતા, અને થોડાક કમનસીબ અપવાદો સિવાય ગોસપંદોના માંસના આહારથી પરહેઝ રહેતા હતા; તે કારણેજ જન્મ પામેલાં પારસી બચ્ચા ઓની જન્મોત્રી બનાવનારા બ્રાહ્મણ જોષિઓએ પારસીઓને "ગૌઆગ્ન બ્રાહ્મણ પ્રતિપાળ" એટલે ગાવ ગોસપંદ, આતશ, અને ધર્મના ઉપાધ્યાઓનાં રખેવાળ તરીકે ઓળખાવ્યા છે. આવો મોટો આતશનો મહિમા છે. આ ઉપરાત ઉપલાજ ફકરામાં આતશ વધુમાં કહે છે, કે, હે! (બદગી કરનાર) તું જેટલી રાત જીવતો રહે તેટલી રાત ખુશહાલી ભરેલી જીંદગી ગુજારજે. આતશના મુખમાં આપવામાં આવેલું ઉપનું આશિર્વાદનું વચન દેખાડે છે, કે આપણી જીંદગીની અંતિમ નેમ મનની પવિત્ર ખુશ-

હાતી છે, અને એકવાર જો એ પ્રાપ્ત થઇ, તો તે આદમી ખુદાના પ્યારમાં મસ્ત બની જાય છે, અને તેને દુન્યાની બીજી કોઇબી દોલતની તમા રહેતી નથી. કદાચ પારસી બેહેનો અને ભાઇઓને એવા વિચાર આવશે, કે આતશ તો એક જડ વસ્તુ છે, અને એનો ધર્મ તો માત્ર સળગવાનો અને જે ચીજ એના સંબંધમા આવે, તેને સળગાવવાનો છે, તે જોતા આતશ તે આવી દુઆ કેમ દઇ શકતો હશે ? જો તમારા મનમા આવો વિચાર આવે, તો તે ભૂલ ભરેલો છે જેમ આજના સુધરેલા જમાનામા શોધી કાઢવામા આવેલા અનેક યંત્રોમાં અનેક જાતની શક્તિઓ પડેલી છે તેજ પ્રમાણે આ દેખીતા જડ અને મુગા આતશમા સુધા આંખે જોવાની અને કાને સાભળવાની અનૂપ શકિતઓ કુદરતે મુકેલી છે, કે જેની મારફતે આપણો આતશ મે ઉપર જણાવ્યુ છે તેમ હાલના એક રેડયોના તેમજ વાયરલેસ ટેલીગ્રાફીના યંત્રોની માફક માણસ જાતના ખાસ કરીને ભલા વિચાર, વચન, અને કામોને ન સમજી શકાય એવી ઝડપે ઉપરની આલમોના સૂક્ષ્મ ભુવનોમા પહોંચાડી દે છે આતશમા આવી અણદિઠ શક્તિઓ પડેલી હોવાને કારણે ઘણાજ પુરાતન જમાનાથી આપણા ઇરાની જરથોસ્તીઓ એક આદમીને સોગંદ આપતા, ત્યારે આતશને "ગવાહ" તરીકે રાખીને તેને કહેતા, કે જો તુ તારો કોલ તોડશે, અને વચન પર પાણી ફેરવશે, તો આ આતશ તારા કામનુ તોલ થતી વખતે મહેર, સરોશ અને રશનુની આગળ સાક્ષી તરીકે આવશે આ વિચાર અને માન્યતા કાંઇ કલ્પિત અને બનાવટી નથી પણ કુદરતમા પડેલી અચૂક સચ્ચાઇનો એક ભાગ છે જેમ આતશનો ધર્મ કોઇ પણ ચીજને બાળીને ભસ્મ કરવાનો છે, તેજ પ્રમાણે આ આતશની ખરી ભક્તિ કરનાર અને તેના સંબંધમા વારંવાર આવનાર આદમીના સૂક્ષ્મ આતશોને આપણો આ સ્થૂલ આતશ સેંકડો હોર્સપાવર જેટલું અણદિઠ બળ આપે છે, જેના પ્રતાપેજ એક પવિત્ર આદમી પોતાની અંદર પડેલા તેમજ બાહેરથી વારંવાર આવતા દુર્ગુણરૂપી મેલને તેમજ દ્રુજીના લશ્કરને બાળી નાખે છે આપણા જરથોસ્તી ધર્મ સાહિત્ય અને મઝદયસ્નિ જરથોસ્તી દએનનો ઉંડાણથી અભ્યાસ કરતા જણાય છે, કે તેના વાકયે વાકયમા અહુરમઝદ મારફતની મહોબત, ભક્તિ અને મદદ મારફતના વિચારો સમાવવામા આવ્યા છે, અને વધુમા એમ પણ જણાય છે, કે અહુરમઝદની મહોબત મેળવવાને, તેના ખરા ભક્ત બનવાને અને દ્રુજની નુકસાનકારક અસરોમાંથી બચવાને માટે જે મોટામાં મોટાં

**સાધનો આપવામાં આવ્યા છે, તે, આતશની હાજરી સાથની ધર્મક્રિયાઓ છે.** આ કારણનેજ ખાતર ઘણા પુરાતન કાળથી કોમ પરકોમવાળાઓ ઇરાનીઓને તેમજ જરથોસ્તીઓને અગ્નિના ઉપાસકો યાને **આતશપરસ્ત**ના નામથી ઓળખતા હતા અને હજી પણ ઓળખે છે, પણ ધર્મશાસ્ત્રના ઉંડા અભ્યાસે તેમજ હાલની સ્થૂલ વિદ્યાઓની શોધખોળે વિના તકરારે પુરવાર કરી આપ્યું છે, કે આ દેખીતાં અને અણદિઠ જગતની **ઉત્પત્તિ, સ્થિતિ, અને લય**નું મૂળ કારણજ આ આતશ યાને અગ્નિ છે. હકીકતમાં આ જરથોશ્તી ધર્મ કાંઇજ નથી, પણ ઘણા આલા મરતબાની આતશ પરસ્તી છે; પણ તે આતશ પરસ્તીનું અદ્દભૂત અને અતિ ચમત્કારિક રહસ્ય (Scientific Philosophy) નહિ સમજવાને કારણે ઉપર જણાવ્યું તેમ કેટલાક અભણ લોકો આપણને, **એક ખુદા પરસ્તને** બદલે **આતશપરસ્ત**ને નામે ઓળખે છે. હકીકતમાં આ, આપણો સાદો અને અનેક ખુબીઓથી ભરેલો આતશ આપણી દરેકે દરેક ગુજરેલાં તેમજ જીવતાંની ક્રિયાઓમાં **અગ્રસ્થાન** ભોગવે છે તે બરહકજ છે જરથોશ્તી ધર્મ સાહિત્ય તો એટલે સુધી આગળ વધીને જણાવે છે, કે, અહુરમઝદના દર્શનના તલબગારને માટે આ આતશનીજ ભક્તિ (વાંચો આ લખાણને મથાળે ટાંકેલા અવિસ્તા ફકરાઓ) સર્વોત્તમ છે, અને તે માટે અષોઇ ભરી જીંદગી ગુજારવાતું પ્રથમમા જરૂરનું છે. આ આતશ, ઉપલા હેતુને ખાતરજ અર્દીબહેસ્ત અમશાસ્પન્દ કે જેઓ, અષોઇપર મવક્કલ છે, બલકે અષોઇનું એક મહાન સ્વરૂપ છે, તેના હમકાર તરીકે કામ કરે છે. મારે અંતમાં જે કહેવાનું છે તે એ છે, કે જે આતશની બરકતથી આપણા પહેલાંના જરથોસ્તીઓ બધી રીતે સુખી સુખ્યારા, આબાદ, નીતિમાન, અને સદ્દગુણી બન્યા હતા, અને હજી પણ કેટલાકો આ આતશની બરકતથી ખરેખરા સુખી છે, તે આતશને ફરીથી તમામ જરથોસ્તી ઘરોમાં માન અને મહોબતથી બીરાજમાન કરવા જોઇએ. અય હમદીનો! ઘરમાં ચાલુ આતશ રાખવા જેવી તેમજ બીજી દીની તરીકતો તજી દેવાને કારણે આપણુ ઇમાન આજે ડામાડોળ બની ગયું છે. ભલે તમો તમારા અવિસ્તા માથ્ર કે તરીકતો અને ક્રિયા કામોનું ગુપ્ત રહસ્ય નહિ સમજતાં હો છતા પણ, તમારા વડવાઓની માફક પૂર યકીન અને ઇતબાર સાથે, જો તમો તેને સાદાઇથી વળગી રહેશો તો, જરૂરજ સમજજો કે તેમા તમોને તેમજ આખી કોમને મોટો

લાભ છે—જે લાભ દુન્યવી નહિ પણ મીનોઇ છે. આપણા વડીલો જેવી જીંદગી ગુજારતા હતા તેવી યા તો તેને મોટે ભાગે મળતી આવે તેવી જીંદગી આજે છેલ્લાં પચાસેક વર્ષ થયાં આપણે ગુજારવાની મુકી દીધી છે અને તેનેજ પરિણામે આજે આપણી આવી નૈતિક તેમજ માનસિક, શારીરિક અને આર્થિક દુર્દશા થવા પામી છે, અને હજી આપણે કેટલા બધા ગબડી પડશું તેનો વિચાર કરતાં પણ ધ્રુજરાં છુટે છે. પહેલાં-થીજ આપણા ધાર્મિક આચારો અને રિવાજો કેટલા બધા ઉત્તમ હતા તેનો ખ્યાલ, આપણા "મોબેદ નેર્યોસંગ ધવલ" અથવા "અકો" નામના એક અંધ્યારૂ યાને મોબેદે રચેલા ૧૬ સંસ્કૃત શ્લોકો ઉપરથી આપણને મળે છે. એમ કહેવાય છે કે આ શ્લોકો મારફતે મજકુર અકો અંધ્યારૂએ સંજાણના જયદેવ રાણાને, આપણી બુલન્દ જરથોસ્તી દીનનો સંપુર્ણ ભાવ આપ્યો હતો. મઝકુર શ્લોકો યાને તેના બે જુદા જુદા તરજુમાઓ નીચે મુજબ છે :— *

(૧)

सूर्यं ध्यायन्ति ये वै हुतवहमनिलं भूमिमाकाशमाप
तोयं यैः पंचतत्वं त्रिभुवनसदन न्यासमंत्रै त्रिसंध्यम् ।
श्रा होर्मिज्द महेशं बहुगुणगरिमाणं तमेकं कृपालुं
गौरा धीराः सुवीरा बहुवल्लनिचयास्ते वचं पारसीकाः ॥ १ ॥

---

* આ સોળ સંસ્કૃત શ્લોકોના ૬) હસ્ત લેખો છે અને તેઓનો મૂળ હેતુ, જો કે એકજ હોય એમ જણાય છે, છતા સઘળા હસ્ત લેખો, શબ્દ રચના વ્યાકરણ અને કેટલીક નાની નાની વિગતોમા એક બીજાથી જુદા પડે છે. સૌથી જુનો હસ્તલેખ ઇ. સ. ૧૬૯૩-૯૪ ના વર્ષનો છે. આ પુસ્તકમાં, સેવકે બેવાર જે જુદા જુદા ૧૬ શ્લોક છાપ્યા છે તે, અનુક્રમે મરહુમ એરવર્દ શહેરયારજી દાદાભાઇ ભરૂચાની Collected Sanskrit Writings of the Parsees Part VI માંથી તેમજ બી. આર. બી. પેમાસ્તરે સને ૧૯૧૫ મા પ્રગટ કરેલા "કીસ્સે એ સંજાણ" નામના પુસ્તકમાથી લીધા છે. આ ઉપરાત જે બીજા ચાર હસ્ત લેખોમાં મઝકુર ૧૬ શ્લોકો આવેલા છે તેઓની રચનામાં પણ સ્હેજ સ્હેજ ફરકતો છેજ. ગમે તે હોય પણ, મઝકુર ૧૬ સંસ્કૃત શ્લોક બહમન બીન કૈકોબાદ બીન દસ્તુર હોરમજ-દયારે સને ૧૫૯૯ માં ફારસી બયતોમાં રચેલા સંજાણના કીસ્સાની સેંકડો વરસો અગાઉ રચાયલા છે તેમાં સ્હેજ પણ શંકા નથી. સેવકે આ પુસ્તકમાં જે

(२)

स्नाने ध्याने सुपाठे हुतवहहवने प्राशनोत्सर्गकाले
शास्त्रोक्तं मौनमार्गं निजगुरुविहितं धारयन्तीह ये वै ।
नानाधूपैः सुपुष्पैर्वरफलनिचयैः पूजयन्त्यामिमार्याः
गौरा धीराः सुवीरा बहुबलनिचयास्ते वयं पारसीकाः ॥ २ ॥

(३)

रम्यं वस्त्रं पवित्रं कवचगुणमय कंचुकं ये धरंते
युक्तामुर्ण्या सुरुत्तीं मृदुमुखसमितां मेखला ये स्वकट्या ।
मूर्द्धानं वस्त्रगुप्तं पटयुगलतले छादयंतीह नित्यं
गौरा धीराः सुवीरा बहुबलनिचयास्ते वयं पारसीकाः ॥ ३ ॥

(४)

यन्मागल्ये विवाहे कथितशुभदिने सोत्सवं गीतवाद्यं
श्रीखंडं चंदनाद्यं वपुषि युवतयो धारयंतीह येषा ।
स्वाचारा याः पवित्रा बहुगुणविधयो रम्यशास्त्रार्थयुक्ताः
गौरा धीराः सुवीरा बहुबलनिचयास्ते वयं पारसीकाः ॥ ४ ॥

(५)

येषा गेहेषु रम्यं मधुररसमयं चान्नदानं हि नित्यं
वापीकासारकूपैर्जलसुवितरणं दानमेभिः प्रकारैः ।
वस्राद्यं द्रव्यदानं ददति गुणवतां सर्वदा याचकाना
गौरा धीरा. सुवीरा बहुबलनिचयास्ते वयं पारसीका. ॥ ५ ॥

---

બીજા ૧૬ શ્લોકો છાપ્યા છે તે, **દસ્તુર હોશંગ મેમોર્યલ વોલ્યુમના** ૭૦ થી ૯૪ માં પાનાઓમાં પણ છપાયલા છે. અને તે શ્લોકોને લગતો અસલ હસ્તલેખ, **મરહુમ એર્વદ જીવનજી જ. મોદીએ મરહુમ સ્કોલર મી. શાપુરજી કાવસજી હોડીવાલાને** વાપરવા માટે આપ્યો હતો અને તે હસ્ત લેખની રચનામાં, વ્યાકરણ તેમજ શબ્દો અને પ્રાસની દ્રષ્ટિએ કેટલોક સુધારો વધારો કરીને મરહુમ **મી. હોડીવાલાએ**, તે સુધારેલા શ્લોકો, પોતાનાં અંગ્રેજી તરજુમા વિગેરે સાથે પહેલીવાર ઉપરોક્ત **દસ્તુર હોશંગ મેમોર્યલ વોલ્યુમમાં** છપાવ્યા છે. જે હસ્ત લેખની ઉપર મી. હોડીવાલાએ આધાર રાખીને કેટલાક સુધારા સાથે પોતે જે શ્લોક છપાવ્યા છે તે હસ્તલેખ, મરહુમ એર્વદ જીવનજી જ મોદીને ૧૯૦૮-૯ નાં વર્ષમાં

(६)

यादृग् हर्षो विषादः सुखमसुखमहो ज्ञानमौरव्यं च यादृक्
धर्माधर्मौ च यादृक् विमलकुलकलौ यादृगारोग्यरोगौ।
ऊर्ध्वाधःस्थौ च यादृग् द्युतितिमिरमयौ सृष्टिसंहारकारौ
येषां मार्गे मतौ द्वौ नरयुगलसमौ ते वयं पारसीकाः ॥ ६ ॥

(७)

गोमूत्रैर्मन्त्रपूतैः शदवनसमिते क्षितय पानशुद्धिं
बाह्यात स्नानमुक्त तदनु परिवृता मध्यदेशे च मुद्रा।
मुद्रा त्यक्त्वा न निद्रा न च जपहवने साधुपूजादिकार्ये
येषां मार्गो हि चेत्थं सततमभिमतस्ते वयं पारसीकाः ॥ ७ ॥

(८)

येस्याम्रामिन सग, पितृषु विपुलताश्राद्धमाभिश्च सेव्यः
नो मासो यज्ञवर्ज्यः प्रसवमधिवया जातपुष्पा च नारी।
शुद्धं वैवाह्यकार्ये भवति न च शुचिमनूहाना पुरध्री
येषामाचार इत्थं प्रतिदिनमुदितस्ते वयं पारसीकाः ॥ ८ ॥

(९)

चत्वारिंशद्दिनानि प्रचरति न वधू पाककार्ये प्रसूता
मौनाढ्या स्वल्पनिद्रा जपार्चाविरहिता स्नानसूर्यार्चनेषु।
नित्यं ध्यायति चैव मरुदनलधरातोयचन्द्रार्कयज्वान्
येषां वर्णो हि चेत्थं सततमभिमतस्ते वयं पारसीकाः ॥ ९ ॥

---

ભાવનગરવાળા જરથોસ્તી મી બા ઇ એદી તરફથી મળ્યો હતો. મઝકુર હસ્ત લેખને મરહુમ એવદ શહેરયારજી દાદાભાઇ ભરૂચાએ, પી એસ. (પારસી સ્મૃતિ)ના નામથી ઓળખાવ્યો છે, પણ હાલમા તે હસ્તલેખ, મરહુમ એર્વદ જીવનજી જ મોદીના કેતાબખાનામા જણાતો નથી તે પરથી એમ લાગે છે કે, તે મઝકુર ગુમ થયલો હોવો જોઇએ

મઝકુર ૧૬ સંસ્કૃત શ્લોકોનો આ કેતાબમા આપેલો પહેલો તરજુમો, ભાવનગરવાળા શાસ્ત્રી કૃષ્ણશંકરનો છે મી એદીવાળો મઝકુર હસ્તલેખ, કુડલાની પાઠશાળાના શાસ્ત્રી પ્રાણશંકર વીઠલજી ભટ્ટ નામના મદદરેથના

(१०)

काप्टै. पणमासशुष्कै रगरुमलयजैः काष्टकर्पूरधूपैः
होमः स्यात्पचकाल प्रतिदिनमुदितैरक्षरैर्मन्त्रयुक्त ।
वह्नि प्रच्छादयतः सुवृतधनतरैर्मन्दिरेश्चैव नित्य
सत्यन्यायैकनिष्टा न च युवतिरतास्ते वय पारसीका. ॥ १० ॥

(११)

ऊर्ण्यायामुद्धृतायामतिभवति फल जाह्नवीस्नानतुल्य
योपाणा चैव पुसा धनगुनरचिता हेमवर्णा चरम्या।
योग्याकारा विशाला गुरुजनवचनैर्मेखला धारयन्ते
शास्त्रोक्ता श्रोणिदेशे हृदि क्वचसमा ते वय पारसीकाः ॥ ११ ॥

(१२)

पानीय व्योम चद्र हुतवहमनिल भूमिमादित्यमेव
श्री होमज्द च दातारमचलममर चेतसा चितयत ।
नित्य नित्य च पूजा विदधाति जयद धर्मद कामद च
आहारे मौनभाजस्तनुशुचिकृतया ते वय पारसीका ॥ १२ ॥

(१३)

येपामेवागना या ऋतुसमयदिनात् सप्तरात्राद् भवेयु
पूता सूताश्च मासात् प्रसवनदिवसात् शुद्धदेहास्तथैव।
रम्या श्चिरेण गौरा नवकनकनिभा वीर्यवतो बलिष्टा
पूतात्मानश्च नित्य विकासितवदनास्ते वय पारसाका ॥ १३ ॥

(१४)

प्रायश्चित्त पवित्र विदधाति दुरितक्षालनार्थ च दोपे
गोमूत्र स्नानपूर्वे परिमितदिवसै शुद्धिश्च तत्कृता स्यात्।
नित्य नित्य गुरुणा सुवच्चनकरण कल्मपक्षालनार्थ
येपामाचार एव प्रतिदिनमुदितस्ते वय पारसीका ॥ १४ ॥

---

જુના કાગળોમાથી હાથ લાગ્યો હતો અને તેનો પહેલો તરજુમો ઉપર કહ્યુ તેમ શાસ્ત્રી કૃષ્ણશકરે કીધો હતો અને બીજો ગુજરાતી તરજુમો, મરહુમ સ્કોલર મી० શાપુરજી કાવસજી હોડીવાલાના અગ્રેજી તરજુમાનો સેવકનો અનુવાદ છે કુકમા, આ કેતાબમા બે વાર છાપેના ૧૬ શ્લોકો, કે જેઓના ક્રમમા પણ કેટલોક ફરક છે તે, શાસ્ત્રી પ્રાણશકર વીઠલજી ભટ્ટને ત્યાથી હાથ લાગેલા એક મૂળ હસ્તલેખના, બે જુદા જુદા આમારો હોય એવુ, આ લેખકનુ માનવુ છે

(१५) .

पूर्वाचार्यप्रवद्धैर्विरचितप्रचिरैर्मोक्षमार्गप्रदानी
संस्कारैः संस्थितानां विरचितविधिना कथ्यते व्योमदा या ।
सर्वेषां च ग्रयाणां दहनवसुमतिभास्कराणां च पूजा
शुद्धे रम्या च तस्याः प्रगदितमहिमास्ते वयं पारसीकाः ॥ १५ ॥

(१६)

श्रीहोर्म्मज्दः सुखं वर्धयतु जयदाता पुत्रपौत्रादिवृद्ध्यै
दाता श्री आतशोऽयं स भवतु भवतां पापनाशाय नित्यं ।
श्रीसूर्यः सानुकूलो बहुतरफलदो न्यासजाप्याय पंच
ते सर्वे पारसीकाः स्वशुभविजयिनो यातु मान्यं च नित्यं ॥ १६ ॥

## ઉપલા શ્લોકોનો શાસ્ત્રી કૃષ્ણશંકરનો તરજુમો. *

### ૧ લા શ્લોકનો અર્થ.

હે રાજન! સર્વે લોકનું ઉત્પત્તિ સ્થાનક એવા સૂર્યદેવનું, તથા અગ્ની, પવન, ભૂમી, આકાશ, અને જલ આ પંચ તત્વોનું જેઓ પ્રાતઃકાળમાં મધ્યાન્હકાળનાં અને સાયંકાળમાં ન્યાયયુક્ત મંત્રોથી ધ્યાન કરે છે, તેમજ અનેક ગુણોએ કરીને મોટા તેથી કરી સર્વ દેવોના ઇશ પરમ કૃપાળુ અને પ્રસિધ્ધ એવા "શ્રિ હોર્મજદ" નામના દેવનું મુખ્યત્વે કરીને જેઓ ધ્યાન કરે છે, તેવા ગૌરવર્ણવાળા, ધૈર્યગુણવાળા અનેક પ્રકારના બળના નિવાસસ્થાનરૂપ અને તેથી કરીનેજ વીર પુરૂષના ગુણોથી ભરપૂર અમો પારસીઓ છીએ.

### ૨ જા શ્લોકનો અર્થ.

જેઓ સ્નાન કરતી વખતે, ધ્યાન કરતી વખતે સ્તોત્રનો પાઠ કરતી વખતે, શાસ્ત્રમાં કહેલું હોવાથી તથા ગુરૂઓનો ઉપદેશ હોવાથી મૌનવ્રત

* ભરૂચવાળા દસ્તુર અસ્પનદીઆરજી કામદીનજીએ સને ૧૮૨૬ માં મજકુર સંસ્કૃત શ્લોકોનો ગુજરાતી તરજુમો કીધો હતો તેમજ ત્યારે અગાઉ તેના બીજા સુધા ગુજરાતી તરજુમાઓ પારસીઓ તરફથી થયલા છે, પણ વાચકોને બરોબર સમજ નહિ પડે કરીને તે બધા અને ભાખ્યા નથી બીજું, શાસ્ત્રી કૃષ્ણશંકરનો ગુજરાતી તરજુમાનો ક્રમ, મરહુમ એ. શે દા. ભરૂચાની મજકુર ચોપડીમા આપેલા સંસ્કૃત શ્લોકોના ક્રમ સાથે સરખાવતાં પાચ જગ્યાએ ખોટો માલમ પડયો છે, માટે તેમા સેવકે ઘટતો ફેરફાર કીધો છે.

(નાહ બોલવુ) ધારણ કરે છે, અને અનેક ઉત્તમ પ્રકારના ધુપ, પુષ્પ, અને ફ્લોથી ગાયની પુજા કરે છે તેવા ઇત્યાદી

## ૩જા શ્લોકનો અર્થ

જેઓ પોતાના શરીર ઉપર બકતરના ગુણવાળું ઉત્તમ વસ્ત્રથી બનાવેલુ મનોહર પેહરણ વિગેરે કંચુકને પહેરી રાખે છે, અને પોતાની કેડ ઉપર ઉનના જાડા દોરાઓથી બનાવેલી અને સર્પની ફેનના આકારવાળી બંધની ધારણ કરે છે અને ચિત્રવિચિત્ર વસ્ત્રોથી બનાવેલી ટોપી ઓથી પોતાના માથાને કાયમ ઢાંકી રાખે છે તેવા ઇત્યાદી

## ૪ થા શ્લોકનો અર્થ.

આ પૃથ્વીતલ ઉપર જેઓની સ્ત્રીઓ વિવાહ સમયમા અથવા બીજા શુભ દીવસોમા મંગલને અર્થે ગીત અને વાદ્દય વિગેરેના ઉત્સવો કરે છે અને પોતાના શરીરમા સુખડ વિગેરે સુગંધી પદાર્થોને ધારણ કરે છે વળી જે સ્રીઓ આચારથી ઘણી પવિત્ર તેમજ અનેક ગુણોના ભંડારરૂપ છે અને શાસ્ત્રોના અર્થો જાણવાવાળીઓ છે તેવા, ઇત્યાદી

## ૫ મા શ્લોકનો અર્થ.

હે રાજન! જેઓના ઘરમા અન્નદાનને લાયક પાત્રોને અનેક પ્રકારના મધુર રસોથી ભરપુર અને દેખવામા સુંદર એવા અનાજનું દાન હમેશા અપાયા કરે છે વળી જેઓ આ પૃથ્વીતલમા તલાવ, કૂપ, વાવો, વિગેરે જલાશયો પરોપકારાર્થે કરાવે છે, તેમજ ઉત્તમ પ્રકારના ગુણવાન બ્રાહમણોને ઉત્તમ વસ્ત્રો સાથે દ્રવ્ય જેઓ કાયમ આપ્યા કરે છે તેવા, ઇત્યાદી

## ૬ ઠ્ઠા શ્લોકનો અર્થ.

જેવી રીતે બીજાઓને ધર્મ માર્ગમા હર્ષ અને ખેદ સુખ અને દુઃખ જ્ઞાન અને અજ્ઞાન, ધર્મ અને અધર્મ, પાપ ને પુન્યથી થએલા આમય (રોગ) અને આરોગ્ય (રોગરહિતપણુ) ઉપર અને નીચે તેજ અને અંધારૂં સૃષ્ટકાલ અને સંહારકાલ વિગેરે દ્વંદ્વ (જોડલા) કહેલા છે તેવા ઇત્યાદી

## ૭ મા શ્લોકનો અર્થ.

જેઓના ધર્મમાં અત્યંત પવિત્રપાત્રમાં રાખેલું, અને અનેક મંત્રોથી પવિત્ર થયેલું ગૌમુત્ર પોતાના પ્રાણની શુધ્ધિ માટે પીવામાં* આવે છે, અને તેવીજ રીતના ગૌમુત્રપાનનેજ બહારનું અને અંદરનું સ્નાન કહેલું છે, અને જેઓને કટી ભાગમાં ફરતી કસ્તી ધારણ કરવામાં આવે છે, જે કટીમેખલાનો ત્યાગ કરીને નિદ્રા કે મંત્ર જપ કે દેવપુજન વિગેરે કોઇ પણ જાતની ધર્મક્રિયા થઇ શક્તી નથી તેમજ જેના ધર્મમાં કાયમ અભય સુખ આપનાર મોક્ષ તત્વ રહેલું છે તેવા, ઇત્યાદી.

## ૮ મા શ્લોકનો અર્થ.

હે ભુપાલ મોલે! અમારા પારસી બંધુઓને વેશ્યાઓ સાથે સંગ હોતો નથી. અને જેષ્ટ ભાઇ વિગેરે વડીલોને અમો પિતા તુલ્ય ગણીએ છીએ તેમજ અમારા શાસ્ત્રને અનુસારે શ્રાંધની સમાપ્તિમાં તેનો અંગભુત હોમ કરવામાં આવે છે, **તથા યજ્ઞ સિવાય માંસભક્ષણની આજ્ઞા અમારાં શાસ્ત્રમાં નથી** તથા સ્ત્રી રજસ્વલા હોય ત્યારે પૃથ્વીપર સુતી નથી. હે, નરદેવ! પારસીઓમાં વિવાહ કરતી વખતે લગ્નશુધ્ધિ એવી ચોકસીથી જોવાય છે કે, જેથી કરી પરણેલી સ્ત્રી મોટી ભાગ્યશાળી અને પુત્ર પૌત્રાદિના સુખવાલી થાય છે અને તેને વિધવાપણાનું દુઃખ ભોગવવાનો વખત આવતો નથી. હે રાજન! એવી રીતે જેનો શુધ્ધ આચાર હમેશાં આબાદીમાં આવેલો છે તે, અમો પારસીઓ છીએ. (આંઠમાં શ્લોકમાં કહ્યું છે કે, પારસીઓમાં વિવાહ કરતી વખતે લગ્નશુદ્ધિ એવી ચોકશીથી જોવાય છે કે જેથી કરી પરણેલી સ્ત્રી, મોટી ભાગ્યશાળી થાય છે વિગેરે વિગેરે તે ઉપરથી એમ જણાય છે કે, આ શ્લોકો બોલાયા તે વખતે વર વહુનાં ગ્રહો, બારીકીથી મેળવવાનો રિવાજ પારસીઓમાં ચાલુ હોવો જોઇએ એવું આ લેખકનું માનવું છે).

## ૯ મા શ્લોકનો અર્થ.

હે ભુપાલ! અમારી પારસી કોમમાં જ્યારે સ્ત્રી બાળકને જન્મ આપે છે ત્યારે તે સ્ત્રી ચાલીશ દિવસ સુધી પાક ક્રિયા કરવામાં ધ્યાન આપતી નથી અને નીંદ્રા ઓછી કરે છે તથા સ્નાન કરતી વખતે અને સૂર્યદેવનું પુજન કરતી વખતે મૌનવ્રત ધારણ કરીને પવન, અગ્નિ, પૃથ્વી, જલ, ચંદ્ર અને સૂર્યને યજ્ઞરૂપે ધ્યાન કરીને મંત્રનાં જપમાં તત્પર થાય છે એવી રીતે જેઓને ધર્મ અત્યુત્તમ અને મોક્ષ સુખને આપનાર છે તે અમો પારસીઓ છીએ.

---

* હાલનાં જે કેટલાક જરથોસ્તી ધર્મઅભ્યાસીઓ કહે છે કે, નીરંગદીનનો નીરંગ (તરો=ગૌમૂત્ર) પીવાનું આપણા ધર્મનાં કેડે ફરમાવ્યું નથી. તેમણે, ૭ માં સંસ્કૃત શ્લોકનો બારીકીથી અભ્યાસ કરવો.

## ૧૦ મા શ્લોકનો અર્થ.

હે રાજન! જેમના શાસ્ત્રમા છ માસ સુધી સુકાએલા અગર તથા ચંદનના કાષ્ઠથી તથા ઉત્તમ જાતના કર્પુર તથા સુગંધવાળા ધુપના પદાર્થોથી યોગ્ય, એવા મંત્રાત્મક અક્ષરોએ કરીને હમેશા પાચ વખત, અગ્નિદેવને પ્રસન્ન કરવા માટે હોમ કરવા કહેલો છે તથા યુગના અંતમા પણ જઇ ન શકે તેવી રીતે રાખના મોટા ઢગલામા અગ્નિ દેવનુ રક્ષણ કરવા જેઓ યત્ન કરે છે વળી પોતાની યુવતી સ્ત્રીઓમા જેઓ બહુ આસક્ત રહેતા નથી, અને કાયમ ન્યાય પ્રમાણે વર્તવાવાળા અમો પારસીઓ છીએ

## ૧૧મા શ્લોકનો અર્થ.

હે રાજન! જે પારસીઓ ગુરૂજનોનો ઉપદેશ હોવાથી શાસ્ત્રોમા કહેલી ઘેટાની (પુરૂષ જાતિ) ઉનના જાડા દોરાથી બનાવેલી સુંદર અને સર્પના આકારવાલી વિશાળ સુવર્ણના સમાન વર્ણવાલી તથા ગંગાજીના સ્થળમા સ્નાન કરવાથી જે પુન્ય થાય તેવા પુન્યને આપનારી અને તેથી કરીને ઉત્તમોત્તમ ફળ આપવાવાળી મેખલા કેડની પછાતનો નીચેનો ભાગ અને કેડની આગળનો નીચેનો ભાગ જેને પેડુ કહે છે તેની ઉપર લટક્તી રીતે ધારણ કરે છે તે અમો પારસીઓ છીએ

## ૧૨મા શ્લોકનો અર્થ.

હે રાજેદ્ર! જેઓ અવિચલ એવા "શ્રી હોરમજ નામના દેવને જળ, આકાશ, ચંદ્ર અગ્નિ પવન, પૃથ્વી અને સૂર્યરૂપે પોતાના મનમા ચિન્તવન કરે છે તથા ધર્મને આપનાર અને નિરંતર અભય (મોક્ષ) ને આપવાવાળા દેવના નામનો પાઠ નિરંતર કરે છે અને જેઓ પોતાના શરીરની શુધ્ધિ કરે તેવો આહાર કરતી વખતે મૌન ધારણ કરેછે તેઅમો પારસીઓ છીએ

## ૧૩મા શ્લોકનો અર્થ.

હે નરવર જાદવરાણા! જે અમારા પારસીઓના ધર્મમા સ્ત્રીઓને ઋતુ સમયના દિવસોમા સાત રાત્રિ વિત્યા બાદ સ્ત્રીની શુધ્ધિ ગણવામા આવે છે અને પ્રસવ સમયમા એક મહીનો વિત્યા પછી દેહની શુધ્ધિ ગણાય છે હે રાજન! એવો સુંદર અને પવિત્ર આચાર પાળવાથી અમારી સ્ત્રીઓ ધમેલા સુવર્ણની સરખી કાન્તિવાળી પરાક્રમી, બળવાળી અને ધૈર્યગુણને ધારણ કરનારી તથા શૂરવીરતાથી ભરપુર હોય છે

## ૧૪મા શ્લોકનો અર્થ.

પારસીઓ જાતિથીજ કાચન શુધ્ધ હોય છે માટે તેઓમાંથી કોઇ પણ વિચાર્યા વિના એટલે કે યજ્ઞ ક્રિયા સિવાય પશુને મારે તો તેના પાપ ધોવા માટે ગુરૂજનોના કહેવા પ્રમાણે ઘણા દિવસો સુધી ગૌમૂત્રથી સ્નાન પૂર્વક પંચગવ્યોથી શુદ્ધિ કરવામાં આવે છે એ પ્રમાણે જેઓનો આચાર હમેશાં ઉદયમાં આવ્યો છે તે પારસીઓ અમો છીએ.

## ૧૫મા શ્લોકનો અર્થ

હે માનવેન્દ્ર! પૂર્વના આચાર્યોએ રચેલા અને રચના સારી હોવાથી સુંદર એવા મોક્ષ માર્ગને આપનાર તથા સંસ્કારોના જાણનાર પંડિતજનોએ રચેલી ક્રિયાઓ વડે જેઓનો ધર્મ મોક્ષ આપનાર કેહેવાય છે, તથા જેઓના ધર્મની અંદર ભક્તિરસથી લપટાએલા મનની સાથે ઉત્તમ જાતિના અનેક પુષ્પાદિક ઉપહારોથી અગ્નિ, પૃથ્વિ અને સૂર્ય, એ ત્રણ દેવોની પૂજા કરવામા આવે છે તે પારસીઓ અમો છીએ.

## ૧૬મા શ્લોકનો અર્થ. *

હે ભૂપાલ મણે! સમગ્ર પ્રકારનાં વિજયને આપનાર અને અનેક પ્રકારનું ધન તથા સુખને કરનાર તેમજ પુત્ર તથા પૌત્રની વૃદ્ધિ આપનાર સર્વ પૂજ્ય દેવોમાં મુખ્ય એવા અમારા પ્રસિદ્ધ હોર્મજદ નામના દેવ તમારૂં રક્ષણ કરો તથા તમારા પાપનો નાશ કરો.

આવો આશિર્વાદ સાભળી રાજા અર્ધો શ્લોક કહે છે તેનો અર્થઃ—

**હે પારસી લોકો! નિરંતર વિજયશાળી, લક્ષ્મી વિજયના ઐશ્વર્યવાળા, અનેક પ્રકારના બળવિશિષ્ટ તમો, અમારા દેશમાં આવો અને પુષ્કલ વૃધ્ધિ પામો.**

---

* ૧૬ મા શ્લોકને વિષે એમ કહેવાય છે કે તેમાનો પહેલો અર્ધો જયદેવ રાણાને આશિર્વાદ રૂપે કહેવામા આવ્યો છે અને પાછલો અર્ધો જયદેવ રાણાએ પોતે પારસીઓને સંબોધીને કહ્યો છે. દસ્તુર અરેપનરીઆરછ કામદીનજીનો એવો મત છે કે ૧૬ મો શ્લોક પણ અકો અંધ્યારૂએલ શ્રી હોર્મજદ અને આતશની સ્તુતિમાં કહ્યો છે.

મરહુમ સ્કોલર શેઠ શાપુરજી કાવસજી હોડીવાલા, બી. એ. ના સુધારેલા ૧૬ સંસ્કૃત શ્લોકો, સંસ્કૃત તેમજ ગુજરાતીમાં અને સેવકે તેનો કરેલો ગુજરાતી અનુવાદ (તરજુમો) હેઠળ છે.

---

શ્લોક પહેલો.

सूर्यं ध्यायंति ये वै हुतवहममनिलं भूमिमाकाशमाद्यं
तोयो संपंचतत्त्वं त्रिभुनसदनं न्यासमत्रैस्त्रिसध्यं ।
श्री होर्मिज्दं सुरेशं बहुगुणगरिमाणं तमेवं कृपालुं
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः ॥

શ્લોક, ૧ લો.

સૂર્યં ધ્યાયંતિ યે વૈ હુતવહમનિલં ભૂમિમાકાશમાધં,
તોયો સંપંચતત્વ ત્રિભુવનસદનં ન્યાસમ ત્રૈસ્ત્રિસધ્ય ।
શ્રી હોર્મિજ્દં સુરેશં બહુગુણગરિમાણં તમેવ કૃપાલું
ગૌરા ધીરા સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ॥

**તરજુમો**:—જેઓ દિવસમા ત્રણવાર બુલન્દ મનસ્નીથી, સૂર્ય તેમજ પાચ તત્વો જેવાં કે અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી અને પ્રથમ ઉત્પન્ન થયલા આકાશની ન્યાયશ (સ્તુતિ) કરે છે, તેમજ જેઓ ત્રણ જગત (સ્વર્ગ, પૃથ્વી અને પાતાલ ?) ના અસ્તિત્વમા માને છે અને જેઓ, અતિ દયાળુ હોર્મઝદ, કે જે, સઘળા ફરેસ્તાઓનો સરદાર છે તથા અનેક સદગુણોએ કરીને સર્વ શક્તિમાન છે તેની પ્રશસા કરે છે, એવા સોહામણા, ૩ ચ્ચ કુલના, ધૈર્યવાન અને બહુ બળવાળા તે, અમો પારસીઓ છીએ.

શ્લોક બીજો.

स्नाने ध्याने सुपाठे हुतवहहवने प्राशने माल्यमौने
यात्रोर्के सप्तमोनं निदधति नृवराः सर्वदा सर्वदा नः ।
नानाधूपैः सुपुष्पैर्वरफलबहुलै पूजयंतीह धेनो
गौरा धीराः सुधारा बहुबलनिलयास्ते वय पारसीकाः ॥

શ્લોક, ૨ જો.

સ્નાને ધ્યાને સુપાકે હુતવહહવને પ્રાશને માલ્યમૈત્રે,
શાસ્ત્રોક્તં મપ્તસાનં નિદધતિ નૃવરાઃ સર્વદા સર્વદા નઃ।
નાનાધૂપૈઃ સુપુષ્પૈર્વરફલબહુલૈઃ પૂજયંતીહ ધિષ્ણ્યં,
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ॥

તરજુમો:—જેઓ ઉત્તમ આચારવાળા પુરૂષો તરીકે, ધર્મશાસ્ત્રમાં ફરમાવેલી, સાત પ્રકારની, જેવી કે સ્નાન કરતી વખતની, બંદગી કરતી વખતની, ધર્મશાસ્ત્રોનો પાઠ કરતી વખતની, આતશને સુખડ લોબાન વિગેરે અર્પણ કરતી વખતની, ભોજન કરતી વખતની, હાજતે જતી વખતની, અને પેશાબ કરતી વખતની સુપકૃતીનો અમલ કરે છે, તેમજ જેઓ કેટલીક જાતની સુગંધી વસ્તુઓ તથા સુંદર પુષ્પો અને ઉંચામાંનાં પુષ્કળ ફળો વડે આ જગતમાં પોતાની ધર્મક્રિયાઓ કરે છે, એવા સોહામણા ઉચ્ચ કુળના, ધૈર્યવાન અને બહુ બળવાળા તે, અમો પારસીઓ છીએ.

શ્લોક ત્રીજો.

रम्यं वस्त्रं पवित्रं कवचगुणमय कञ्चुकं नित्यमंगे
युक्तामूर्णासकुस्तीमदिमुखसमतावधना चैव कट्या।
मूर्धानं वस्त्रगुप्तं पटयुगलतले रक्षणं कुर्वतो ये
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः॥

શ્લોક, ૩ જો.

રમ્યં વસ્ત્રં પવિત્રં કવચગુણમયં કંચુકં નિત્યમંગે,
યુક્તામૂર્ણાસકુસ્તીમદિમુખસમતાબંધનાં ચૈવ કટ્યાં।
મૂર્ધાનં વસ્ત્રગુપ્તં પટયુગલતલે રક્ષણં કુર્વતો યે,
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ॥

તરજુમો:—જેઓ પોતાનાં શરીર ઉપર લડાઇનાં બખ્તરનાં જેવું એક પવિત્ર અને સ્વચ્છ વસ્ત્ર (સદરો) પહેરે છે, અને જેઓ સદરાની ઉપર કમરે એક ઉનની કુસ્તી બાંધે છે કે જે (કુસ્તીનો) નો દરેક છેડો, સાપના મુખના જેવો હોય છે અને જેને સગાન અંદરે બાદ સાંધીને બાંધવામાં આવે છે, તેમજ જેઓ, એક પાઘડી વડે પોતાનું માથું ઢાંકે છે કે જેની હેઠળ, બે કપડાના ટુકડાની બનાવેલી એક ટોપી મુકવામાં આવે છે, એવા, સોહામણા, ઉચ્ચ કુળના, ધૈર્યવાન અને બહુ બળવાળા તે, અમો પારસીઓ છીએ.

## શ્લોક ચોથો.

यन्मांगल्ये विवाहे कथितशुभदिने सुस्वरं गीतवाद्यं
श्रीखण्डं चंदनाद्यं वपुषि युवतयो धारयन्तीह येषा।
स्वाचाराद्ये पवित्रा बहुगुणनिधयो रम्यशास्त्रार्थयुक्ताः
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः॥

### શ્લોક, ૪ થો.

યન્માંગલ્યે વિવાહે કથિતશુભદિને સુસ્વરં ગીતવાદ્યં
શ્રીખણ્ડં ચંદનાદ્યં વપુષિ યુવતયો ધારયન્તીહ યેષાં।
સ્વાચારાદ્યે પવિત્રા બહુગુણનિધયો રમ્યશાસ્ત્રાર્થયુકતાઃ
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ॥

**તરજુમો**:—જેમની સ્ત્રીઓ, મંગલમય લગ્ન ક્રિયાઓમાં કે જે (ક્રિયાઓ)ને માટે, શુભ દિવસો અગાઉથી નિર્ધારવામા આવે છે તે દિવસોએ, મધુર ગીતો ગાય છે તથા વાજીંત્રો વગડાવે છે, તેમજ જેમની સ્ત્રીઓ, પોતાનાં શરીરે ચંદન અને બીજા સુગંધી પદાર્થો લગાડે છે અને આપલેના વહેવારમાં, પવિત્ર હોવાથી તેઓ જુદી જુદી જાતની ક્રિયાઓ કરે છે તથા આનંદદાયક ધર્મશાસ્ત્રોનુ અનુકરણ કરે છે. એવા, સોહામણા, ઉચ્ચ કુલના, ધૈર્યવાન અને બહુ બળવાળા તે, અમો પારસીઓ છીએ.

## શ્લોક પાંચમો.

येषा गेहे सुरम्यं मधुररसनयं चान्नदानादि नित्यं
कासारं कूपवापाजलपुलरचनं दानमेभिः प्रकारैः।
वस्त्राद्यं द्रव्यदानं ददाति गुणवता सर्वदा याचकाना
गौरा धीराः सुवीरा बहुबलनिलयास्ते वयं पारसीकाः

### શ્લોક, ૫ મો.

યેષાં ગેહે સુરમ્યં મધુરરસમયં ચાન્નદાનાદિ નિત્યં
કાસારં કૂપવાપીજલપુલરચનં દાનમેભિઃ પ્રકારૈઃ।
વસ્ત્રાદ્યં દ્રવ્યદાનં દદતિ ગુણવતાં સર્વદા યાચકાનાં
ગૌરા ધીરાઃ સુવીરા બહુબલનિલયાસ્તે વયં પારસીકાઃ॥

**તરજુમો**:—જેઓનાં ઘરોમાં, મીઠાં અને સ્વાદિષ્ટ અન્નનું દાન અપાયા કરે છે, તેમજ જેઓ, તળાવો, કુવાઓ, વાવો, અને નદીઓ ઉપર પુલો

બાધવા જેવા સખાવતના કામો કરે છે તથા જેઓ, ગરજવતા યાચકને, (ભિક્ષુકોને) સદા ધન અને વસ્ત્રો દાનમા આપે છે, એવા સોહામણા, ઉચ્ચ કુલના ધૈર્યવાન અને બહુ બળવાળા તે અમો પારસીઓ છીએ.

### શ્લોક છઠ્ઠો.

यादृग् हर्षो विपादः सुखमसुखमहोज्ञानमौने च यादृक्
धर्माधर्मौ च यादृग् विमलकुलक्षतौ यादृगारोग्यरोगौ ।
उर्ध्वाधस्तौ च यादृग् द्युतितिमिरमयौ सृष्टिसंहारकारौ
येषामुक्तौ मते द्वौ निरविधिपुरुषौ ते वयं पारसीकाः ॥

### શ્લોક, ૬ ઠ્ઠો.

યાદૃગ હર્ષો વિપાદઃ સુખમસુખમહોજ્ઞાનમૌને ચ યાદૃક્
ધર્માધર્મૌ ચ યાદૃગ્ વિમલકુલક્ષતૌ યાદૃગારોગ્યરોગૌ।
ઉર્ધ્વાધસ્તૌ ચ યાદૃગ્ દ્યુતિતિમિરમયૌ સૃષ્ટિસંહારકારૌ
યેષામુક્તૌ મતે દ્વૌ નિરવિધિપુરૂષૌ તે વયં પારસીકા. ॥

**તરજુમો :–** જેઓ સમજે છે કે, ખુશહાલી તથા દિલગીરી, સુખ તથા દુઃખ, જ્ઞાન, તથા અજ્ઞાન, અરોઇ તથા દરવંદી, રોગ તથા આરોગ્ય, રોશની તથા અંધારૂં, ઉત્પત્તિ તથા નાશ, એ, સૃષ્ટિ રચનાના જોડકાઓ છે, તેમજ તેઓ એમ પણ સમજે છે કે, જેવું માણસ હશે તેવો તેને બીજા ભવમા બદલો મળશે, એવા વિચારવાળા, તે અમો પારસીઓ છીએ.

### શ્લોક સાતમો.

गोमूत्रैर्मंत्रपूतैः शिरवदनमिताः स्त्रीपय पानशुद्धाः
बाह्यातस्नानमुक्त तदनुपरिवृता मध्यदेशे च मुद्रा ।
मुद्राबाह्य न निद्रा जपनवमनसा स्वादुपूजादिकार्ये
येषां मार्गे हि तत्व सततमभयन ते वयं पारसीका ॥

### શ્લોક, ૭ મો.

ગોમૂત્રૈર્મંત્રપૂતે. સિરવદનમિતા. સ્રીપય પાનશુદ્ધાઃ
બાહ્યાતસ્નાનમુક્ત તદનુપરિવૃતા મધ્યદેશે ચ મુદ્રા।
મુદ્રાબાહ્યં ન નિદ્રા જપનવમનસા સ્વાદુપૂજાદિકાર્યે
યેષા માર્ગે હિ તત્વં, સતતમભયન તે વયં પારસીકાઃ॥

તરજુમો:—જેઓ, ધર્મશાસ્ત્રમા ફરમાવ્યા પ્રમાણે, માથવાણી (મ ત્રો) વડે પવિત્ર થયલુ ગૌમૂત્ર, મોઢા અને માથા વિગેરે ઉપર લગાડીને બહાર અને અ દરથી શુધ થાય છે અને સ્ત્રીઓએ આણેલા પાણી વડે નાહીને ચોખ્ખા બને છે તે પછી તેઓ, પોતાની કેડની આસપાસ બ ધની (કુસ્તી) બાવે છે, કુસ્તી બાંધ્યા વિના તેઓ, ઉ ઘી, ખાઇ કે પ્રાર્થના કરી શકતા નથી, તેમજ જેઓ, મ ત્રવાણીથી પવિત્ર થયલા મન વડે સુ દર ભા તમા લિન્ન થાય છે અને જેઓના ધર્મનો આચાર, સદા સમાન તથા નિર્ભય છે, એવા તે, અમો પારસીઓ છીએ.

## શ્લોક આંઠમો.

काष्टै॰ षण्मासशुष्कैरगुरुमलयजै: काष्टकर्पूरधूपै
होम स्यात् पचकाल प्रतिदिनमुदितैरक्षरैर्मन्त्रयुक्तैं ।
निर्वाणाग्निस्तु सूर्याहृतघनरचिरैर्नो युगातेऽपि येषा
सत्यन्याये कुनिष्टा न च युवतिरतास्ते वय पारसीका ॥

## શ્લોક, ૮ મો.

કાષ્ટૈઃ પણ્માસશુષ્કૈરગુરુમલયજૈઃ કાષ્ટકર્પૂરધૂપૈઃ
હોમઃ સ્યાત્ પ ચકાલ પ્રતિદિનમુદિનૈરક્ષરૈર્ મંત્રયુક્તૈ.॥
નિર્વાણાગ્નિસ્તુ સૂર્યાહ્રતઘનરુચિરૈર્નોયુગાતેઽપિ યેષા
સત્યન્યાયેઃ કુનિષ્ટા ન ચ યુવતિરતાસ્તે વય પારસીકાઃ॥

તરજુમો:—જેઓ, પવિત્ર મ ત્રોના ઉચ્ચારવડે, આતશ ઉપર અગર તથા છ માસનુ સુકાયલું સુખડ તથા સુગ ધી, કાઠી અને કપુર મુકીને દિવસમા પાચ વાર હોમ કરે છે (પાચ ગેહમા બોય દેવાને લગતો આ ઇશારો છે) ચ થી પ થરાયલા વાદળાઓ વડે ભીનાયલા લાકડા મુખ્વાથી, જો આતશ બુઝાઇ જાય તો, તેઓમા કદી પણ હોમ થતો નથી. વળી તેઓ, સત્યાચરણના ન્યાય પ્રમાણે, માત્ર પોતાની પત્નિઓનેજ વળગી રહે છે અને તેઓમા ખોટી રીતે આસકત (હવસી) રહેતા નથી, એવા તે, અમો પારસીઓ છીએ

## શ્લોક નવમો.

येषामेवागना या ऋतुसमयदिना सप्तरात्रौमवेयु॰
पूता॰ सूताश्च मासे प्रसवनसमयाद् देहशुद्धास्तथैव।
रम्याचारेण गौरा नवकनकनिभा वीर्यवन्त्यो वलिष्टा
पूतात्मानोपि नित्य वीकसितवदनास्ते वय पारसीका ॥

શ્લોક, ૯ મો.

યેષામેવાંગના યા ઋતુસમયદિના: સપ્તરાત્રૌભવેયુ:
પૂતા: સૂતાશ્ચ માસે પ્રસવનસમયાદ્ દેહશુદ્ધાસ્તથૈવ।
રમ્યાચારેણુ ગૌરા નવકનકનિભા વીર્યવન્ત્યો બલિષ્ટા:
પૂતાત્માનોપિ નિત્યં વિકસિતવદનાસ્તે વયં પારસીકા:॥

તરજુમો:—જેઓ પવિત્ર હૃદયના છે અને જેમની સ્ત્રીઓ, માસિક માંદગીમાથી સાતમી રાતે પવિત્ર થાય છે અને બાળકને જન્મ આપ્યા પછી જન્મના દિવસથી બરોબર એક મહીને, શરીરે શુધ્ધ બને છે તેમજ તેઓ સદાચારી વર્તણુકને લીધે, ઉમદા ખવાસની, સુવર્ણના ઘરેણા વડે શોભતી, કાન્તિમાન, બળવાળી અને સદા હસ્તા વદનવાળી હોય છે એવા તે, અમો પારસીઓ છીએ.

શ્લોક દશમો,

वेश्याभिर्न संग. पितृषु शुचिमुखं श्राद्धमग्निं च धेयो
नो मास यत्रवाह्य स्वपिति महिधरासप्यहो पुष्पनारी।
वैवाह्या लग्नशुद्धिर्न हि भवति शुचिर्भर्तृहीनापुरंध्री
येषामाचार एवं प्रतिदिनमुदितस्ते वयं पारसीकाः॥

શ્લોક, ૧૦ મો.

વેશ્યા ભિર્નસંગ: પિતૃષુ શુચિમુખં શ્રાદ્ધમગ્નિશ્ચ ધેયો,
નો માસં યત્રબાહ્યં સ્વપિતિ મહિધરાસપ્યહો પુષ્પનારી।
વૈવાહ્યા લગ્નશુદ્ધિર્ન હિ ભવતિ શુચિર્ભર્તૃહીનાપુરંધ્રી,
યેષામાચાર એવં પ્રતિદિનમુદિતસ્તે વયં પારસીકા:॥

તરજુમો:—જેઓ વેશ્યાઓનો સંગ કરતા નથી અને જેઓ પોતાની ક્રવશિઓ (અનુશેઠ રવાનોઅને ફરોહરો) ની યાદમા પવિત્ર ક્રિયાઓ કરે છે, અગ્નિની રક્ષા કરે છે અને જેઓ, જશનની ક્રિયા વિના બીજે કોઇ પ્રસંગે માંસનો આહાર કરતા નથી અને જેઓની સ્ત્રીઓ માસિક માંદગી દરમ્યાન ભોંય ઉપર સુતી નથી તથા જેઓમાં લગ્નને પવિત્ર વસ્તુ તરીકે ગણવામાં આવે છે, અને જેઓમાં પરણેલી સ્ત્રી, જો ધણી વગરની હોય તો, પવિત્ર (સઅનવંતી) ગણાતી નથી. જેઓ, દિનપરદિન, આવા રીવાજોનું પાળન કરવામા ખુશહાલ રહે છે. એવા તે, અમો પારસીઓ છીએ.

## શ્લોક અગ્યારમો.

चत्वारिंशद्दिनानि प्रचरति न वधुः पाककार्ये प्रसूता
मौनायस्त्वल्पनिद्रा जपनविधिरता स्नानसूर्यार्चनेषु।
ध्यायंते चैव नित्यं मरुदनलधरातोयचद्रार्कयज्दान्
येषा वर्णे विदीना. सततमभियतास्ते वयं पारसीका. ॥

**શ્લોક, ૧૧ મો.**

ચત્વારિંશાદ્દનાનિ પ્રચરતિ ન વધુઃ પાકકાર્યે પ્રસૂતા
મૌનાદ્યસ્વલ્પનિદ્રા જપનવિધિરતા સ્નાનસૂર્યાર્ચનેષુ।
ધ્યાયંતે ચૈવ નિત્યં મરુદનલધરાતોયચંદ્રાર્કયજ્દાન્
યેષાં વર્ણે વિદીનાઃ સતતમભિયતાસ્તે વયં પારસીકાઃ॥

**તરજુમો:**—જેમની સ્ત્રીઓ બાળકને જન્મ આપ્યા પછી રાંધવા વિગેરેના કામમા નહિ રોકાતાં ૪૦ દિવસ સુધી એકાંત સ્થાનમા સંપૂર્ણ આરામ લે છે અને શુધ્ધ થયા પછીજ શાત બંદગીઓમા ભાગ લે છે તથા સૂર્યની સ્તુતિના ગીતો ગાય છે તથા જેઓ અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી સૂર્ય, ચંદ્ર અને યઝદોની હમેશા ઉત્તમ પ્રકારે આરાધના કરે છે, અને જેઓના ધર્મમા, પરધર્મવાળાઓને લેવાની (વટલાવવાની) મના કરવામા આવી છે. એવા તે, અમો પારસીઓ, છીએ

## શ્લોક બારમો.

पानीयं व्योम चंद्रं हुतवहमनिलं भूमिमादित्यमेवं
श्रीहोर्मिज्दं च दातारमचलममरं चेतसा चिन्तयन्ति।
नित्यं ये न्यासपाठं विदधति जयदं धर्मदं कामदं च
आहारे मौनमादौ तनुशुचिकरणे ते वयं पारसीका

**શ્લોક, ૧૨ મો.**

પાનિયં વ્યોમ ચંદ્રં હુતવહમનિલં ભૂમિમાદિત્યમેવં
શ્રીહોર્મિજદં ચ દાતારમચલમમરં ચેતસા ચિન્તયન્તિ।
નિત્યં યે ન્યાસપાઠં વિદધતિ જયદં ધર્મદં કામદંચ
આહારે મૌનમાદૌ તનુશુચિકરણે તે વયં પારસીકાઃ॥

**તરજુમો:**—જેઓ, આ પ્રમાણે, ઉંચ્ચ મનોભાવના વડે, સૂર્ય, અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી તથા કલ્યાણકારી, અચલ, અને અજરામર એવા અહુરમઝદનું મનન કરે છે. અને જેઓ સર્વદા, ફતેહમંદી, અશોઇ તથા મનો

વાંચ્છનાને બર 'લાવનારી ન્યાયશો લણે છે, અને જેઓ જમતી અને સ્નાન-કરતી વખતે મૌન (ચુપકીદી) ધારણ કરે છે. એવા તે, અમો પારસીઓ છીએ.

### શ્લોક તેરમો.

ऊर्णामय्या भृतायामतिफलबहुला जाह्नवीस्नानतुल्या
येषा नित्यं नराणा धनगुणरचिता हेमवर्णा च रम्यां।
योगाकारा विशाला गुरुजनवचनैर्मेखला धारयंते
शास्त्रोक्तेः श्रोणिदेशेऽरतरुवचमिदं ते वयं पारसीकाः॥

શ્લોક, ૧૩ મો.

ઉર્ણામય્યાં ધૃતાયામતિફલબહુલાં જાહ્નવીસ્નાનતુલ્યાં
યેષાં નિત્યં નરાણાં ધનગુણરચિતાં હેમવર્ણાંચ રમ્યાં।
યોગાકારાં વિશાલાં ગુરુજનવચનૈર્મેખલાં ધારયંતિ
શાસ્રોક્તેઃ શ્રોણિદેશેઽરુતકવચ મિદં તે વયં પારસીકાઃ ॥

**તરજુમો:**—જેઓ, પોતાના વડીલો (ધર્મગુરૂઓ)નાં આદેશ (શિક્ષણ) પ્રમાણે હંમેશાં ઉનની બનાવેલી જાદા દોરાઓમાંથી વણેલી, સોનેરી રંગની, જેવામાં સુંદર, લાબી અને નેતરના જેવી ફરતી કે જે, ગંગાજીમાં સ્નાન કરવાથી મળતા પુણ્ય સમાન મોટું પુણ્ય (સવાબ) આપનારી છે, તેને કટિ-લાગ (કમ્મર)ઉપર બાંધે છે, તેમજ જેઓ, ધર્મશાસ્રોનાં ફરમાન પ્રમાણે બખ્તરનાં જેવા અખંડ સદરા પણ પહેરે છે, એવા તે અમો પારસીઓ છીએ.

### શ્લોક ચૌદમો.

प्रायश्चित्तं पवित्रं पशुमपि सहसा हंति चेत्पंचगव्यं
गोमूत्रं स्नानपूर्वं धनतरदिवसैः शुद्धिरेवं मनोज्ञा।
नित्यं नित्यं गुरुणा सुवचनकरणं कल्मषक्षालनार्थं
येषामाचार एवं प्रतिदिनमुदितस्ते वयं पारसीकाः॥

શ્લોક, ૧૪ મો.

પ્રાયશ્ચિત્તં પવિત્રં પશુમપિ સહસા હંતિ ચેત્પંચગવ્યં
ગોમૂત્રં સ્નાન પુર્વં ધનતરદિવસૈઃ શુદ્ધિરેવં મનોજ્ઞા।
નિત્યં નિત્યં ગુરૂણાં સુવચનકરણં કલ્મષક્ષાલનાર્થં
યેષામાચાર એવં પ્રતિદિનમુદિતસ્તે વયં પારસીકાઃ ॥

**તરજુમો :**—જો, અકસ્માતથી પશુ તેઓને હાથે એકાદ પશુનો વધ થાય તો, **તેના પ્રાયશ્ચિત તરીકે, પંચગવ્ય** (છાશ, ગોમૂત્ર, દૂધ, દહીં અને ઘી) **વડે તેઓ, શુધ્ધિની ક્રિયા** (બરસ્નુમ?) **કરે છે, અને ઘણા દિવસ ગયા કે તે, પુર્ણ પવિત્ર બને છે.** તેમજ પાપના નિવારણને ખાતર, તેઓ, સર્વદા પોતાના પૂર્વજોનાં શુભ શિક્ષણો (આચારો) નું અનુકરણ કરે છે અને દિનપ્રતિદિન, ઉપરોકત આચારો (તરીકતો)નું પાળન કરવામા, તેઓ આનંદ માને છે, એવા તે અમો પારસીઓ છીએ.

## શ્લોક પંદરમો.

पूर्वाचार्यप्रबंधैर्विरचितरुचिरैर्मोक्षमार्गप्रदातै·
संस्कारैः सस्थितानां विकसितविधिना कथ्यते व्योम दार्वं।
सर्वेषा च त्रयाणां दहनवसुमतीभास्कराणां च पूजा
शुद्धे रम्या य एवं प्रगदितमहिमास्ते वयं पारसीकाः॥

## શ્લોક, ૧૫ મો.

પૂર્વાચાર્યપ્રબંધૈર્વિરચિતરુચિરૈર્મોક્ષમાર્ગપ્રદાતે·
સંસ્કારૈઃ સંસ્થિતાનાં વિકસિતવિધિના કથ્યતે વ્યોમ દાર્વં ।
સર્વેષા ચ ત્રયાણાં દહનવસુમતીભાસ્કરાણાં ચ પૂજા
શુધ્ધે રમ્યા ય એવં પ્રગદિતમહિમાસ્તે વય પારસીકા.।।

**તરજુમો:**—જેઓને વિષે એમ કહેવાય છે કે, તેઓના પ્રાચિન ધર્મગુરૂઓ તરફથી મનોહર ભાષામા રચાયલા અને મોક્ષ (સ્વાન બોખ્તગી)ને માર્ગે લઇ જનારા મંત્રો અને ધાર્મિક આચારો (તરીકતો)નુ તેમજ ઇશ્વરપ્રેરિત ફરમાનોનુ, જો તેઓ, નિત્ય સેવન કરે તો, તેઓ ઉંચા સ્વર્ગે સીધાવે છે. તથા જેઓ, પવિત્રાચાર (અશોઇ)મા આનંદ લે છે, એવા મહિમાવાન પુરૂષો, તે, અમો પારસીઓ છીએ.

## શ્લોક સોલમો.

श्री होर्मिज्दमुखं सकलविजयकृत्पुत्रपौत्रादि दृंध्यै
दाता श्री आतशोय स भवतु भवता पापनाशाय नित्यम्।
श्री सूर्य. स्वाञ्रूलो वहुतरफलदा न्यासजाप्याय पंच
हे सर्वे पारसीका असुरविजयिनो शातु मान्य च नित्यम्॥

શ્લોક, ૧૬ મો.

શ્રી હૅારમિઁજદમુખં સકલવિજયકૃત્પુત્રપૌત્રાદિ દ્રશ્યૈ
દાતા શ્રી આતશોયં સ ભવતુ ભવતાં પાપનાશાય નિત્યમ્।
શ્રી સૂર્ય. સ્વાનુકૂલો બહુતરફલદા ન્યાસનાપ્યાય પચ
હે સર્વે પારસીકા અસુરવિજયિનો યાંતુ માન્યં ચ નિત્યમ્।।

તરજુમોઃ-હે સર્વે પારસી બધુઓ! સર્વશક્તિમાન અહુરમઝદ, તમારા પુત્રે અને તેમના પણ પુત્રોની આબાદી (કલ્યાણ) ઉપર દ્રષ્ટિ (નિગાહ) રાખે અને આ કલ્યાણકારી અગ્નિ (આતશબહેરામ) સર્વદા તમારાં પાપોનો નાશ કરે તેમજ આ દયાળુ સૂર્ય અને પાચ તત્વો (અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી અને આકાશ) કે જે, મોટું કલ્યાણ કરનારા છે, તે તમારી ન્યાયશોને લાયકના થાય (તમારી ન્યાયશોને કબુલ રાખે) તેમજ તમો, અસુરોની ઉપર ફતેહમદ નિવડતા રહો અને સદા મોટું માન પામતા રહો

અય હમદીનો! ઉપર જણુવેલા ૧૬ સંસ્કૃત શ્લોકોમા વર્ણુવેલા આચારો મુજબ પૂરેપુરા નહિ તો થોડાક પ્રમાણુમાં પણ જો, આપણે અત્યારે આપણુ જીવન ગુજારશુ અને દીન ધર્મને ચીવ્વટપણે વળગી રહીશુ તો, આપણે ગમે તેવા આકરા સજોગોમા પણ એક અખડ કોમ તરીકે જળવાઇ રહીશું.

ઉપલા સસ્કૃત શ્લોકો અને તેના અર્થ ઉપરથી અય હમદીનો! તમો અચ્છી રવેશે જોઇ શકયા હશો કે, આપણી દીનમા આતશ કેવુ મોટું અગ્રસ્થાન ધરાવે છે. અને આપણી કોમના સદભાગ્યે જે એકવાર ફરીથી આતશ પાદશાહ આપણા દરેકના ઘરમા ચાલુ રહેવા પામશે તો, જેવી રીતે એક લોઢાનો સળીયો વિજળીના હુમલામાથી ઘરનું રક્ષણ કરે છે, તેમ આ હોરમઝદનો પુત્ર યાને આતશ આપણા ઘરમાથી કજીયા કંકાસ અને કીસમ કીસમની બીજી અનેક બદીઓને દૂર કરવા સામર્થવાન બનશે; અને ફરીથી આપણા જરથોસ્તી ઘરો બદગી તેમજ તુંદેરસ્તપ અને મહોબતની ભલી અસરોથી ઉભરાતી રહેશે, પણ હુ તમોને આ બાબદમા એક અતિ અગત્યની અને અનિવાર્ય વાત કહેવા માગું છુ કે, આતશને તેમજ મોબેદને બહુજ નિકટનો સબધ છે. અહુરમઝદ પોતે, સૌથી આલા નરતબાના આદર ફ્રોબા નામના આતશનું એક અતિ પવિત્ર સ્વરૂપ છે અને જે મોબેદ, (બેહદીન પણ ખરોજતો) આ જગતમાં, આતશને બહુ આદર-

માન અને પાકીથી જાળવી રાખે છે તે વધુ ને વધુ અષો બનતો જઇને પોતાના ખાકી તનુમા અહુરમઝદને ઘણો ખીનવે છે એટલે પોતે અહુરમઝદની ઘણો નઝદીક પહોચીને અહુરમઝદ સમાન બને છે,*

માટે, તમો મોબેદોની બહેતરી તરફ આખવિચામણા કરશો નહિ જો એ વર્ગ નહિ જળવાયો તો આપણી કોમનો યાને દીનની કમ્મરનો કાટોજ તુટી ગયો એમ સમજજો આ વર્ગ બહુ મહાન, શ્રેષ્ઠ અને અલૌકિક છે અને તે વિષે **મનુસ્મૃતિ**ના ૧ લા અધ્યાયના ૯૫–૯૬–૯૭–૯૮–૯૯–૧૦૦ મા શ્લોક તેમજ ૮ મા અધ્યાયના ૩૮૧ મા શ્લોકમા કહે છે કે.—

यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकस ॥
कव्यानि चैव पितर किं भूतमधिक तत ॥ ९५ ॥
भूताना प्राणिन श्रेष्ठा प्राणिना बुद्धिजीविन ॥
बुद्धिमत्सु नरा श्रेष्ठा नरेषु ब्राह्मणा स्मृता ॥ ९६ ॥
ब्राह्मणेषु च विद्वासो विद्वत्सु कृतबुद्धय ॥
कृतबुद्धिषु कर्त्तार कर्तृषु ब्रह्मवेदिन ॥ ९७ ॥
उत्पत्तिरेव विप्रस्य मूर्त्तिर्धर्मस्य शाश्वती ॥
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८ ॥
ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ॥
ईश्वर सर्वभूताना धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥
सर्वं स्व ब्राह्मणस्येद यत्किञ्चिज्जगतीगतम् ॥
श्रैष्ट्येनाभिजनेनेद सर्वं वै ब्राह्मणोर्हति ॥ १०० ॥
न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि ॥
तस्मादस्य वध राजा मनसापि न चिन्तयत् ॥ ३८१ ॥

---

* આપણામા એક વાર્તા (રેવાયત) ચાલી આવી છે કે અષો ઝરથુસ્ત્રે દાદાર હોરમઝદને પ્રત્યક્ષ (પોતાની રૂબરૂ) જોવા માગ્યો ત્યારે, તેવણને દાદાર હોરમઝદ તરફથી એવો જવાબ મળ્યો કે અય અષો ઝરથુસ્ત્ર ! હુ મીનોઆન મીનો છુ યાને દેખતા તો શુ પાપુ અણદેખઇતાઓ સુધા મને જોઇ શકતા નથી, છતા, જો તારી ખાહેશ, મને નજરો નજર જોવાનીજ હોય તો તુ અષો મરદનો હાથ પકડ, કેમકે, અષો મરદમા મારી હાજરી ઘણી સારી ખીલી રહે છે ’

અર્થ :—અધ્યાય ૧ લો શ્લોક (૯૫) દેવતાઓ (યઝદો) જેના મુખથી હવ્યોનું (જમવામાં લીધેલાં અન્નનું) ભોજન કરે છે તથા પિતૃઓ (અષોનાં રવાનો યથા ફરોહરો) કવ્યોનું ભોજન કરે છે તે બ્રાહ્મણોથી (મોબેદોથી) જગતમાં બીજું કોણ ઉત્તમ હોય ?

(૯૬) સઘળી પેદાવશોમાં પ્રાણીઓ શ્રેષ્ટ છે, પ્રાણવાળાઓમાં બુદ્ધિવાળા જીવો શ્રેષ્ટ છે.

બુધિવાળા જીવોમા મનુષ્યો ઉત્તમ છે અને મનુષ્યોમાં પણ બ્રાહ્મણો (મોબેદો) ઉત્તમ છે.

(૯૭) બ્રાહ્મણોમાં (મોબેદોમા) પણ વિદ્વાનો શ્રેષ્ટ છે, વિદ્વાનોમા પણ ધર્મએ ફરમાવેલાં કર્મો કરવાની બુદ્ધિવાળાઓ શ્રેષ્ટ છે અને ધર્મએ ફરમાવેલાં કર્મો કરનારાઓમા જેઓ, તે કર્મો કરે છે તે શ્રેષ્ટ છે અને તે કર્મો કરનારાઓમાં પણ બ્રહ્મવેતા પુરૂષો (અહુરમઝદને પીછાણનારા મોબેદો) શ્રેષ્ટ છે.

(૯૮) બ્રાહ્મણની (મોબેદની) ઉત્પત્તિજ ધર્મની શાશ્વતી (જાવેદાન) મૂર્તિ છે; કારણ કે તે ધર્મને માટે ઉત્પન્ન થયલો છે અને મોક્ષને માટે (રવાન બોખ્તગીને માટે) કલ્પાયેલો છે.

(૯૯) બ્રાહ્મણ જન્મ પામતાજ પૃથ્વીમાં સૌથી શ્રેષ્ટ ગણાય છે અને સર્વ પ્રાણીઓનાં ધર્મ ભંડારની રક્ષા કરવા માટે સમર્થ મનાય છે.*

(૧૦૦) પૃથ્વીમાં જે કાંઇ ધન છે તે સઘળું બ્રાહ્મણનું (મોબેદનું) છે. ઉત્તમપણાને કારણે તેમજ માનને લાયક હોવાથી આ સર્વ ધનને લાયક બ્રાહ્મણજ છે.

**અધ્યાય ૮ મો શ્લોક ૩૮૧ મો. અર્થ**:—આ જગતમાં, બ્રાહ્મણને (મોબેદને) મારી નાખવાના કરતા વધારે મોહું પાપ બીજું કોઇજ નથી, માટે રાજાએ, મનમા, બ્રાહ્મણને મારવાનો વિચાર સુધાં કરવો નહિ.

એટલુંજ નહિ પણ અહુરમઝદ સુધાં પોતે મિનોઇ દુન્યાના એક મોટામાં મોટા આથ્રવન યાને બ્રાહ્મણ છે અને તેઓ પોતે, અહુદિક

---

* આપણા અષો ઝરથુસ્ત્ર સાહેબ મઝદયસ્નાન મગવપત યાને મોબેદોનાં મોબેદ યાને પીરે માહવાન ગણાય છે, કેમકે, તેઓ મોટા આથ્રવન યાને બ્રાહ્મણ હતા અને તેઓ જન્મ પામ્યા ત્યારે તેમનું મહાત્મય દેખાડવા કાજે આખી કુદરત પોકારી ઉઠી હતી કે, "ઉશતા નો ઝાતો આથ્રવ, યો સ્પિતામો ઝરથુશ્ત્રો." શુક્રાના ! (દાદાર અહુરમઝદના) કે, આપણે માટે એક આથ્રવન પેદા થયો છે કે જે, સ્પિતમાન ઝરથુસ્ત્ર છે. (ફ્રવરદીન યસ્ત, કરદે ૨૩ મો.)

રીતે અમશાસ્પન્દો, મીનો, દય, ફરરોખ અને યઝદોની સાથે મળીને કુદરતમાં મોટી મોટી "યસ્ન" કરતા રહ્યા છે.

અય હમદીનો! ઉપલા શ્લોકોમાં દર્શાવેલા વિચારો ઉપરથી તમો સહેજે સમજી શકશો કે, આ બ્રાહ્મણો કહેતાં મોબેદો, ખહેદીનોનું તારણ કરનારાં, ચીન્વત પુલ પસાર કરાવીને રવાનને મોક્ષ (રવાન બોખ્તગી) એટલે જન્મ મરણનાં ફેરામાંથી કાયમની મુક્તિ અપાવનારા અને જીવાત્માને માટે અતિ કલ્યાણકારી તેમજ હર્ષ આપનારાં "ક્ષ્નૂમ" યાને બુલન્દ આત્મજ્ઞાનના, અહુરમઝદ તરફથી નિમવામાં આવેલા, મોટા અધિકારીઓ યાને રખેવાલો છે; માટે, તેઓનાં રક્ષણ અને બહેતરી માટેના સઘળા પ્રયાસો આપણી કોમે પહેલાં હાથ ધરવા જોઇએ. બીજું એ કે રવાનને મુક્તિ યાને મોક્ષ અપાવનારાં સર્વ સાધનોમા આત્મજ્ઞાનનું સાધન ઉત્તમ છે અને તે વિષે મનુસ્મૃતિનાં ૮૩ અને ૮૫ માં શ્લોકોમા કહ્યું છે કે:—

> वेदाभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणा च संयम. ॥
> अहिसा गुरुसेवा च नि श्रेयसकरं परम ॥ ८३ ॥
> सर्वेषामपि चैतेषामात्मज्ञान परं स्मृतम् ॥
> तद्ध्यग्र्यं सर्व विद्याना प्राप्यते ह्यमृत तत ॥ ८५ ॥

**અર્થ:**—વેદનો અભ્યાસ, તપશ્ચર્યા, જ્ઞાન, ઇંદ્રિયોનો સયમ, અહિંસા અને ગુરૂસેવા એઓ કલ્યાણના એટલે મોક્ષના ઉત્તમ સાધનો છે.

(૮૫) પણ, ઉપર કહેલા સર્વ સાધનોમા, આત્મજ્ઞાનને ઉત્તમ સાધન કહેલું છે. કારણ કે, સર્વ વિદ્યાઓમા તે પ્રધાન છે અને તેનાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે

ઉપલા કથણ ઉપરથી અય હમદીનો! તમો સમજી શકશો કે, મોબેદ વર્ગનો દરજ્જો આ જગતમાં બહુ અપૂર્વ અને મહાન છે. એ વર્ગેજ આપણી કોમના કેટલાક નામાંકિત નરોને જન્મ આપ્યો છે અને એઓએજ ભૂતકાળમા અનેક સંકટો, હાદેસાઓ તેમજ તાનાઝની ખમીને આપણી દીન આઇનના ક્રિયાકામોને આજ સુધી જાળવી રાખ્યાં છે. **એઓનાં પગ ધોઇને આપણે પાણી પીએ તો, તે પણ ઓછું** છે—એટલો બધો મહિમા આ મોબેદ વર્ગનો છે; માટે, એઓની હાલત સુધારવા માટે આપણી કોમે અને કોમના ટ્રસ્ટી સાહેબોએ તુરતજ જરૂરી પગલા ભરવાં જોઇએ.

## મોબેદ ભાઇઓને થોડાક શબ્દો.

**Awake! arise! or be for ever fallen!**

**અર્થ** :—જાગો! ઉઠો! નાહીં તો હમેશ માટે પડતીમાં રહો!

આ તકે, મારા માનવંત દસ્તુર, મોબેદ અને એર્વદ સાહેબોને બહુ માનપૂર્વક વિનતિ કરૂં છું કે તમો સઘળાઓએ હવે તમારી વચ્ચેની તમામે તમામ નાની મોટી મતફેરીઓ, ગેરસમજુતીઓ તેમજ કજીઆ કંકાસો બાજુએ મુકી દઇને આ નાનકડી પારસી કોમ (કે જેની કમ્મરનાં તમો કાંઠા સમાન છો) ની બહેતરી માટે બહાર પડવુ જોઇએ. અય વ્હાલા મોબેદ બેરાદરો! તમો તો ખરેખરા ઇશ્વરી પ્રભાવવાળા અને સૂર્ય સમાન તેજસ્વી પુરૂષોના વંશજો છો તમારા મુખની વાણી તેજ ઇશ્વરની વાણી, એવો તમારો અદભૂત પ્રભાવ છે. અફસોસ! કે આજે તમો, તમારી તે ઇશ્વરી મોટાઇ ખોઇને નાનકડા અર્થ વિનાના ઝઘડામાં (Petty-mindedness) પડીને નાહકના રીબાઓ છો, હિણાઓ છો અને બહેદીનોને પણ રીબવા દેઓ છો "તું મોટો કે હું મોટો" "તારો કક્કો ખરો કે મારો ખરો" "તું વધુ જાણે કે હું વધુ જાણું" "તું તો.... આવો તેવો અને હું તો ફલાણો ચીણો" એવાં એવા વેણો અય વ્હાલા હમદીનો અને મિત્રો! તમોને ન શોભે તમારા વર્ગની ભૂતકાળની કારકીર્દી ખચીતજ તમોને તેમજ અમોને કેટલી બધી હરખાવનાગી છે, તે, અમો તેમજ તમો કયા નથી જાણતા? તમોએ જરથોસ્તી દીન આઇનને તેમજ બેહદીનોને બચાવી રાખવા કેવા કેવા અસહ્ય દુઃખો ખમ્યા છે અને વિપત્તિઓ ઉઠાવી છે તે શું અમો નથી જાણતા? તમો તો અમારાં સરના તાજ છો બનકે અમારા શરીરના પ્રાણ સમાન છો તમારા વિના અમોને મુક્તિ એટલે "**રવાન બોખ્તગી**" કોણ અપાવે? તમો જો ક્રિયાકાંમોને નીઅવટાથી વળગી રહયા ન હતે તો આજે પારસી કોમ, એક જુદી પ્રજા અને ધર્મ તરીકે અખંડપણે જળવાઇજ કેમ રહેતે? અમારી બહેદીનોની હસ્તીને માટે અમો તો તમારાજ આભારી છીયે અને *યાવચ્ચદ્રદીવાકરૌ*। જ્યાં સુધી સૂર્ય ચંદ્રની હસ્તી છે ત્યાં સુધી તમારા આભારી રહીશુંજ, પણ હવે તો હુ અને મારી પેઠે કોમની બહેતરી માટે દાઝ અને લાગણી ધરાવનારા બીજા હજારો બહેદીનો ખરા અંતઃકરણથી ઇચ્છીયે છીયે કે, હવે તમો બીદાર બનો અને દીનની બહેતરીના કામે મંડી

જાઓ. દીન, જો પાછી અખંડપણે જળવાશે તો કોમ પણ જળવાવાનીજ અને તેનું કેટલું મોટું પુણ્ય લાગશે? અને તે બધું પુણ્ય અય વ્હાલા બેરાદરો! તમને નહિ તો કોણને મળશે? આ માટે તમો હવે તો ઉઠો અને મારા જેવા આધળાઓની પાંખડી પકડીને અમોને સદમાર્ગે ચલાવો. તમારા અંદર અંદરનાં ઝઘડાઓમાંજ તમો પડયા રહો તો છેવટે અમારૂં શું થાય? તમો તમારો મોભ્ભો, માન, અદબ, ટેક અને પ્રતિષ્ઠા જાળવો અને તમારા વેરીને પણ ભુડું ન ઇચ્છતાં તેને સદબુદ્ધિ મળે એવી પ્રાર્થના કરો. તે તમારો વેરી તમારે માટે ચાહે તેટલું બુરૂં બોલે તેનો વિચાર ના કરો, પણ, તેને મહેર યઝદને હવાલે સોપી દો, અને તમે તમારૂં કામ કરો. બીજું, તમારામાંના કેટલાક કમનસીબ ભાઇઓ દારૂ તાડી, શેર, સટો, કલબ, જુગાર, આંક ફરક, રેસકોર્ષ વગેરે દુર્વ્યસનોમા પડયા છો તે જોઇને અમોને ખરે ભારેમાં ભારે ખેદ થાય છે. ભાઇઓ, તમોને એ બધી ચીજો ન શોભે. તમો તો બ્રાહ્મણ કહેતા મોબેદના પુત્રો. આવી તમારી દુર્દશા અને અધોગતિ માટે, બોલો, કે તમો નહિ તો બીજુ કોણ જોખમદાર ગણાય? તમારે તો મકતબદારી કરવાની છે એટલે દીનધર્મના શિક્ષણો ગ્રહણ કરીને તે, બીજાઓને શિખવવાના છે જો તેમ નહિ કરતા બીજી ભળતીસળતી બાબદોમાજ તમો રચ્યામચ્યા રહો તો તમને પશીમાનજ થવુ પડે અને પડરોજ. **(વાંચો પહેલવી વંદીદાદની ૪ થી પરગરદનાં ૪૪, ૪૫, ૪૬ ફકરાઓ તેમજ ૧૮ મી પરગરદના ૪, ૫ અને ૬ ફકરાઓ તેમજ ઉશ્તવદ ગાથાનાં ૪૫ માં, હા નો ૩ જો ફકરો.)**

અય વ્હાલા બીરાદરો! કયા ગયું તમારૂ પહેલાનુ તેજ, નુરાની, પેશાની, શાંતિ, દાવનાપણુ, દીનદારી, જ્ઞાન, નીતિરીતિ, સદાચાર, પ્રતિષ્ટા, ટેક અને મોભ્ભો? અફસોસ! કે આજે તમારામાથી ઉપલા સદગુણો લગભગ નષ્ટ થવાની અણી ઉપર આવી ચુકયા છે, અને જે ચીજો તમોને કદીયે ન શોભે તેવી તેવી ચીજોમા તમે તમારો વખત નાહકનો બરબાદ કરો છો. ભાઇઓ! એકવાર ફરી પાછા ઉઠો અને જરથોસ્તી મઝહબનો જલ્વો દુન્યામાં રોશન કરો. જો તમો તમારી પ્રતિષ્ઠા જાળવશો અને ટેકથી રહેશો તો, બહેદીનો તમારી કદર બુઝશેજ, પણ જો તમો બેદરકાર બનતા જશો અને ધર્મને હિણશો તો, તમો ધર્મથી તેમજ

કોમથી ઝિણાશો. માટે, સાવચેત બનો અને આપણી કોમની રેહબરી કરવાનું ભલું કામ તમારા હાથમાં લો. તમારામાંના દરેક જણે ઝન્દ અવિસ્તા પાઝન્દ પેહલવી, ફારસી, વગેરે, તો જાણવુંજ જોઇએ. મોબેદનું ફરઝંદ ઝન્દ અવિસ્તા ન જાણે એના કરતાં વધુ ખેદની વાત શું હોય? જો તમો તમારી વચ્ચેનાં ઝઘડાઓ પતાવી દઇને એકસંપ થશો તો, બહેદીનોને, ખચીતજ તમારી ધાર્મિક બહેતરી તેમજ આર્થિક ઉન્નતિને માટેની સંગીન યોજના ઘડવાની ફરજ પડશે; કેમકે, બહેદીનોને તમારા વિના ચાલ્યું નથી અને ચાલવાનું નથી; પણ, જો તમો આ સાદી અને નમ્ર સુચનાઓને અમલમાં મુકવાના અખાડા કરશો તો તમો પણ ડુબશો અને કોમને પણ સાથે ડુબાડશો. અય બેરાદરો! કઇ દુન્યા અને જીંદગીને માટે તમો ઝઘડા કરો છો! ઝઘડા ઝઘડાએ તો રાજપાટો પણ ફના થઇ ગયાં છે. આ ધરતીને ધમ ધમ ધ્રુજાવે એવી બળવાન પ્રજાઓના અને સંખ્યાબંધ પ્રાંતોની બનેલી દમામદાર ઇરાની શહેનશાહતોનાં, ફુસંપથી સુરેસુરા થઇ ગયા, તો પછી, આ નાનકડી કોમના તે શું હિસાબ? રખેને દરવંદ અડકે તો અભડાઇ જવાય તે બીકે તેનાથી દૂર દૂર ચાલનારા, ગમે તેવી મુશ્કેલી છતાં ઘરનુંજ ભોજન કરનારા, બાજ ધર્યા વિના મુખમાં અન્ન કે પાણી નહિ મુકનાર અને જીવ કરતાં પણ વધુ વ્હાલવી આતશ અને ક્રિયાકામોનું, તનતાછીને રક્ષણ કરનારા, એવા તમો, આજે શા કારણે ગબડી પડયા છો? ભલા ભાઇઓ! તમોનેતે વળી હોટલોમાં જવાનું, જેનો ઓળો માત્ર પડે તો નહાન લીધા વિના ન ચાલે એવા દરવંદોને અડકવાનું, રેસકોર્સ ઉપર જવાનું, આંક ફરક, શેર સટ્ટા અને બીજા નખોજા ધંધાઓમાં પડવાનું, ચોદાને મેદાને બેસીને પાના તેમજ જુગાર રમવાનું શોભે પણ ખરૂં કે? આથી વધુ તે શું કહું? તમો ચતુર અને સમજદાર છો માટે થોડામાં સમજી જજો અને અનેક બદીઓમાં ગીરફતાર થયલી આપણી કોમનાં રેહબર તેમજ તારણહાર બનજો. પાક પરવરદેગાર તમોને સદબુદ્ધિ આપે અને એકવાર ફરીથી કોમને મોખરે ઉભા રહેવાનું તમોને જોર અને દૌલત મળે એજ. અથ જસ્થાત્ યથ આફ્રીનામિ!!!

---

## આ પુસ્તકના ૮૪ માં પાના ઉપર "જરથોસ્તી ધર્મ સાહિત્યમાંતો આતશનો, એક મોટો અને હેરતભર્યો ઇતિહાસ છે," એવો જે ઇશારો કીધો છે તેને લગતી બાબદ ટુંકમાં નીચે મુજબ છે.

જ્યારે આપણા ૨૧ ધર્મ પુસ્તકો હસ્તીમા હતા તે વખતે તેમાં, તમામે તમામ જાતના જ્ઞાન, વિજ્ઞાન, તત્વજ્ઞાન, અધ્યાત્મવિધા, બ્રહમજ્ઞાન યાને આત્મજ્ઞાન તેમજ શાસ્ત્રો, હેકમત, હુન્નર, ફિલ્સુફી, એલ્મ વગેરે વગેરેનો સમાવેશ થઇ ગયો હતો, પણ, આજે આપણી પાસે તે બધા પુસ્તકો રહયા નથી તેથીજ કમનસીબે આપણી કોમના કેટલાક સાહેબો એમ કહે છે કે, બીજા ધર્મોમા જે બધી સમજણો છે તેવી આપણામા કયા છે? આવી રીતની ફર્યાદ કરનારા સાહેબો કેટલેક અ શે સાચા છે, છતા, જો તેઓ અષોઇબરી જીદગી ગુજારીને ખરી જાનફેશાનીથી, ખ તથી તેમજ ઉ ડાણથી આપણા અત્યારે મૌજુદ રહેલા થોડાક ધર્મ પુસ્તકોનો, હાલની સાયન્સો (Sciences) તથા ભાષાશાસ્ત્રો (Comparative Philology) ની મદદ વડે તેમજ મેગનેટીઝમ, ઇલેક્ટ્રીસીટી, વાઇબ્રેસન (ધ્વનિશાસ્ત્ર) ર ગ રસાયણ શાસ્ત્ર (Chromatics), જ્યોતિષશાસ્ત્ર (Astrology), ખગોળવિધા (Astronomy), સ ગીતશાસ્ત્ર (Music), તેમજ ડાયનેમીક્સ (Dynamics) સ્વરશાસ્ત્ર (Science of Sounds), સાયન્સ ઓફ પોલેરીટી, સાયન્સ ઓફ ડયુએલીટી, સાયન્સ ઓફ ઓપોઝીટસ એન્ડ પેર્સ, સાયન્સ ઓફ પોઝીટીવ એન્ડ નેગેટીવ વગેરે વગેરે બીજી અનેક શોધખોળો અને વિધાઓની મદદ વડે અભ્યાસ કરશે તો, તેઓને જણાશે કે બીજા ધર્મોમા યાને ખાસ કરીને હિંદુ ધર્મમા જે કાઇ શ્રેષ્ટ છે તે બધુ, આપણામા પહેલા અખ ડ હાલતમા હતુ અને અત્યારે સુધા વેરવીખેર અને કકડા બુકલા રૂપે બચી રહયુ છે અને "બનામે યજદ" ની પાઝન્દ સેતાયશમા તે બાબે એક ખુદલો ઇશારો છે કે – "દએન ઇ અવિનાસ્ત ઓ અવીઝક ઇ માઝદયસ્નાન અએદુન પયદા બેકરદમ કે હીચ ચીહ નીસ્ત કે બઅવસ્તા અન્દર નીસ્ત, તુરા આગાહ કુનમ" અર્થ-(અહુરમઝદ કહે છે) "હે ઝરથુસ્ત્ર! હુ તને જણાઉ છુ કે, આ, અમ્મર અને પવિત્ર મઝદયસ્નિ દીનને મે એવી રીતે બનાવી છે કે, (દુન્યામા) એવી કોઇ પણ ચીજ નથી કે જે, "અવિસ્તા"મા ન હોય ઉપલા ઇશારા ઉપરથી અય હમદીનો! તમો સમજી શકશો કે, એકવાર આપણી પાસે તમામે તમામ જાતના જ્ઞાનના અખુટ ભ ડારો હતા અને આજે પણ આપણામાં તે અખુટ ભ ડારોમાથી જે જે બાબદો બચી રહી છે, તેમાથી આપણી જરથોસ્તી દીનની આતશની ઘણીજ હયરત ઉપજાવે તેવી

"સાયન્ટીફીક ફિલસુફીથી ભરપુર બાબદ "ઇલ્મે-ફ્નૂમ"ને આધારે ટુંકમા સમજાવીશ

જરથોસ્તી ધર્મ શાસ્ત્રોના "ફ્નૂમ"ના શિક્ષણ મુજબ, આ આખી દેખીતી તેમજ અણદિઠ અને વિશાળ સ્રષ્ટિને ૧૬ જાતના આતશો નિભાવી રહ્યા છે આ ૧૬ આતશો તેમજ ૮૧ જાતની વિજળીક શક્તિઓ, Electro Magnetic forces, (કે જેમાની ૪૫ જાતની વિજળીઓ સૂર્યના 'મગનાટીસ' યાને મેગનેટીક પ્રવાહોથી બને છે અને ૩૬ જાતની બીજી વિજળીઓ [૪૫+૩૬=૮૧] આખી દુન્યાના અનાસરોમાથી રસાયણ યાને Chemistry ને મયદે બને છે) આખી સૃષ્ટિમા અસંખ્ય પ્રકારની "તબદીલ-તેહદીલ' એટલે ઉત્પત્તિ, સ્થિતિ અને લય (Creation, Composition and Decomposition or Dissolution,) કરી રહી છે હકીકતમા આખી સૃષ્ટિ (Cosmos) નો અને તમામે તમામ જમાનાઓનો નીભાવ, આ ૧૬ આતશો, અને તેમાથી Law of Combination Affinity and Repulsion ને મયદે ઉત્પન્ન થતી વિજળીક શક્તિઓને આધીન છે ખાસ કરીને આ ૧૬ જાતના આતશોના નામ આપણા મૌજુદ ધર્મ પુસ્તકોમા એક યા બીજે રૂપે જળવાઇ રહ્યા છે અને તે મહત્તાથી ઉતરતા અનુક્રમે નીચે પ્રમાણે છે (૧) 'રોશનાન-રોશન અથવા 'ક્ષએતાન-ક્ષએત સ્તેલેનુ તેજ અથવા 'નુર-ઉલ-અનવાર' અથવા 'અનન રઓચાઓ" એટલે અનન્ત રોશનીઓ આ આતશી ગતિ ઝરેકે ઝરેક જમાનાની અને તે દરમ્યાન જાહેર થતી અસંખ્ય સૃષ્ટિઓની ઉત્પત્તિનુ ઉપાદાન મસ્લુ (Foremost Creative Cause) છે આ મૂળ આતશીગતિ અને તેના બધારણ તેમજ રચનાનો ખ્યાલ મીનો દએ ફરેશ્તા અને યઝદોને વડીક આવી શકતો નથી. આ આતશીગતિ યાને અહઉન નુરનાથી જે ૧/૧૦ ભાગ છુટો પડે છે તેમાથી મઝદા પાક અહુરાહ-અહુરમઝદ તે પાક અમશાસ્પન્દો, મીનો દએ ફરેશ્તા યઝદો અને બીજી અસંખ્ય મીનોઇ નુરાની હસ્તીઓ બને છે આ આતશી ગતિ ૯ મા આસ્માનની પણ પલીમેર કાર્ય કરી રહી છે અને તે ૧/૧૦ ગતિ આખી વિશાળ સૃષ્ટિમા આમેજ (Intermingled) છે છતા આખી સૃષ્ટિથી અળગુ છે (૨) બીજા આતશનુ નામ 'આતશ પુઘ અહુરહે મઝદાઓ' કરીને છે અને તે, મીનોઇ આલમના ૯ મા આસ્માનમાં તેમજ ખાવિના નુરાની સરયોક (Divine Refulgence) મા કાર્ય કરી રહી છે (૩) ત્રીજા આતશનુ નામ આતશો બેરેઝો સવંઘ કરીને છે અને તે, મીનોઇ આલમના ૮ મા આસ્માનના અને ખરેનંઘહના નુરાની વગીફમા કાર્ય કરી રહી છે આ આતશી ગતિનો વહીવટ વધીને જે ૧૪૪ પ્રકારના કેરાસવાગ

૧૦૦૧ સ્તોતનાં પ્રવાહો યાને અહુનવરનો નાદ, ઉતરતો ઉતરતો આદરે-મીનો-ક્રોનાં તખકકા આગળ ૨૪ કલાકમાં ૬ વાર આવીને ઠરીઠામ થાય છે તેને, અલંકારમાં "ઝ્રઓષ" કરીને કહે છે. આયજ, ૧૦૦૧ સ્તોતનાં પ્રવાહો યાને અહુનવરનો નાદ, **ખોરશેદ-મહેર** અને હયનાં "શેઆઅ" યાને સુક્ષ્મ-અણુહિક કિરણોની તેમજ **અષાઉનાંમ ફ્રવષીઓ**ની મારેફતથી "**ઝ્રઓષ**" તરીકે આ ગેતીમાં ૨૪ કલાકમાં ૭ વાર ઉતરીને, આ, વાચા વગરની ગેતીને છ છ મરતબે પાવન કરે છે એટલે અલંકારમાં, "**અષો ઝ્રઓષ**" આ ગેતીમાં, રાત દિવસ મળીને ૭ મરતબે અત્રે આવે છે અને **માઝઇન્ય** તેમજ **વરેન્ય** એટલે માઝન્દરાનનાં તેમજ ગીલાનનાં દેવોને તેમજ **અએષ્મ** દેવને મારી હઠાવે છે. આ એક બહુ ગુહ્ય અને મહાન બનાવ (Phenomena) છે અને તેનો હજી પણ ઉંડો ખુલાસો છે પણ અત્રે આટલોજ બસ થઇ પડશે. (૪) ચોથા આતશનું નામ "**આદર ખોરદાદ (તુરફા**" યાને ઉંચો) કરીને છે અને તે, આતશી ગતિ, ઝીરમાની (Planetary) આલમનાં ઉપરથી નીચે ઉતરતાં ૭ મા શનિનાં આસ્માનમાં તેમજ **અહુનવર**નાં નાદનાં નુરાની સરશોકમાં કાર્ય કરી રહી છે. આ આતશી ગતિ, Magnetic યાને negative યાને નારી જાતી રૂપ છે. (૫) પાચમાં આતશનું નામ **આદર ફ્રોબા** (ખાલેસમાં ખાલેસ બંધારણવાળો) કરીને છે, આ આતશી ગતિ ઝીરમાની આલમના છઠ્ઠાં બ્રેસ્પતિનાં આસ્માનમાં તેમજ **રયનાં** નુરાની સરશોકમાં કાર્ય કરી રહી છે. આ આતશી ગતિ (Electric) યાને (Positive) યાને નરજાતી રૂપ છે. આજની સાયન્સને હજી સુધી ખબર નથી પડતી કે, સૂર્યને તેજ પુરૂં પાડનાર કોણ છે અને કોણ હશે? પણ "**ઇલ્મે-ક્નુમ**" શિખવે છે કે, ખુરશેદ યાને સૂર્યને બ્રેસ્પતિનાં છઠ્ઠાં આસ્માનમાં કાર્ય કરતી **આદરફ્રોબા**ની આતશી ગતિ ચાલુ પોષણ આપી રહી છે જેથી, ખુરશેદમાં કાર્ય કરતી **આદરબુરઝીન મ્હેર** (તુરફા) નામની આતશી ગતિ ખુરશેદને, અમર્ગ (Imperishable) રાખે છે. (૬) છઠ્ઠા આતશનું નામ **આદરગુશસ્પ** (તુરફા) કરીને છે અને તે ઝીરમાની આલમનાં, મંગળનાં પાંચમાં આસ્માનમાં તેમજ ઉરૂ=ખસીત્યાત (Expansion)' નાં નુરાની સરશોકમા કાર્ય કરી રહી છે. આ, આતશી ગતિ, તમોગુણ યાને સુખ રંગનાં સ્તોત ઉપર મવકકલ છે અને તે, ખાકી આલમનાં બનાવોને બહુ ઝડપથી અલમમાં મુકીને, ખાકી આલમનાં અનાસરો પાસેથી (તેમા ઇનસાન સુધાં સમાઇ ગયું) તેનો કેસાસ યાને કર્મ ભરપાઇ કરાવે છે આ આતશી ગતિ પણ Electric યાને Positive યાને નર જાતીરૂપ છે. (૭) સાતમાં આતશનું નામ આદર બુરઝીન મહેર (તુરફા=ઉંચનો) કરીને છે અને તે, ઝીરમાની આલમનાં, ૪થાં ખુરશેદના આસ્માનમાં, તેમજ **ઝરવાન** (કાળ, Time) નાં નુરાની સરશોકમાં કાર્ય

કરી રહી છે આ ગતિ પણ Electric યાને Positive યાને નર જાતિ રૂપ છે જમાનાની ગરદેશને નિયમીત રીતે ચલાવીને અહુરામઝદાના "મન્તા (Pre-ordained Divine Plan) ને આ ગતિ, અમલમા મુકી રહી છે (૮)આઠમા આતરાનુ' નામ આદરે-મીનો-કરી કરીને છે જે તબકકાની આગળ આ આતશી ગતિ કાર્ય કરી રહી છે તે તબકકા પાસે, હમસ્પથમ-એદેમ ગાહાંમબાર ના હી નામ વખતે ખએત્વદથ (Re-Union of Masculine and Feminine Souls) ની મહાન ક્રિયા થાય છે અને આજ તબકકા આગળ, ઉપરથી નીચે ઉતરતા, એક અખ'ડ રવાન (Perfected Whole)ના બે ભાગો (Masculine Half and Feminine Half) થાય છે. આ તબક્કો નીસ્તીની રૂહાની આલમનો સૌથી ઉંચો તબકકો છે અને તે છોડયા પછીજ એક અખડ બનેલુ યાને "ખએત્વદથ"ને પામેલુ રવાન, જરમાની આલમના નીચેથી ગણતા ૧ લા "દએ" યાને ચદ્રના આસ્માન ઉપર આવી સેઓષને અત કરણથી પુષ્કળ તસ્લીમ (Salutation) કરી અરદી બહેસ્તના હવાલામા આવીને વોહુમનઘહ યાને બહમનના ઉરવાનને પામે છે [અને સ્હેજ જણાવવાનુ કે, ઉપરથી નીચે ઉતરતા ૩ જા શુક્રના ૨ જા' બુધના અને ૧ લા ચદ્રના આસ્માનમા જે આતશો કાર્ય કરી રહ્યા છે તેઓના નામ અનુક્રમે આદર ગુશસ્પ, (તનઝુલ=ઉતરતો) આદર ખુરદાદ, (તનઝુલ=ઉતરતો) અને આદર બુરઝીન મહેર (તનઝુલ=ઉતરતો) કરીને છે આ ત્રણ આતશો તુરદા યાને ચહડતા મરતબાના આતશો તરીકે, શનીના ૭ મા, મગળના પાચમા અને સૂર્યના ૪ થા આસ્માનોમા કાર્ય કરી રહ્યા છે આ એકને એક જાતનોજ આતશ ૭ મા અને ૨ જા ૫ મા અને ૩ જા તેમજ ૪ થા અને ૧ લા આસ્માનોમા ચહડતા ઉતરતા મરતબામા કાર્ય કરે છે (તેનો ભેદ, ઇલમે નજુમ યાને જયોતિષ પ્રમાણે એમ છે કે ૭ મા આસ્માનના સ્વામિ શનીને ૨જા આસ્માનના સ્વામિ બુધ સાથે, પાચમા આસ્માનના સ્વામિ મગળને ૩ જા આસ્માનના સ્વામિ શુક્ર સાથે અને ૪ થા આસ્માનના સ્વામિ સૂર્યને ૧ લા આસ્માનના સ્વામિ ચદ્ર સાથે મૈત્રિ યાને મિત્રાચારી (Planetary affinity or friendship) છે અને તેજ કારણે ૭ મા તેમજ ૨ જા, ૫ મા તેમજ ૩ જા, અને ૪ થા તેમજ ૧ લા આસ્માનના આતશોના નામો એકસરખાજ છે અને તેઓ, એક બીજા સાથે સહકાર (Co-operation) મા કાર્ય કરી રહયા છે આ બધી આતશી ગતિઓ યાને શકિતઓ (Thermo-magno Electro-Vibrationary forces) સૈયારાઓ યાને ગ્રહો (Planets) ની મારફતે, પહેલા, જરમાની જીવનો (Planetary Spheres) મા જાહેર થાય છે અને ત્યાથી ખોરશેદ-મહેર તેમજ દએના ચોઆઅ યાને કિરણો (Rays) ની મારફતે તેમજ બપાકનામ ક્રવશી અને સેઓ-

થની મારફતે નીસ્તીની રૂહાની આલમના કેશ્વરોમા અને તે બાદ સૂક્ષ્મ આતશ બાદ, આબ અને ખાકના ભૂવનોમા થઇને તે બધી આતશી ગતિઓ યાને શક્તિઓ, ચાર ખાકી અનાસરોની બનેલી, આ અસંખ્ય રૂપાતરોવાળી ખાકી દુન્યામા જાહેર (Manifest) થાય છે, અને જેવી જેવી આસ્માનોની એટલે સેયારાઓની શાદ કે નહેસ ગરદેશ તેમજ દ્રષ્ટિઓ (Good or bad Planetary Configurations and aspects) થાય છે તેવો તેવો, વધુ ઓછો, સારો કે માઠો ફેરફાર પહેલા ગ્રહોની આલમ (Planetary spheres)ના (Thermo Magno-Electro-Vibrationary Emanations and Forces) મા થાય છે. આદરે–મીનો–કર્કોના તબકકા આગળ કાર્ય કરતો ૮ મો આતશ બહુ અગત્યનો છે અને તે બાબે હજી ઘણી ઉંડી સમજણ છે પણ અત્રે આટલુજ બસ થઇ પડશે (૯) નવમા આતશનું નામ **આતશે વાઝીશ્ત** છે (કે જેને વિષે, **હુપ્તન યશ્ત**ના ૨ જા કરદાના ૩ જા ફકરામા ખુલ્લો ઇશારો છે) અને તે આતશ, સૂક્ષ્મ બાદ યાને વાયુના પ્રદેશ=ભવન=Plane મા કાર્ય કરે છે અને તેનેજ આધારે આ ખાકી દુન્યાનુ વાતાવરણ ગતિમા રહે છે આ આતશી ગતિમા, નવેનવ આસ્માનમા કાર્ય કરતી ૯×૮=૭૨ આતશી ગતિઓનુ ચીથ્ર=બીજ પડેલું છે (કે જેવી રીતે **આતશે વોહુફ્રીયાનમા, આતશે દારા, આતશે નૈર્યોસંગ, આતશે ખોરેહ અને આતશે** ફ્રાહ ગુપ્ત રીતે પડેલા છે અને જેવી રીતે અહુનવરના નાદમા ખોરદાદનો **આતશ** અને અપો સ્રઓપનું ચીથ્ર =બીજ પડેલુ છે તે પ્રમાણે) આવાજ ગુહ્ય અને બુલન્દ કારણને ખાતર **હુપ્તન યશ્ત**ના ૨ જા કરદાના ૩ જા ફકરામા **આતશે વાઝીશ્ત** મારફતે અહુરમઝદને પુગવાની એક ભણનાર શખ્સ તલબ કરે છે ઉદવાડાના પાક આતશ બહેરામ સાહેબની, મુબદ **નૈર્યોસંગ ધવલ** સાહેબે સનજાણમા જ્યારે પહેલી પ્રતિષ્ટા (સ્થાપના) કરી ત્યારે, આ ગેતીની આલમના ૧૫ આતશો લેવામા આવ્યા હતા અને **આતશે વાઝીશ્ત** નામનો આતશ પણ આકાશ-નાથી અમુક ભણતરની તરતીબથી લેવામા આવ્યો હતો આવાજ મહાન સાયન્ટીફીક કારણને ખાતર બીજા કોઇ આતશબહેરામને નહિ પણ, ફકત ઉદવાડાનાજ આતશબહેરામ સાહેબને ૯ કડકાની સુખડ કે અગરની માચી ચઢાવવામા આવે છે જ્યારે હિંદ કે ઇરાનના બીજા બધા આતશબહેરામોને ૭ કટકાની અને આદરીઆનોને ૬ કટકાની માચી ચઢાવવામા આવે છે (૧૦) દશમા આતશનુ નામ **આતશે ઉર્વાઝીશ્ત** છે અને તે સૂક્ષ્મ આબ યાને અણુદિઠ પાણીના પ્રદેશમા કાર્ય કરી રહ્યો છે આ આતશી શક્તિ આતશે વાઝીશ્તના ભૂવન (Plane) ની હેઠળ રહેલી છે અને તેને તેમજ અણુદિઠ આબને વાહુકેના મહાન વિસ્તારમા જેબી ફેરફારો થાય છે તેની શુભાશુભ અસરો આ ખાકી દુન્યાના વાતાવરણમા

તેમજ જળ પ્રદેશાનાં જાહેર થઇને તેમાં, મોટા મોટા પવનના સુસવાટાઓ અને ફેરફારા (Great Atmospheric Changes) થાય છે તેમજ નદી અને દર્યાઓમા મોટા મોટા મોજાંઓ અને ઉછાળાઓ આવે છે. અત્રે સ્હેજ જણાવવાનું કે, ૯ મા વાઝીશ્ત આતશાનો સીલસીલો પકડીને તો અપો સ્અેાપ ચઝદ,આતશ બેહેરામ સાહેબનાં પાક મકાનોમા ચાલુ આવનજાવન કરે છે. જે પણુ આતશ બહેરામની સ્થાપનામાં, આ, આતશે વાઝીસ્તને ઉતારવામા આવેલો હોય છે તે આતશ બહેરામ સાહેબના આતશને ૯ આસ્માનોનાં ૯×૮=૭૨ આતશોનો પ્રવાહ, ચાલુ મળતો રહે છે. આ ૭૨ આતશોનો આધાર પણુ મૂળ ૧૬ આતશો ઉપર છે. અને આ ૭૨ આતશોને, યસ્નના ૭૨ હા સાથે, તેમજ કુસ્તીનાં ૭૨ તારા સાથે તેમજ હોરમઝદ યશ્તમાં આવેલાં હોરમઝદના, ૭૨ નામો સાથે અને મનુષ્યના ખાકી તનુમા સમાયલી ૭૨ કોઠળીઓ સાથે તેમજ દરેક જમાનાંમા ચાલુ રહેતી ૭૨ ની સંખ્યાના મગ-ચોની મહેફીલ સાથે અલૌકિક રીતે નિકટ અને ગુહ્ય સંબંધ રહયો છે. અત્રે સ્હેજ જણાવવાનું કે જરથોસ્તી ધર્મમાં, ૧ થી ૯ સુધીના આકડાઓમા કેટલીક જાણવાજોગ સમજણો સમાયેલી છે, અને ૭૨ નો આકડો ૭+૨=૯ ની સંખ્યા દેખાડે છે. અને ૯ નો આકડો સંપૂર્ણતાનો છે તે જોતા એમ જણાય છે કે જેજે આકડાઓનો સામટો સરવાળો (Unit value) ઉપરે ૯ મા પરિણામ પામે તે આકડો, જે જે ચીજ સાથે સંબંધ ધરાવતો હોય તે ચીજ સંપૂર્ણતા (Perfection) દેખાડે છે. આ ૯ના આકડાંને ૯ આસ્માનો સાથે તેમજ તનુ, ગએથા અઝદ, ઉસ્તાન, તેવીશી, કેહર્પ અને ઉરવાન, બઓદાંગ, ફરોહર એવા ૯ તત્વોમાથી બનેલાં શરીરના ૯ ભાગો સાથે તેમજ આપણા સદરાના ૯ સાવાઓ સાથે પણુ અતલગનો સંબંધ રહેલો છે. હવે દશમો આતશ, કે જે આતશે ઉર્વાઝીશ્ત કરીને છે તે, આ ગેતીની તમામે તમામ વનસ્પતિઓમાં (Vegetable Kingdom) તેમજ અનાજેમાં તેમજ દૂધ અને રસકસોમા કાર્ય કરી રહયો છે. આજ આતશને, આદમ જાતે પોતાના શરીરના પોષણ અર્થે મોટે ભાગે ખાધ ખોરાકી મારફતે પોતાના તનુમા એ ચવાનો છે કે જેથી ઇનસાનમા ગોસ્પન્દી તેવીષી યાને સત્વગુણ યાને ફુલકી રંગના સ્તોતની ચાલુ વૃધ્ધિ થતી રહે. આ આતશ ઇનસાનમા પેદા થતી (૧૦) અહીરીમનીઓને તેમજ અએષ્મ દરૂજીને તોડે છે અને વોહુક્રયાનને સચેત બનાવીને આખા તનુમા વ્યાપિ રહેલાં ઉરવાનને એટલે આત્માને પ્રફુલ્લિત (Fully developed) બનાવે છે. આ આતશને અમરદાદ અમશાસ્પન્દ, ચાલુ મોટો ટેકો અને બચાવ આપે છે. (૧૧) અગ્યારમો આતશ આતશે સ્પેનિશ્ત કરીને છે અને તે, તમામે તમામ જાતની ખનિજ પેદાયશો (Mineral Kingdom) મા કાર્ય કરી રહયો છે. આ આતશને સ્પેન્દારમદ અમશાસ્પન્દ ચાલુ મોટો ટેકો અને બચાવ આપે છે. તમામે તમામ જાતના ખનિજે તેમજ ધરતીઓમાં જે

ઉસ્તાન યાને પ્રાણવાયુ ચાલે છે, તે, આ આતશની બરકતથી છે. આ પ્રાણવાયુ, હકીકતમા, ધરતીથી ઉંચે જતા ૪થા ફરસંગના વિસ્તારમા, એટલે આશરે ૧૩–૧૪–૧૫–અને ૧૬ મા માઇલના વિસ્તારમા, ગતિમા રહે છે. ખરેખરી રીતે તો આ જીસ્માની આલમનાં ઉસ્તાન યાને પ્રાણવાયુનું અસ્લ્યાતી મૂળ (Primeval Origin), ૨૭ નક્ષત્ર, ૧૨ રાશિ અને ૩૬૦ અંશોવાળા, આઠમા આસ્માનના રાશિચક્રમા પડેલું છે કે જે રાશિચક્રમા, ખરેનંઘહના નુરાની સરોશકમા ગુપ્ત રીતે કાર્ય કરતો **આતશે બેરેઝોસવંઘહ** કાર્ય કરી રહયો છે અને સ્હેજ જણાવતું જોઇએ કે, ૯ મા ૧૦ મા તેમજ ૧૧ મા આતશો જેવા કે આતશે વાઝીસ્ત, આતશે ઉરવાઝીસ્ત અને આતશે સ્પેનીસ્તના **આલા** તેમજ **અદના** યાને **લતીફ** તેમજ **કસીફ** (ચ્હડતા અને ઉતરતા) એમ બે મરતબાઓ (Grades) છે અને તેઓની પણ ઉપર એક બીજુ આતશી તત્વ કામ કરે છે જેનુ નામ **આતશે આતર** અથવા **આદર** કરીને છે અને તે, આદરે–મીનો કર્કો–તેમજ આતશે વાઝીસ્તના વિસ્તારોની વચ્ચે કાર્ય કરે છે (૧૨) ૧૨ મો આતશ, **આતશે વોહુફ્રયાન** કરીને છે અને તે ઇનસાનો તેમજ ગોસ્પન્દો અને ચોપગાઓ (Animal Kingdom) મા કાર્ય કરી રહયો છે આ આતશના વધુ કે ઓછા તેજસ્વીપણા ઉપર, એક ઇન્સાનના ખોરેહ, કેહર્પ તેમજ ઉરવાનનો દબદબો કેટલો આગળ વધેલો છે કે, પાછળ હઠેલો છે (Spiritual advancement or Spiritual Backwardness) તે જાણી શકાય છે આ આતશને, **આતશે ઉરવાઝીસ્તનુ** તત્વ ધરાવનારી દૂધ દહી અનાજ અને તરકારીવાલી સાત્વિક ખાધખોરાકી વડે જેમ જેમ તેજસ્વી બનાવવામા આવે છે તેમ તેમ એક ઇનસાન માનસિક તેમજ રૂહાની પ્રગટિમ્રણ (Mental and Soul Evolution) મા આગળ વધતો જાય છે અને તેના રવાનની અંદર કુદરતને અચૂક કાયદે પડેલુ નુર (Spiritual Illumination) **સ્રઓષના** હમકાર, **નેર્યોસંગ ફ્રેશ્તાની** બરકતથી ખીલતુ જાય છે અને તે આદમી છેવટે સૂચા મન ધહા=રોશન ઝમીર=Spiritually Enlightened બનીને દીનના ક્નૂમને એટલે ધર્મજ્ઞાનને અચ્છી રવેશે સમજવા માડે છે (૧૩) તેરમા આતશનુ નામ **આતશે દારા** (૧૪) ચૌદમા આતશનુ નામ **આતશે નૈર્યોસંગ**, (૧૫) પંદરમા આતશનુ નામ **આતશે ખોરેહ** અને (૧૬) સોળમા આતશનુ નામ **આતશે ફ્રાહ** કરીને છે આ છેલ્લા ચાર આતશો કે જેઓ આતશે વોહુ ફ્રયાનમા પુશીદા યાને છુપા રહેલા છે તેઓ ઇનસાનના ભેજામા કાર્ય કરે છે હકીકતમા આ ૧૬ આતશોને, ઇનસાનના કેહર્પ (Astral Body)ના ૧૬ ચક્રો (Psychic centres) સાથે તેમજ વંદીદાદની ૧ લી પરગરદમા અલંકારીક રીતે વર્ણવેલા ૧૬ શહેરો સાથ નિકટનો સંબંધ છે છેલ્લા ચાર આતશોમાનો ચોથી અગત્યનો, **આતશે ફ્રાહ**

છે આ આવરાને, હુસ-ઇ-મોવચરરફે નામના નાર્ગના તાલકામા આવેલા ભાગ (Pineal Gland) સાથે સબંધ છે કે જેમા અહુનવરનાં નાના ૧૦૦૧ સ્તોતનુ યાને નામોનુ તાને નપાઢોનુ ઉતરવુ થાય છે આ પાર હેજ હિંદુઓ આ ભાગને બ્રહ્મરિધ્ર કરીને કહે છે અને તેઓ આધ કારમા એક પણ કહે છે કે તેમા ૧૦૦૧ પાખડીઓવાળુ કમળ રહે છે આ કમળ કઇજ નહિ પણ એક ચક્ર છે કે જેને ફારસીમા વહદાન કહે છે આ બાબને, ભેરપતિનાં મદ સાથે વાહુરી છે અને અશોઇના બારીક કાયદાઓ પાળવાથી જ્યારે આતશે ફ્રાહ પીવે છે ત્યારે તે આદમીને રૂહ વા ઉતરતા મરતબાની બશારતો થાય છે તેમજ એહલાગે ગયબી (Divine Revelations) મળે છે આવા આદમી રોશન ઝમીર બનેલો હોવાથી પોતાની મેળે ખેજદામા જઇ શકે છે તેમજ ચાહે તે વખતે મોટા મોટા પુરૂપોના કેદર્પને તે જોઇ શકે છે તેમજ પોતે કેદર્પમા કોઇ પણ આદમી આગળ જઇ શકે છે આવો ઇનવાન, સઓપાવરેજના જેવો હોય છે અને સઓપના નાદથી તેમજ અર્દાક્રવપની ખીરકારીથી વાકેફ બનેલો હોવાને કારણે નૈર્યસગ ફરેસ્તા મારફતે, ત્રીકાળના બનાવોની વાકેફગારી પણ મેળવસો રહે છે આવા આસ્તામ ફ્રઇન્તીમ યાને ભલી બુધ્ધિવાળા ફરઝન્દોની તલબ આતશ ન્યયારામા કરવામા આવી છે આ પ્રમાણે, ૧૬ આતશો જેવા કે ૧ લા આતશે હાએ-તાન-હાએત યાને શએદાન નાએદ ૨ જો. આતશે આતર્શ પુથ અદુર હેમહદાએ. ૩ જો. આતશે બેરેઝીસવ ધહ. ૪ થો આતશે આદર ખોરદાદ. ૫ મો આદર ફ્રોબા. ૬ ઠ્ઠો આદર ગુશસ્પ ૭ મો આદર બુરઝીનમહેર. ૮ મો આદરે-મીનો-કર્કો (અત્વાટી આલમની ઉચામા ઉચી ટોચના વિસ્તારમા કે જ્યા મીસ્વાનહે-ગાતુએ-અવ્વલનો અથવા કારેખેરદનો અથવા બેહુમને સાનીનો તખ્ત આવેલો છે ત્યા આદરે-મીનો-કર્કો કાર્ય કરે છે) ૯ મા આદરે વાઝીશ્ત ૧૦ મો આદરે ઉરવાઝીશ્ત ૧૧ મો આદરે સ્પેનિશ્ત, ૧૨ મો આતશે વોહુફ્રીયાન. ૧૩ મો આતશે દાના, ૧૪ મો આતશે નેર્યોસંગ ૧૫ મો આતશે ઓરેહ. ૧૬ મો આતશે ફ્રાહ તમામે તમામ સૃષ્ટિને ચલાવી રહયા છે ખનિજ વર્ગના પેહીમેર નીચે ઉતરતાં (In the Process of Downward Involution) ઉતરતા મરતબાની બીજી કોઇ પેદાયશ કુદરતમા હોઇ શકતી નથી આ ૧૬ આન્શોને આતશે વરાહરાન એટલે આતશ બહેરામના ૧૬ આતશોમાથી બનેલા આતશ સાથે નિકટનો સબંધ છે અને તે મરહુજ આતશ બહેરામ અથવા દાદાર અહુરમઝદની એક મોટામા મોટી જીવતી જાગતી શાનદાર અને હુબહુ મૂર્તિ છે અને આપણા જરથોસ્તીઓના તમામે તમામ અનુશેહ કે જી દેહને લગતી ક્રિયાઓના ઇનફ્આલને એટલે અસરોને

લાખ્ખો ને કરોડો માઇલની ઉંચ્ચાઇએ અપો દાદાર અહુરમઝદનાં ગંજમાં મોકલનારી સૌથી મહાન મારેફ્ત, (Agency) તે આપણા આતશબહેરામોજ છે. આ સોળ આતશોને લગતું ધ્યાન હજી બહુ ઉંડું અને સમજવા જેવું છે પણ તે આ પુસ્તકને લગતો ખાસ વિષય નથી માટે અત્રે સમાપ્ત કરૂં છું; પણ, તે પહેલાં, સ્હેજ જણાવવાનું કે, અહુનવરના નાદની અંદર અપો દાદાર અહુરમઝદે અગાઉથી જે મહાન અને અચૂક જંગી યોજનાં (The Great-Grand-Pre-ordained Infallible Scheme of Ahura Mazda) ગોઠવી રાખી છે તે યોજનાને લગતા, દરેકે દરેક જમાના, કે તિથિ વાર ચોઘડયાં અને દમેદમના, નાના કે મોટા શુભ કે અશુભ બનાવોને, અહુરામઝદાની પહેલુમાથીજ બહાર પડેલા ૬ અમશાસ્પંદો તેમજ એક અહુરમઝદ એટલે ૭ અમશાસ્પન્દો, ૭ સૈયારા, યાને ૭ ગ્રહોની યાને ૭ આસ્માનો (Planetary Aspects and Revolutions) ની મારફ્તથી અમલમા મુકાવી રહયા છે. અને જેવા સારા કે નરસા બનાવો કે ફેરફારો, આ ગેતીમા તેમજ ૬ કેશ્વરો અને મહેરનાં સાત દખ્યુવાળી રૂહાની આલમમા થવાના હોય છે તે મુજબ, પહેલા, તે તે જગ્યાઓને લગતી આતશી, પછી બાદી, પછી આબી, અને પછી ખાકી ગતિઓમાં ભરતી ઓટની માફક, અણુદિઠપણે ફેરફારો થાય છે અને પછી તે સારા કે નરસા ફેરફારો (સુખ દુ ખ સુધા)ના, અણુદિઠ મોજાઓ (Thermo-Magno-Electro waves) આ ગેતીમા જાહેર રૂપ લે છે (Manifests themselves) **હકીકતમાં, બધું, નિર્માણ થયા મુજબજ (According to the law of Pre-Ordination) બન્યું હતુ છે અને દરેકે દરેક બનનારો બનાવ નિર્માણ થયો છે અને તે બધી બાબદોથી અહુરમઝદ વાકેફ છે તેમજ નિર્માણ થયલા બનાવોને હસ્તીમાં લાવવાને ખાતરજ આસ્માનો, ક્ષએતાન-ક્ષએતની, ૮ માં આસ્માન મારફતે રાત અને દિવસ જાહેર થતી "મીનોઇ ખાહેશ" એટલે "ઇશ્વરેચ્છા" એટલે (Divine Will) એટલે "યથા અહૂ વઇર્યો" મુજબ ગતિ કરી રહયાં છે.** અને તે બધાનું મૂળ ૧૬ આતશોમા, યાને નુરોમા પડેલું છે. હવે ઉપલા વિચારોના ટેકામા થોડાક પ્રમાણો (Quotations) આપું છું.

By measure hath He measured the Times and by Number hath He numbered the Days, and He doth not stir nor move them till the said measures be fulfilled

(Prophet Ezra)

**અર્થ:**-તેણે, (પરમેશ્વરે) માપણીને કાયદે જમાનાની માપણી કરી રાખી છે તેમજ સંખ્યાને કાયદે, તેણે (પરમેશ્વરે) દિવસોની સંખ્યા મુકરર

કીધી છે અને ન્યા સુધી તે, આપી રાખેલો કાળ પાકતો નથી ત્યા સુધી તે, (પરમેશ્વર) નથી તો તેઓને, (આપી રાખેલા જમાનાને તેમજ દિવસોને) અંતિમા મુકતો, કે નથી તેઓને આગળ ચલાવતો.

(પયગામબર એઝરા).

The God that ever lives and loves
One God One Law, One Element,
And One far off Divine event,
To which the whole Creation moves

અર્થ.—તે પરમેશ્વર કે જે, સદા હસ્તીમા છે અને જે, સર્વદા બધાને ચાહે છે તે, એકજ ઇશ્વર એકજ કાનુન અને એકજ મુળ તત્વ રૂપે (રહયો છે), અને પેલો દૂરના ભવિષ્યમા બનનારો જે મહાન ઇશ્વરી બનાવ (અહુનવરના નાદ મુજબ થનારો કુલ સૃષ્ટિનો ફરોશગર્દ=(Renovation) છે તેની તરફ આખી સૃષ્ટિ રચના ખેંચાઇ રહી છે

केवलमेश्वरेच्छा बलयसि ।

કેવલેમેશ્વરેચ્છા બલિયસિ એ વાક્યનો અર્થ પણ એજ થાય છે કે, પરમેશ્વરની ખાહેશજ હમેશા બળવાન હોય છે આ એછમા અને મળતી કહેવત Pre-ordination over rules કરીને છે અને તેનો અર્થ એ છે કે નિર્માણ થયલુ જ સદા બને છે ફારસીમા પણ 'રઝા બે હુકમે કઝા, કરીને એક કહેવત છે અને તેનો અર્થ ઇશ્વરેચ્છાને આધીન રહેવુ એવો થાય છે આ એછમા એજ વિચારને મળતો આવતો વિચાર Resignation to the Will of God મા સમાઇ ગયો છે હવે, ફારસીમા હકીમ ફેરદવસી તુસીએ થોડીક નીચની બયતોમા ઉપલાજ વિચારોને ટુકમા વણી લીધા છે

બયતો —અબર દુ ઓ દેહ હફ્ત શુદ કદખોદાય.

૧. ગેરફ્તન્દ હરયક સઝાવાર જાય.
દર ઉ બખ્શેશો દાદન આમદ પદીદ,
૨. બેબખ્શીદ દાના ચેનાનચુન સઝીદ.
નગેહકુન બર ઇન ગુમ્બદે તીઝગર્દ,
૩. કે દરમાન અઝુયસ્ત ઓ ઝુયસ્ત દર્દ.
હરઆન ચીઝ કુ આફ્રીદ અઝ બવેશ,
૪. બદાનસુ કશદ બન્દેગાનરા રવેશ.
હર આન ચીઝ કુ ખાસ્ત અન્દર બવેશ,
૫. બર આનસ્ત ચર્ખે રવાનરા રવેશ.

**અર્થ** :—૧. દશ અને બે (૧૨ રાશિઓ) ઉપર, સાત (સાત ગ્રહો)-માલેક થયા અને તેઓમાંનાં દરેકે પોતાને ઘટતી જગ્યા લીધી. ૨. તેમાંથી (૧૨ રાશિઓમાંથી) માણસજાતને સુખ દુઃખ આપવાનું જાહેર થયું અને જેને, જેમ ઘટે છે તેને, મહાજ્ઞાની સાહેબ, (પરમેશ્વર) તે પ્રમાણે આપતો રહે છે. ૩. હે, ભાઇ! તું, આ ફરતાં આકાશ તરફ નેગાહ કર; કેમકે સુખ અને દુઃખ તેમાંથીજ મળે છે. ૪. જે બનાવ, ભવિષ્યમાં બનવા માટે, તેણે, (ખુદાતાલાએ) નક્કી કર્યો છે તે તરફ, આસ્માનની ચાલ માણસજાતને ખેંચે છે. ૫. જે કાંઇ ભવિષ્યમાં થવું જોઇએ એવું તેણે, (ખુદાતાલાએ) ઇચ્છયું છે તે પ્રમાણે (એટલે તે બનાવને=હોનારતને હસ્તીમાં લાવવાને ખાતર) ફરતું આસ્માન ફરે છે. (ઉપલી બયતોમાં અહુનવરનાં નાદની આખી ફિલસુફીનું ગુલ બ્યાન, હકીમ ફેરદઉસી તુસીએ વણી લીધું છે; પણ તે બાબે લંબાણથી બોલવાની આ જગ્યા નથી. ખુદ નેર્યોસંગ ધવલ કે અકો મોબેદે સુધા, પોતાનાં ૧૬ સંસ્કૃત શ્લોકોમાંના ૬ ઠ્ઠા શ્લોકમા, એજ મહાન ફિલસુફીના વિચારોને બહુજ યુક્તિપુર્વક વણી લીધા છે.)

હવે અહુનવદ ગાથાના ૨૯મા હાનો ૪ થો ફકરો પણ અહુનવરના નાદની અદ્‌ભૂત ગતિને આધીન રહેલા આ ૧૬ આતશોની અજબ જેવી બલીહારી તેમજ કામગીરીનો અને અહુરા મઝદાના ત્રીકાળ જ્ઞાનનો તેમજ નિર્માણનાં અચૂક કાયદાનો આપણને ખ્યાલ આપે છે અને તે ફકરો નીચે મુજબ છે.

મઝ્દાઓ સખારે મઇરિશ્તો યા
જિ વાવેરેજોઇ પઇરિચિથીત્
દએવાઇશ્ચા મશ્યાઇશ્ચા યાચા
વરેષઇતે અઇપિચિથીત્
હવા વીચિરો અહુરો, અથા ને
અંઘ્હત્ યથા હવો વસત્

**અર્થ**:—પઇરિ યાને ભૂતકાળમા તેમજ અઇપિ યાને વર્તમાન (તથા ભવિષ્ય) કાળમાં, માણસો તેમજ દેવોથી જે જે કાર્યો થયા છે અને થાય છે (તેમજ થશે) તે બધાને, મઝદા (મહાજ્ઞાની) ઘણોજ યાદ રાખનાર છે. અહુરા પોતે વીચિર એટલે વઝીર (બધાના કામોનું તોલ કરીને અચૂક ઇનસાફ આપનાર) છે અને જેવું તે પોતે ઇચ્છે છે તે મુજબ આપણને (સારું નરસું) આવી મળે છે.

હિંદુઓનાં મહાભારતમાં, યુધિષ્ઠિર એક શ્લોક બોલે છે તેમાં પણ નિર્માણનો અચૂક નિયમજ બધેબધ કામ કરી રહયો છે તે સ્પષ્ટ રીતે દેખાડવામાં આવ્યું છે. ઉપલો શ્લોક નીચે પ્રમાણે છે.

आपदिनास्ति मर्यादा न निमित्तं न कारणम् ।

धर्मस्तु विभजत्यर्थमुभयोः पुण्यपापयो : ॥

અર્થ:—સંકટની કાંઇ હદ નથી તેમજ તેનું, કાંઇ બહાનું યા તો કારણ પણ નથી. એ તો ન્યાયરૂપી ધર્મંજ માત્ર, પુણ્ય અને પાપનાં ફળ તરીકે, માણસજાતને, સુખ તથા દુઃખ વહેંચી આપે છે. મઝદાથી માંડીને તમામે તમામ યઝદાની, મીનોઇ તેમજ નુરાની હસ્તીઓ તેમજ ગેતીની દુન્યાનો એક રેતીનો દાણો સુધાં કેવી રીતે, આ નિર્માણનાં એટલે કર્મનાં મહાન, અચૂક, ગહન અને સંપૂર્ણ ઇનસાફી કાનુનને, આધીન રહીને, જુએ મોટે અહુન-
વરનાં નાદની મહાન યોજનાને અમલમાં મુકી રહયાં છે તેનું જ્ઞાન, આ ૧૬ આતશોની કારરવાઇમાં સમાઇ ગયું છે એમ જણાવીને, આ આતશને લગતો ખુલાસો અત્રે ટુંકમાં સમાપ્ત કરૂં છું, અને અત્રે સ્હેજ વધુમાં જણાવું છું કે, મહાન કુદરતનાં ૧૬ આતશોનો નરઓક ધરાવનારૂં એક આતશ બેહરામ અને અષો માણસ, એ બે, આ ગેતીની મોટામાં મોટી અસ્કયામત છે અને તે કારણેજ અષો દાદાર અહુરમઝદે અષો ઝરથુસ્ત્રને, રેવાયતો મુજબ જણાવ્યું છે કે "હે ઝરથુસ્ત્ર ! આ જગતમાં એક આતશ બહેરામ અને બીજું તો અષો માણસ મારી ઉત્તમ પેદાયશો છે." આ આતશ બહેરામોની સંભાળ લેવાથી તેઓ, જનાબીનોનાં દરૂજના, તેમજ દેવોનાં હુમલાઓને તોડીને કેવી રીતે એક કોમનું રક્ષણ કરે છે અને તેઓનું બરોબર પાસ્બન પોરષણ અને હેફાઝત ન કરવાથી તેમજ તેઓને પુરતાં પ્રમાણનાં ચોખ્ખું સુખડ અને લુબાન વગેરે અર્પણ નહિ કરવાથી અને તેઓનાં ઉસ્તાન (પાસુબાનુ) ને તકો નહિ આપવાથી તેઓ (આતશ બેહેરામો) ગનામીનોનું કાર્ય કરીને એક કોમની પડતી થવા દે છે તેને લગતો જાણવા જેવો ખુલાસો "હનુમ" માં પડેલો છે પણ જગ્યાની તંગીને સબબે તે, તેમજ બીજી ઘણી એક બાબદો ટુંકાવી દેવી પડી છે. ફક્ત એક બાબદ તો જણાવ્યા વિના ચાલે એમ નથી અને તે, એ છે કે, ઉપર જણાવેલા ૧૬ આતશોમાંનો ઉપરથી નીચે ઉતરતાં પહેલો આતશ, આતશે રાએદાન-રાએઠ છે અને તે આપણી ફ્રવશી સાથે નિસબત ધરાવે છે અને (મોસ્તલહેદા-ઇ-અબ્વરૂ એટલે મીનોઇ-દરમાની આતમોની સૃષ્ટિની શરૂઆત અગાઉ) તેમાંથી, જે ૧/૧૦ ભાગ છુટો પડે છે તેજ માત્ર આપણી સૃષ્ટિમાં, આમેઝ છે જ્યારે ૯/૧૦ ભાગ સૃષ્ટિમાં મુદલ આમેઝ નથી. બીજો આતશ, આતશે પુશ અહુરહે મઝ્દાઓ છે અને તે વિષે આતશ ન્યાયશમાં ઇશારો છે. ત્રીજો

આતશ, આતશે બેરેઝે-સવંઘહ છે અને તેને લિપે યસ્નનાં ૧૭ માં હાંમાં ઇશારો છે. ચોથો આતશ, આદર ખુરદાદ છે અને તેને પણ, આતશ નીયાયશમાં છેવટે યાદ કરવામાં આવ્યો છે. પાંચમો આતશ, આદરફ્રોબા છે અને તેને, આફ્રીન-ઇ-ર્ઝ્યઝદમાં, યાદ કરવામાં આવ્યો છે. છઠ્ઠો આતશ, આદર ગુશસ્પ છે અને તેને પણ આતશ ન્યાયશમાં યાદ કરવામાં આવ્યો છે. સાતમો આતશ, આદરબુરઝીન મહેર છે અને તેને પણ આતશન્યાયશનાં છેવટનાં પાઝન્દ ફકરામાં યાદ કરવામાં આવ્યો છે. આઠમો આતશ આદરે-મીનો-કર્કોઈ છે અને તેને આતશ ન્યાયશમાં છેવટે યાદ કરવામાં આવ્યો છે તેમજ નવમો આતશ, આતશે વાઝીશત અને દશમો, આતશે ઉર્વાઝીશત તેમજ અગ્યારમો આતશ, આતશે સ્પેનીશત છે અને ઉપલા ૩ માના પહેલા બેને, મોટી હપ્તનયશ્તમા તેમજ છેલ્લાને આફ્રીનનાં ભણતરમા યાદ કરવામા આવ્યા છે. ૧૨ મો ૧૩ મો ૧૪ મો ૧૫ મો તેમજ ૧૬ મો આતશ, કે જેઓ અનુક્રમે, આતશે વોહુફ્રયાન, આતશે દારા, આતશે નેર્યોસંગ, આતશે બોરેહ અને આતશે ફ્રાહ કરીને છે તેઓના નામો પણ છુટાં છવાયાં આપણા કેટલાક પાઝન્દ અને પહેલવી સાહિત્યોમાં આપણને મળે છે. આ ઉપરથી જણાશે કે, ઉપર વર્ણવેલી ૧૬ આતશી શક્તિઓના ઇશારાઓ, આપણને, આપણા ધાર્મિક સાહિત્યોમાથી જડે છે, એ મોટા સંતોષની વાત છે.

---

# કારણ ૬ ઠું.

## છોકરાઓ અને છોકરીઓને મળતી ભેગી કેળવણી

અત્ હ્વો મજ્દા ઇઝાચા આઝૂઇતિશ્ચા,
યે દએનાંમ્ વોહૂ સારશ્તા મનંઘ્હા;
આર્મતોઇશ્ કસ્ચીત્ અષા હુઝેન્તુશ્,
તાઇશ્ચા વીસ્પાઇશ્ ખ્શથ્રોઈ અહુરા.

.......... ..... .. . ......... . .......... ... ..

ફ્રો વાઓ ફ્રએષ્યા મજ્દા અષેમ્ચા મ્રૂઇતે
યા વે ખ્રતેઉશ્ ક્ષમાકહ્યા આ-મનઘ્હા,
એરેશ્ વીચિધ્યાઇ, યથા-ઇ આવયઓમા
તાંમ્ દએનાંમ્ યા ક્ષમાવતો અહુરા.

અર્થ:—જે કોઇ (આ મઝદયાસ્ન ઝરથુસ્ત્રિ) દીનને નેક મનરિનથી શ્રેષ્ઠ ગણે છે, તે પોતે, અય અહુરમઝદ! પુખ્તપણુ (વૃદ્ધિ) તથા આબાદી (નુ મૂળ) (છે) સંપૂર્ણ મનશ્નીની રાસ્તીને લીધે એવો કોઇબી શખ્સ ખરા જ્હાપણવાળો (ગણાય), (અને તે) અય અહુરમઝદ! તમામ (સુખ) સાથે તારી પાદશાહીમા (યાને બુલંદ બહેસ્તમા) (જશે) (સ્પેન્તોમદ ગાથા. હા. ૪૯, ફકરો ૫).

અય અહુરમઝદ! હુ તને ઘણોજ ચાહુ છુ (સબબ કે) તારી (હવંસ્પ-આગાહ) અક્કલના વિચારની મારફતે રાસ્તી ફરમાવે છે કે, ખરૂ એખત્યાર કરવુ, જેથી, આ તારી (મોકલેલી) દીનને, અય અહુરમઝદ! આશકારા કરવાને અમો શક્તિવાન થઇએ (સ્પેન્તોમદ ગાથા. હા ૪૯, ફકરો ૬).

આપણી હાલની ઉતરતા પ્રકારની નીતિ, એ, આપણા જવાન છોકરા છોકરીઓને મળતી સ્કુલ અને કોલેજોની ભેગી કેળવણીને કેટલાક પ્રમાણમા આભારી છે, અને તે સુધા, આપણી કોમની હાલની માઠી દશાનું એક મુખ્ય કારણ છે ઘણા પુરાતન કાળનો જગતનો ઇતિહાસ તપાસીએ છીએ, ત્યારે જણાય છે, કે પુરાતન વખતમા નુથી સ્ત્રીઓને કેળવણી આપવામા આવતી હતી, અને કેળવણી જેવી અગત્યની ચીજના મીઠાં ફળો ચાખવાથી, તેઓને કાંઇ બાકાત રાખવામા આવતી ન હતી.

પણ, તેઓને જે કેળવણી આપવામાં આવતી હતી તે, હાલમાં પુરૂષોને મળતી કેળવણીથી જુદાજ પ્રકારની હતી, અને હોવી પણ જોઇએ. ખાસ કરીને સ્ત્રી કેળવણીમાં શારીરિક સુખાકારી, ઘરની પવિત્રતા, અને સઘળા પ્રકારની સંસારી કેળવણીને લગતી બાબદો સમાઇ જતી હતી. બીજું, તે સમયમાં, કેળવણી આપતી વખતે સ્ત્રીઓને, પુરૂષો જોડે ભેગી બેસાડવામાં તો આવતી હતીજ નહિ. અવશ્ય કરીને સ્ત્રીઓને મળતી કેળવણીની પ્રથમ શરૂઆત માબાપના હાથ નીચે ઘરમાંથીજ શરૂ થતી હતી, અને જો વિશેષ જરૂર જણાતી તો, વિદ્વાન સ્ત્રી શિક્ષિકાઓ (Female Teachers) ના હાથ નીચે તેઓને પૂર્ણ વિશ્વાસ સાથે મુકવામાં આવતી હતી. તેઓને જે કેળવણી મળતી હતી, તેને પરિણામે તે સમયની સ્ત્રીમાં સાચાં સ્ત્રીત્વ (True Womanhood) ને સોએ સો ટકા દીપાવે એવા શરમ, લજ્જા, સભ્યતા, સાદાઇ, પતિવ્રતાપણું, સદાચાર અને વડીલો પ્રત્યેના માનના સઘળા સદ્ગુણો ખીલી નીકળતા હતા. સ્ત્રીના સર્વ સદ્ગુણોમાં શરમ યાને લજ્જાનો સદ્ગુણ અગ્રપદ ભોગવે છે. એક સ્ત્રી ચાહે એટલી શિખેલી હોય પણ, જો તેનામાં સર્વ સદ્ગુણોનાં મૂળ સમાન ગણાતો આ શરમનો સદ્ગુણ ન હોય તો, તેણી સ્ત્રી ગણાવાને લાયક નથી. આ વિચાર કાંઇ આજ કાલનો નથી, પણ બહુ બહુ જુનો છે; બલકે, સાચાં સ્ત્રીયત્વના મુખ્ય અભૂષણ સમાન છે. ટુંકમાં નિમક વગરના ખોરાકની જેટલી કિંમત અંકાય છે, તેટલીજ લજ્જાનો સદ્ગુણ ન ધરાવનારી સ્ત્રીની કિંમત તે વેળા અંકાતી હતી. તે સમયના લગભગ દરેક પ્રજાના વડીલો બહુ અચ્છી રવેશે સમજતા હતા કે સ્ત્રી અને પુરૂષના શારીરિક બંધારણ વચ્ચે કુદરતે અસલથી જે ફરક રાખ્યો છે તે પ્રમાણે સ્ત્રી અને પુરૂષની કેલવણી વચ્ચે પણ ફરક રહેવોજ જોઇએ અને તે કારણે સ્ત્રીઓ અને પુરૂષોની કેળવણી વચ્ચે આકાશ ને ધરતી જેટલો ભેદભાવ રાખવામાં આવ્યો હતો. એક અભણ સ્ત્રી કરતાં ખરી રીતે કેળવાયલી સ્ત્રીથી, તે સ્ત્રીની જાત, સમાજ, અને કોમને મીઠાં ફળો મળે છે, એમાં સહેજ પણ શંકા નથી. આપણી પોતાની કોમમાં જે સદ્ગુણો અને ભલા ખવાસો ખીલી નીકળ્યા હતા તે, આપણી સ્ત્રીઓને મળેલી ધાર્મિક, ઘરસંસારી તેમજ બીજી રૂડી કેળવણીને આભારી હતા. પણ હાલનો કેળવણીને લગતો મામલો તદન ઉલટાઇ ગયો છે,

અને તેને પરિણામે સ્ત્રી તેમજ પુરૂષને સ્કુલ તેમજ કોલેજોમાં અને બીજી સંસ્થાઓમાં ભેગી કેળવણી આપવામાં આવે છે. જે વેળાએ આ ભેગી કેળવણી (Co-education) ની શરૂઆત કરવામાં આવી, ત્યારે કમનસીબે તેની હિમાયત કરનારા ગ્રહસ્થો તેમજ બાનુઓને ખ્યાલ ઉપજ્યો નહિ હશે, કે જે ભેગી કેળવણીની સંસ્થાની તેઓ શરૂઆત કરે છે, તેના કેવાં માઠાં પરિણામો આવશે. હું ધારૂં છું કે, તે મરહુમ ગ્રહસ્થો તેમજ બાનુઓએ, જો અગાઉથી જાણ્યું હતે કે, છોકરાઓ અને છોકરીઓ યાતો મોટી ઉમરના પુરૂષો અને સ્ત્રીઓ સાથે બેસીને ભેગી *કેળવણી લેશે તો, ઘણા ચોંકાવનારા પરિણામો આવવા પામશે, તો, તેમણે* કદી પણ હાલની ભેગી કેળવણીની રૂઢિ (system) ની હિમાયત કરી હતે નહિ. પણ અફસોસ કે તે મરહુમો આ ફાની જેહાનમાથી ગુજરી ગયાં છે, એટલે આપણે, તેમના કામો ઉપર નાહકની ચુનોચરા કરશું નહિ. હાલના કમનસીબ સંજોગોમાં ભેગી કેળવણીનું એક દરે પરિણામ સારૂં આવવા પામ્યું નથી, અને પામે પણ નહિ, એ નિર્વિવાદ છે. આપણી કોમમાં જ્યાંસુધી ભેગી કેળવણીની રૂઢિ હસ્તીમાં હતી નહિ, તેમજ જ્યાંસુધી આપણી સ્ત્રીઓને, ખાસ કરી ઘરેજ યાતો તેવી બાનુ શિક્ષિકાઓના હાથ હેઠળ કેળવણી મળતી હતી, ત્યા સુધી આપણી સ્ત્રીઓની નીતિરીતિ ઘણા ઉમદા પ્રકારની હતી, પણ, જે સમયથી છોકરા છોકરીઓ સ્કુલો કોલેજો ને બીજી સંસ્થાઓમાં ભેગી કેળવણી લેવા લાગ્યાં, તે સમયથી ખાસ કરીને આપણાં ભોળાં, ભલા અને ખાલેસ અંત:કરણના બચ્ચાંઓ આડે માર્ગે દોરવાવા લાગ્યા, કુદરતનો અનિવાર્ય કાનુન છે કે, **એક સ્ત્રી અને પુરૂષ જાણ યા અંજાણ એક બીજાના સંબંધમાં આવતાં યાતો તેઓ વચ્ચે દ્રષ્ટિપાત થતાં યાતો તેઓ વચ્ચે વાતચીતનો પણ વહેવાર થતાં તેઓમા અમુક જાતનો સારો યા માઠો (મોટે ભાગે માઠો) આનસિક ફેરફાર (*Mental affection*) થવા પામે છે, અને તેને કુદરતની કોઇ પણ શકિત અટકાવી શકતી નથી. જો માત્ર એકજ વખતમાં, ઉપર વર્ણવેલા સમાગમને કારણે આવુ નબળું પરિણામ આવવા પામે તો, વારંવાર એક બીજા ઉપર જાણ યા અંજાણ દ્રષ્ટિપાત કરતાં, છોકરાઓ અને છોકરીઓના મન ઉપર કેટલાં મોટાં પ્રમાણમાં નબળી અને નીતિની**

દ્રષ્ટિએ નહિ ઇચ્છવાજોગ અસર થવા પામે, એનો માત્ર ખ્યાલજ કરી લેવો પૂરતો છે. *

નીચની નોધના આપેલા અ ગ્રેજી ફકરા અને તેના તરજુમા ઉપર અ ય દુનદીન બહેનો અને ભાઇઓ ! તેમજ ભેગી કેળવણી (Co education) ની હિમાયત કરનારા શિક્ષક સાહેબો તેમજ છોકરા છોકરીઓના માતાપિતાઓ અને વાલીઓ ! તમો ખુબજ વિચાર કરશો તો તમને જણાશે કે, સ્ત્રી અને પુરૂષને એક બીજા સાથે બેસાડીને ભેગી કેળવણી આપવાનો નતીજો આપણી કોમની નૈતિક અધોગતિ (Moral degradation) માજ આવ્યો છે અને યુરોપ અમેરિકા ખડો તેમજ આપણે ત્યા સુધા ચાલુ બનતા રહેલા જુવાનીઆ તેમજ છોકરીઓને નસાડી લઇ જવાના (Kidnapping), તેમજ કહેવાતા પ્રેમ-કિસ્સાઓ (Love or Lust affair ?) ના અનેક બનાવો, એવ-નાઉપરી સચ્ચાઇના છવતા જાગતા પુરાવાઓ છે પશ્ચિમની આ ખામીભરી તેમજ ભેગી કેળવણીને પરિણામે, આપણા તેમજ આપણા ફરજંદોના અ ત કરણમા ઇશ્વરી તેમજ માનુષિ (Divine and Human) સદ્દગુણોની ખીલવણીને બદલે આસુરી તેમજ અમાનુષિ (Setanic and Inhuman) દુર્ગુણો ખીલવા પામ્યા છે અને સારાસારનો, કે ખરૂ શુ તેમજ ખોટુ શુ તેનો આપણા ફરજંદો કે આપણે પોતે બરાબર વિચાર કરી શકતા નથી આવી કેળવણીને પરિણામે આપણા અ ત કરણમા ખીલી નીક-

---

* જ્યારે બેમર્યાદાભર્યા પોષાકમા સજ થયલી એક સ્ત્રી ઉપર, ગામ કે પરકોમના મરદોની નજર પડે છે ત્યારે, ખાસ કરીને તેમજ જ્યારે તે સ્ત્રી ચાલો બીજી કોઇ ભલા આચારવિચારવાળી સ્ત્રી પણ પોતાની સમાન વયના કે નાની મોટી વયના પોતની ગામ કે પરકોમના મરદોના નિકટ સમાગમમા આવે છે ત્યારે, ઉપલા મરદોના મનમા બેમાલુમ રીતે ખોટી અસર થવા પામે છે એમ આજની વિદ્યા સુધા મ્યુલ ન્ટે છે જેઓ આ બાબદ વિષે શ કા ઉઠાવતા હોય તેઓએ, ખ્રીસ્તીઓના બાઇબલના નીચલા ફકરા ઉપર ખુબજ મનન કરવુ, But I say unto you that, whosoever looketh on a woman to lust after her, hath committed adultery with her already in his heart '

Saint Mathew, 5-28

અર્થ -પણ હુ તમોને જણાવુ છુ કે જે કોઇ પુરૂષ, હવસની દ્રષ્ટિએ એક સ્ત્રી ઉપર નજર કરે છે તેણે, ખરેખર તો પોતાના હૃદયમા, પેલી સ્ત્રી સાથે વ્યભિચાર કરી દીધો છે

જેલો 'શેતાન' આપણને પળેપળ ફરેબ આપી ગુમરાહીમા નાખી આપણને ઇશ્વરથી દુર રવા મથી રહયો છે માટે અય હમદીનો! હજી મોડુ થાય તે પહેલા ચેતો અને તમારી દીકરીઓને પશ્ચિમની તેમજ બેહદ, વધુ કેળવણી આપવાના અભખરાને પાણીચુ આપો આ બાબે જાણીતો અગ્રેજ કવિ-લોંગફેલો કહે છે કે—

*Truly the heart is deceitful*
*And from its depths of Corruption*
*Rise like an exhalation the Mystic*
*Phantoms of passion,*
*Angels of light they seem*
*In reality are the delusions of Satan*

અર્થ—ખરેખર આ હૃદય ઠગારૂ છે અને તેની બુરાઇના ઉડાણોમાથી, હવસના (દુર્ગુણોના) અજબ જેવા આભારો વરાળની પેઠે ઉભા થાય છે કે જે આભારો પહેલા તો રોશનીના ફરેસ્તાઓ જેવા દેખાય છે પણ ખરેખર તો તેઓ શેતાનની ઠગાઇઓ છે

અય હમદીનો! આપણા લોકોનીજ નહિ પણ સામાન્યપણે માણસ જાતની માનસિક સ્થિતિ (Mental Condition and Attitude) આ ઉપર જણાવ્યા જેવીજ થઇ ગઇ છે અને તે માટે જો કાઇ પણ ચીજ જવાબદાર હોય તો મોટે ભાગે હાલમા મળતી પશ્ચિમની ખામીભરેલી તેમજ બેગી કેળવણી અને સદીન ધર્મજ્ઞાનના અભ્યાસની ગેરહાજરીજ છે

એમ કહેવામા આવે છે કે, માણસની સર્વ ઇન્દ્રિઓમા આખ કાન અને જીભ બહુ અગત્યનો ભાગ ભજવે છે, અને તેમા પણ ખાસ કરીને આખો, કે જેને (Windows of the Soul) રવાનની બારી કહીને, કહે છે, તે તો સ્ત્રી યા પુરૂષની મનોવૃત્તિ (Mentality) ઉપર ભલી યાતો બુરી અસર ઉપજાવવામા બહુ બહુ અગત્યનો ભાગ ભજવે છે, તેમા સહેજ પણ શક નથી ખુદ આપણે આપણી નજરે જોયુ છે, અને કાને સાભળ્યુ છે કે આ બેગી કેળવણીથી માત્ર આપણીજ નહિ, પણ દુન્યાની સઘળી જાતી અને કોમના છોકરા છોકરીઓ ઉપર અનેક રસ્તેમા માઠી અસર ઉપજવા પામી છે, અને તેને પરિણામે, સખ્યાબધ છોકરા તેમજ છોકરીઓ દુરાચાર (Misconduct), અને અનીતિ (Immorality) ની ખાઇમા ગબડી પડયા છે બીજુ, ઉપર જણાવ્યુ તેમ સ્ત્રી કેળવણીમા

ખાસ કરીને ઘરસંસારી કેળવણીનો સમાવેશ થાય છે, પણ તેવી કેળવણી સ્કુલો ને કોલેજોમાં તો કાંઇ આપવામાં આવતી નથી. ઉલટું ત્યાં તો શરીર, અને મન ઉપર બોજારૂપ થઇ પડે એવી જાતના ઇતિહાસ, ભૂગોળ, ગણિત, અને સાયન્સની ભરડવા જેવી (Cramming) કેળવણી આપવામાં આવે છે, કે જે, સીનું બંધારણ અને તેણીની જીંદગીનો મૂળ હેતુ જોતાં સ્હેજબી બંધ બેસ્તી થઇ પડતી નથી. ખુદ પુરૂષોનેજ માટે હાલની કેળવણી એક કંગાલ નિષ્ફલતા સમાન પુરવાર થઇ છે, તો તેવીજ જાતની કેળવણીમાં પોતાના ભેજાંનું દહીં કરી નાંખતી અને કલાકો સુધી પોતાની આંખોને તાણી તેના તેજને કાપી નાંખતી આપણી કન્યાઓ તેમજ જવાન વયની સ્રીઓને તો, તે કેળવણી શું ફાયદો કરે? આ, તેજ કેળવણી છે કે જેણે, આપણા છોકરા અને છોકરીઓનું ચારિત્ર ઉતારી પાડ્યું છે. ખરી કેળવણી તો તે છે કે જે લીધાથી આપણા દીકરા દીકરીઓનું ચારિત્ર (Character) ઉત્તમ રીતે બંધાઇને, તેઓમાં સચ્ચાઇ, તાબેદારી, શરમ, પ્રમાણિકપણું, ધર્મ તરફની જાનફેશાની, વડીલો તરફનું માન, સંતોષ, નીતિ, પાકદામન તથા ખરા ગરીબો અને મોહતાજો તરફની દાઝનાં જેવા સદ્દગુણો ખીલવા પામે; પણ અફસોસ! કે આજે ખરી કેળવણી ન અપાતી હોવાને કારણે તેઓમાં જુઠાઇ, નાફરમાની, બેશરમપણુ, અપ્રમાણિકપણુ, ધર્મ તરફ ભયંકર બેદરકારી, ઉધાડાં માથાં રાખવાની આદત, માસિક માદગી તરફ આંખ મિંચામણા, વડીલો તરફ અભાવ તેમજ તિરસ્કાર, અસંતોષ, અનીતિ, બુરી નજર, વંઠેલાપણું, ધુત્તરપણું, ટચાકપણું, ઉછાછલાપણું, હલકટપણું, શેખી, બદશુઇ, ત્હારી મ્હારી, હીચકારાપણું, નામરદી, અદેખાઇ, ગુસ્તાખી, અહરામણી, ઠોરગાપણું, બેમહલાજાપણું, કુંવારાપણું અને એવાજ બીજા અનેક દુર્ગુણો પ્રગટી નીકળ્યા છે.

મારે ફરીથી ભારપૂર્વક જણાવવું જોઇએ કે, ખરી કેળવણીના પરિણામે તો નમ્રતા, ડહાપણ, જ્ઞાન, સદાચાર, સભ્યતા, વિવેક, લજ્જા, અને વડીલો તેમજ ધર્મ પ્રત્યેના માન જેવા સદ્દગુણો ખીલી નીકળવા જોઇએ, પણ મેં ઉપર જણાવ્યું, તેમ એક તો કેળવણી જાતે ખોટી, અને વળી પાછી ભેગી (Co-education) એટલે સદ્દગુણો ખીલવા પામેજ શાના? પુરાણા વખતમાં જગતની જુદી જુદી પ્રજાઓએ, નેકાબ યાને પરદાનો જે રિવાજ સ્રીઓ માટે ચાલુ કીધો હતો, તેનો

**મૂળ હેતુ એજ કે સ્ત્રી પુરૂષ એક બીજાના સમાગમમાં સહેલાઇથી આવી શકે નહિ અને તેને પરિણામે અનીતિ જન્મ પામેજ નહિ.** ઘણા જુના જમાનાથી દુન્યાની લગભગ દરેક પ્રજામા એવો રિવાજ હતો કે પરપુરૂષે, પરસ્ત્રીના સમાગમમાં, જાહેર યાતો ખાનગીમા પણ આવવુ નહિ, કેમકે, સ્ત્રીઓનો સમાગમ થતા, વારવાર માઠુ ફળ આવવા પામે છે અરે! એટલુ જ નહિ પણ પ્રાચિન કાળમા એવો પણ રિવાજ હતો કે, એક પુરૂષે બનતા સુધી પોતાની માતા, બ્હેન કે પુત્રીના પણ એકાંત સમાગમમા આવવુ નહિ આ વિષે મનુસ્મૃતિના ૨જા અધ્યાયના ૨૧૩, ૨૧૪ અને ૨૧૫ મા શ્લોકોમા કહ્યુ છે કે —

स्वभाव एप नारिणा नराणामिह दूषणम् ॥
अतार्थान्न प्रमायन्ति प्रमदासु विपश्चित ॥ २१३ ॥
अविद्वासमल लोके विद्वासमपि वा पुन ॥
प्रमदा ह्युत्पथ नतु नामक्रोधवशानुगम् ॥ २१४ ॥
मात्रा स्वस्रा दुहिना वा न विविक्तासनो भवेत् ॥
वल्वानिन्द्रियग्रामो विद्वासमपि कपति ॥ २१५ ॥

અર્થ —૨૧૩ પુરૂષોને વ્યભિચારી (બદનામ) કરવા એ સ્ત્રીઓનો સ્વભાવ હોય છે એટલા માટે ડાહ્યા પુરૂષો સ્ત્રીઓમા પ્રમાદ કરવા નથી (એટલે સ્ત્રીઓ તરફ ખેચાતા નથી) ૨૧૪ આ લોકમા કામ ક્રોધને વશ થયલા અવિદ્વાન તેમજ વિદ્વાનને પણ સ્ત્રીઓ આડે માર્ગે લઇ જવાનુ બળ ધરાવે છે ૨૧૫ માતા, બ્હેન કે પુત્રી સાથે સુધા એક પુરૂષે એકાંતમા બેસવુ નહિ કારણકે ઇંદ્રિયોનો સમૂહ એવો તો બળવાન છે કે વિદ્વાનને પણ પરવશ કરી દે છે

આ ઉપરથી હુ કાંઇ એમ કહેવા નથી માગતો, કે, આપણી છોકરીઓને કેળવણી ના આપો હુ જે કહેવા માગુ છુ તે એ છે કે, કુદરતી અચૂક કાયદે ભેગી કેળવણીથી કદી પણ સારૂ ફળ ઉપજતુ નથી, તે મૂળ મુદ્દાને ધ્યાનમા લઇને આપણા છોકરા અને છોકરીઓને **જુદી જુદી કેળવણીને લગતી સંસ્થામા મોકલાવો અને તે પણ એવી સંસ્થાઓ કે જ્યા આપવામાં આવતી કેળવણી, એક પુરૂષને, સાચા પુરૂષ બનાવે, અને એક સ્ત્રીને ખરેખર સ્ત્રીના નામને શોભા આપે એવી સ્ત્રી બનાવે. તે સિવાયની બીજી કોઇ પણ કેળવણી પછી તે ભેગી હોય કે જુદી, તે, કદી પણ લાભકારી નીવડી નથી, અને નીવડશે પણ નહિ.**

અને તેમાં પણ જે સંસ્થામાં સ્ત્રીને પોતાની જાતનો ખ્યાલ આપનારી, તેણીની ફરજોનું ભાન પેદા કરાવનારી તથા ઘરસંસારી કેળવણી આપવામાં આવતી ન હોય, તેવી સંસ્થામાં, સ્ત્રીને, પછી તે નાની વયની કન્યા હોય, કે મોટી ઉમરની જવાન બાનુ હોય, મોકલવાથી અર્થનો અનર્થજ થશે, અને અંતમાં તે કન્યાને કે સ્ત્રીને લાભને બદલે નુકસાનજ થવા પામશે. બીજુંં, આ ભેગી કેળવણી (Co-education) **ની બદીથી સ્ત્રી, પુરૂષ વિદ્યાર્થીઓના ચાલુ સમાગમમાં આવતાં બેશરમ અને નફ્ફટ બની જાય છે.** તેમજ તેણીમાં પુરૂષના જેવા કેટલાક ખવાસો જેવા કે ઉદ્ધતાઇ, ઉછાછલાપણું, હલકટપણું દાખલ થવા પામે છે, અને માસિક માંદગી જેવી હાલતમાં પણ તેણી સ્કુલ યાતો કોલેજમાં જતાં આંચકી ખાતી નથી. ટુંકમાં, આ ભેગી કેળવણી, બધી રીતે જોતાં પુરૂષ તેમજ સ્ત્રી બંનેને માટે નુકસાનકારક છેજ, તેમાં ખાસ કરીને સ્ત્રીઓને માટે તો તે, વધુ નુકસાનકારક નીવડવા વિના રહેતી નથી, એમ દેશ પરદેશથી મળતા રીપોર્ટો અને ખુદ આપણી કોમમાં આવેલાં અનેક ચોંકાવનારાં પરિણામે સાબેત કરી આપ્યુ છે; માટે, અંતમાં સમસ્ત પારસી કોમને મારી અરજ છે કે તમારી દીકરીઓને ખાસ કરીને જો કેળવણી આપવીજ હોય, તો, પ્રથમ તેઓને પુરેપુરી ઘર સંસારની કેળવણી આપો, અને તે બાદ જો તેઓનું બુદ્ધિબળ (Intellectual culture) વિશેષ ખીલવવાનો તમને અભખરો (Ambition) હોય, તો તેઓને માસિક માંદગીના દિવસો બાદ કરતા સ્ત્રી શિક્ષકાઓ તરફથી ચલાવવામાં આવતી એવી સંસ્થાઓમાં મોકલો, કે જ્યાં તેઓના મન, તન, નીતિ, અને રવાનની ખરેખરી ખીલવણી થવા પામે, અને તેઓ, પોતાના માત પિતાની કુખને દીપાવનારી નીવડે. જો મારી પારસી કોમ, સવેળાએ નહિ ચેતતા **પોતાની ફાંડાબાજ વર્તણુક** સુજબજ ચાલવાનું જારી રાખશે, તો અત્યારે જે માઠાં પરિણામો આપણે ભાગવી રહ્યા છીએ, તે કરતાં પણ વધુ અને પ્રમાણમાં વધારે માઠાં પરિણામો આપણને ભોગવવા પડશે, અને આપણી આ જવાન દીકરીઓ કે જે આવતી કાલે માતા બનવાની સ્થિતિએ આવી પુગી છે તે નિરંકુશ (Unrestrained) બની જઇ કોઇનો પણ ડર રાખ્યા વિના પોતાને ગમે તેવું સ્વચ્છંદી અને આખી પારસી કોમને લજવાવે એવુ જીવન ગાળવા માંડશે, કે જેવા દાખલાઓ અત્યારે આપણી આખની સામે બની રહ્યા છે. આના કરતા તો વિશેષ શું લખું? હું ધારૂં છું કે તેજીને તુંકારો બસ થઇ પડશે.

# કારણ ૭ મું.

---

## પશ્ચિમની મોટે ભાગે તકલીદી કેળવણી તરફ દેખાડવામાં આવતો અસાધારણ મોહ, અને સદગુણોની ખીલવણી તરફ દેખાડવામાં આવતી બેદરકારી.

---

અત્ યૂશ્ દએવા, વીસ્પાઓંઘ્હો
    અકાત્ મન ઘ્હો સ્તા ચિથ્રેમ
યસ્યા વાઓ મશ્ યજ્હતે
    કુજસ્યા પઇરિમતોઇસ્યા;
બ્યઓઆંમ્ અધપી દઇબિતાના
    યાઇશ્ અસ્રૂદૂમ્ બમ્યાઓ હુપ્તઇથે.
    ×    ×    ×
યાત્ યૂશ્યા ફ્રમીમથા, યા
    મષ્યા અચિસ્તા દન્તો,
વક્ષેન્તે દએવો-જુસ્તા, વંઘ્હેઉશ
    સીજધ્યમ્ના મનંઘ્હો;
મજ્દાઓ અહુરહ્યા ખ્રતેઉશ્
    નસ્યન્તો અપાઅત્ચા.
    ×    ×
તા દેબેનઓતા મષીમ્
    હુજ્યાતોઇશ્ અમેરેતાતસ્ચા,
હ્યત્ વાઓ અકા મનંઘ્હા
    યેંગ્ દએવેંગ્ અકસ્ચા મઇન્યુશ્
અકા ષ્યઓથનેમ્ વચઘ્હા યા
    ફ્રચિનસ દ્રેગ્વન્તેમ્ ક્ષયો.

તરજુમો:—પણ તમો બધા હે, દેવો! અકેમન (વાને બુરા વિચાર ના દેવ) ની તોખમના છો કે જેઓ તમોને ઘણો આરાધે છે (તે પોતે)

માઇ સાથે હાલની પશ્ચિમની કેળવણી મેળવતા ગયા, અને વાંદર નકલની પેઠે અંગ્રેજ પ્રજાના આચારવિચારોને આંધળા ભીંતની માફક અમલમાં મુકતા ગયા, તેમ તેમ પારસીઓમાંથી (થોડાક અપવાદો બાદ કરતાં) સચ્ચાઇ, પ્રમાણિકપણું, નીતિ, સાદાઇ, સભ્યતા, ડાહપણું, ગંભીરતા અને આંખમા શરમ, ધરાવનારા ઉમદા સદ્ગુણો અલોપ થવા લાગ્યા અને તેની જગ્યાએ **અનીતિ, નફ્ફટાપણું, છકેલપણું, ઉડાઉપણું, જુઠાઇ, અપ્રમાણિક જીંદગી, બદનજર અને ધર્મ તરફના અભાવને** લગતા તેમજ બીજા અનેક દુર્ગુણો દાખલ થવા લાગ્યા. જ્યારે પશ્ચિમની કેળવણીનો ઝાખો ભાવ વદીક પારસીઓને આવેલો ન હતો, તે વખતે **પારસીઓ હાલના કહેવાતા પારસી જરથોસ્તીઓના કરતાં સેંકડોગણા વધુ સારા હતા,** એ બીના તો નિર્વિવાદ છે. આજે, જે **કીસમનું કદી પણ નહિ સાંખી શકાય એવું ઉછાછળાપણું પારસી કોમના છોકરા છોકરીઓમાં ને બાનુઓમાં જોવામાં આવે છે, તે, પશ્ચિમની કહેવાતી કેળવણીનુંજ પરિણામ છે;** એવો હાલની પારસી કોમના વણાએક ધાર્મિક અને વિચારવંત નહરસ્થો અને બાનુઓનો અચૂક અભિપ્રાય છે, અને તેમા શંકા જેવુ કાઇ પણ નથી. **જો આ કેળવણી હજી આપણી કોમમાં ચાલુ રહેશે, અને તેને અણઘટતું વજન આપવામાં આવશે, તો તેમાંથી ઉત્પન્ન થતાં છુટાપણાને પરિણામે અનેક દુર્ગુણો તેમજ અનીતિ તેના પુર બહારમાં ઉભરી નીકળશે, અને હાલના કરતા પણ આપણી પારસી કોમ વધુ સિયાહ અને માઠી દશામાં આવી પડશે** અંતમાં મારે માત્ર **એટલુંજ કહેવાનું છે કે, હાલમાં આપણે સ્કુલો અને કોલેજોમાં આપણા છોકરા છોકરીઓને મળતી કેળવણી તરફનો મોહ છોડી દેવો જોઇએ,** અને તેને બદલે આપણા ખાનદાનને અને કોમને દીપાવે તેવી ધાર્મિક કેળવણી, આપણા બાળકોને, ઘરે, નહિં તો એવી કોઇક ધાર્મિક સંસ્થાની મારફતે અપાવવી જોઇએ. જો આમ થશે, તોજ કોમનો ખરો ઉદ્ધાર (Upliftment) થવા પામશે, નહિ તો બીજે કોઇ પણ ઉપાયે નહિજ.

**હાલની પશ્ચિમની જડવાદી કેળવણી, આપણને આપણી બહાર જોતાં શિખવે છે (*Teaches us to see***

**without) અને પશુતાની ખીલવણી કરે છે, જ્યારે પૂર્વની એટલે ધાર્મિક કેળવણી આપણને, આપણી અંદર જોતાં શિખવે છે (Teaches us to see within) અને મનુષ્યતાની ખીલવણી કરે છે.**

આ પશ્ચિમની તકલીદી કેળવણીનાં સંબંધમાં અય હમદીન બાનુઓ અને મહસ્થો ! મારે બહુ નમ્રતાપુર્વક જણાવવું જોઇએ કે, હવે તમો એ કેળવણીને ઝાઝી અગત્યતા આપવાનું છોડી દેઓ. એ કેળવણીને પરિણામે, હાલનો ભભુકદાર ખેંચાણવાળો અને ભપકાભર્યો તથા ગુમરાહીમાં નાખનારો સુધારો (કે કુધારો ?) (Civilization?) હસ્તીમાં આવ્યો છે, અને તેણે, જ્યાં જ્યાં પોતાનાં કદમો લંબાવ્યાં છે તે તે જગ્યાનાં લોકોનું નૈતિક બંધારણ (Moral Fabric) તેણે તોડી નાખ્યું છે. વર્તમાન જગતની માઠી અને કંગાલ દશા, ઉપલી બીનાનો જીવતો જાગતો અને અચૂક પુરાવો છે. એ, પશ્ચિમની સુકી ધર્મ વિનાની અને તદનજ તકલીદી કેળવણી સઘળા યુરોપ્યન દેશોને પણ ભારી પડી ગઇ છે તો પછી આપણા શું ભાર ? આપણા જેવી નાની કોમને તો તે પોતાના પંજામાં લઇને ચુંદી નાખશે. માટે ઓ, ભલાં અને સમજદાર જરથોસ્તી નરનારીઓ ! હજુબી ચેતી જાઓ અને તમારાં ફરઝન્દોનાં આત્મિક કલ્યાણને ખાતર હાલની પશ્ચિમની કેળવણીને તથા કહેવાતા સુધારાને બને તેટલી ઉતાવળે રૂખ્સત આપો અને તેની જગ્યાએ તમારા વ્હાલાં બચ્ચાંઓને પહેલાં ધર્મની તેમજ ઘરસંસારી કેળવણી આપો અને તેઓને નક્ટ નોકરીઓમાં સબડવા દેવાને બદલે નાના નાના વેપારધંધામાં કે ખેતીમા નાખો જો તમે તમારાં બચ્ચાંને ધનદોલતનો વારસો આપી નહિ જતાં ધર્મજ્ઞાન અને રૂડા ચારિત્ર (Good Character) નોજ માત્ર વારસો આપી જશો તો, તેઓ તમોને દુઆ દેશે. એ પણ યાદ રાખજો કે, **તમારૂં એકેકું નીતિમાન અને ધર્મિ ફરઝન્દ તમારી સાત સાત પહેડીનાં ગુજર પામેલાં રવાનોનું તારણ કરશે.** તમારૂં ફરઝન્દ શિખી ભણીને હલકી રીતભાત તેમજ ચારિત્રનુ નિવડે તેનાં કરતા તો તે, અભણ રહીને ધર્મિ નિવડે

એટલુંજ જોવાને તમો રાજી રહેજો. પૈસાટકા તો આજે છે અને કાલે નથી પણ ચારિત્ર અને ધર્મ તો સદાકાળ રહેનાર છે; માટે, તમારાં ફરજન્દને, ધર્મિ અને નેકકાર બનાવવાનીજ સદા હોંશ રાખજો. હાલની પશ્ચિમની કેળવણીની ગંભીર ખામીઓ તેમજ કયાશને પરિણામે ધર્મ બાજુએ મુકાઇ ગયો છે અને તેના નતીજા તરીકે, આપણી આસપાસ અને વાતાવરણમાં અનેક જાતના સૂક્ષ્મ અને નુકસાનકારક દેવો તેમજ બદ રૂહો, (કે જેમને વિષેજ અશો ઝરથુસ્ત્ર સાહેબે, આ લખાણને મથાળે ટાંકેલા અવિસ્તા ફકરાઓમા ગુહ્ય રીતે ઇશારાઓ કીધેલા છે) ભપકાદાર સુધારાના પરડાની પાછળ રહીને આપણા મનને ગુમરાહ, ડામાડોળ તેમજ પરીશાન કરી રહ્યા છે. અને આપણા અંતરમાં, ધર્મજ્ઞાનનો દીવો સળગેલો ન હોવાને કારણે આપણે, તે દેવોથી અંજાઇ જઇને તેઓથી ઠગાઇએ છીએ, તેમજ તેઓની આરાધના કરીને સદા જુઠા વિચાર જુંઠાં વચન અને જુંઠા કાર્યોમાં મચેલા રહીયે છીયે. **અય હમદીનો! યાદ રાખજો કે, ધાર્મિક કેળવણી સિવાયની બીજી કોઇ પણ કેળવણીનો પાયો હંમેશાં કાચો અને અસત્ય ઉપરજ રચાયલો હોય છે અને તે કારણેજ બીજી ગમે તેવી કોઇ પણ કેળવણી કે મોટી મોટી ડીગ્રીઓ આપણને સંગીન ફળ આપી શકતી નથી. ધર્મ અને સત્ય, એ બે, અહુરમઝદનાં સ્વરૂપો છે. દીનધર્મ વિના સત્ય નહી અને સત્ય વિના દીનધર્મ નહિ.** માટે, અય હમદીન નરનારીઓ! તમારાં ફરઝન્દોને ધર્મિ બનાવજો એટલે તેઓ સાચા અને નીતિમાન બનશેજ. અને પશ્ચિમની કેળવણીને પરિણામે જન્મ પામેલા હાલના કહેવાતા સુધારારૂપી દેવોથી ગુમરાહ તથા પરીશાન અને ડામાડોળ થતાં બચશે. તમો તમારાં ફરઝન્દોને સદા અવિસ્તા માથ્ર શિખવાની તેમજ ભણવાની આદત પાડજો. તેઓને સદા માથાં ઢાંકેલા રાખવાનુ તેમજ આખું શરીર ઢંકાય તેવા સાદાં કપડાં પહેરવાનું દબાણ કરજો અને તેઓને બાયલા, હીચકારા, કાંગળાં કે લાડધેલા તો બનાવતાંજ ના. આપણા જેવી યઝદાની દીનનાં લોકોને ઉઘાડું માથુ રાખવાનું ન શોભે. એ ઉઘાડાં માથાં રાખવાથી તો આપણું ખરૂં પારસીપણું અને જરથોસ્તીપણું અરધું ઉપર નાબુદ થઇ ગયું છે અને આપણી કોમ શરમનો સદ્‌ગુણ છોડી બેઠી છે. તમારાં ફરઝન્દોને સદા સાચુંજ બોલતા શિખવજો અને મોટી મોટી વાતો કરવાની તથા

વચનનો ભંગ નહિ કરવાની મહા બુરી આદતથી તેઓને બાઝ રાખજો * કેમકે વચનનો ભંગ કરનારનાં તેમજ મોટી મોટી વાતો કરનારનાં અને ડફાંસ મારનારનાં હાલ છેવટે બહુ બુરા થાય છે. તમારાં ફરઝન્દો, ઉમદા ખસલતનાં નિવડે તેને ખાતર તેઓને ધર્મ ક્રિયાઓમાં ભાગ લેતાં કરજો, અને લોબાન મુકીને પછીજ તેઓને જમવાની આદત પાડજો. જો તમારે ત્યાં દીકરીઓ હોય તો, તેઓને સૌથી પહેલાં રાંધવા, ભરવા સીવવા વગેરેની ઘર કેળવણી અને તે સાથે ધર્મની કેળવણી આપજો તેમજ તેઓ પાસે સઘળા રિવાજો બરાબર પળાવજો. ભલે તમારી દીકરી સ્કુલ કે કોલેજની કેળવણીથી બાકાત રહે પણ જો તેણી નીતિમાન સદગુણી અને તાબેદાર હશે તો, તમારે ત્યાં, તેણી લખ્ખોતી દોલત સમાન છે. જો તમારે ત્યાં દીકરાઓ હોય તો, તેઓને

---

* Love not to talk,  
Love not to boast;  
Grief comes to him,  
Who talks the most.

A promise is a debt of honour. Do not forget that. A promise should be just as sacred as your oath Your good faith or your lack of it is a part of your character. You can not escape that. What you promise, should be backed up with your last coin, if necessary.

The man of sterling character does not make promises lightly, because, to him a promise is as binding as an oath. It is a virtue as great as truthfulness.

અર્થ:—મોટી મોટી ડંફાસની વાતો કરવાથી દૂર રહેજો; કેમકે, જે શખ્સ ઘણી ડફાંસ મારે છે તે છેવટે દુ:ખી થાય છે.

વચન, એ આબરૂનાં કરજ સમાન છે માટે, તે બીના કદી પણ ભુલતાં ના. વચનને, સોગંદનાં જેટલુંજ પવિત્ર લેખવું જોઇએ. તમારી શુભ નિષ્ટા યાતો બદ નિષ્ટા એ, તમારાં ચારિત્રનો એક ભાગજ છે. અને તેમાંથી તમો છટકી શકશો નહિ. તમોએ જે વચન આપ્યું હોય તે, જો જરૂર પડે તો, તમારી પાસે છેવટે એક દમરી રહે તે વડે પણ તમારે પાળવું તો જોઇએજ. ઉમદા નીતિનો આદમી કદી પણ ફોકટનાં વચનો આપ્યા કરતોજ નથી કેમકે, તેની નજરમાં વચન, સોગંદ બરાબર છે. વચન આપવું એ, સચ્ચાઇનાં જેવોજ એક મોટો સદગુણ છે.

-પણ થોડું ઘણું રાંધવાનું તેમજ ઘરબાર કેમ ચલાવવું તેનું અને -આપણા ધર્મ તેમજ મહાન કદીમ ઈરાની ઇતિહાસની બુલન્દીનું જ્ઞાન આપજો. લાડ લડાવવાનો વિચારજ રાખતાં ના નહિતો "ભેંસના શીંગડાં ભેંસનેજ ભારી પડે" તેમ તમારાં લાડકાં ફરઝન્દો તમારેજ માથે છાણા થાપશે અને પછી તમોને તેઓ માટે પસ્તાવો થશે. આજે કમનસીબે આપણા જરથોસ્તી દીકરા દીકરીઓમાં બહુ મોટે ભાગે નાફરમાની, સરકશી અને છાલકાપણુ તેમજ આપવડાઇ .વિશેષ જોવામાં આવે છે. અને તેથી બીજા અનેક દુર્ગુણો જન્મ પામે છે. મહાન જરથોસ્તી ધર્મનાં જ્ઞાનની અને પુરાતન ઈરાની ઇતિહાસનાં જ્ઞાનની ગેરહાજરીમાં આપણા જરથોસ્તી બચ્ચાંઓમાંથી ઉમદા સદ્દગુણો દૂર થતા જાય છે. અને તે કારણે, આપણા જરથોસ્તી દીકરાઓ તેમજ દીકરીઓની યાદદાસ્તશક્તિ હવે ઘણી નબળી પડતી જાય છે. અય હમદીન જરથોસ્તીઓ! તમારાં બચ્ચાંને નાની વયથી સાદી તેમજ ખડતળ અને નીતિમાન જીંદગી ગુજારવાની આદતો પાડો, અને તેઓને, જે સૌથી પહેલું શિક્ષણ આપો તે, સત્ય બોલવાને લગતું આપજો. આ સત્ય બહુ મોટું અને ચમત્કારિક બળ ધરાવે છે, એ સત્યની ખુબીઓ -સમજાવતાં એક સંસ્કૃત શ્લોક કહે છે કે:—

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥

અર્થ:—સત્ય વડે પૃથ્વી નિભી રહી છે, સત્ય વડે સૂર્ય પ્રકાશ આપી રહ્યો છે, સત્ય વડે વાયુ વાઇ રહ્યો છે અને આખું વિશ્વ, (જગત) સત્ય -વડે ઉભું રહ્યું છે.

અય હમદીનો! આપણી કોમ અને ધર્મની દશા બહુ માઠી થઇ પડી છે માટે, હવે કમ્મર કશો અને ધર્મની એટલેજ કોમની રક્ષા કરવા ઉતાવળે બહાર પડો. જો આપણો ધર્મ રક્ષાયો તો કોમનું રક્ષણ થવાનુંજ એમ ખાતરજમાથી માનજો. કુદરતમાં કોઇ પણ એવી -શક્તિ નથી કે જે, નીતિમાન, ધર્મિ અને સત્યવાન પ્રજા કે કોમનો નાશ કરી શકે.

અય હમદીનો! આપણે અધર્મથી હણાઇ રહ્યા છીએ. આ અધર્મ તે બીજું કાંઇજ નહિ પણ પશ્ચિમનો સુધારો છે. જેવો એ -સુધારો આપણી વચ્ચેથી ધીમે ધીમે દૂર થતો જશે તેવીજ આપણી

વચ્ચે પાછી આપણી દીન આઇન સજીવન થશે. **માટે અય હમદીનો! સૌથી પહેલાં તમે તમારી દીકરીઓનું રક્ષણ કરો, કેમકે, એક કોમની હસ્તીનો આધાર, તે કોમની સ્ત્રી જાતી ઉપર રહેલો છે.** તમારી દીકરીઓને સદા મહલાજાભર્યો અને માદ્દેજ પોષાક પહેરાવો. **એ દીકરીઓ તમારી તેમજ આખી કોમની કિંમતી અને અમૂલ્ય મીરાસ છે. એજ દીકરીઓ જો ભલી હશે તો ખચીતજ આપણી આવતી ઓલાદ નીતિમાન અને જોરેમન્દ બન્યા વિના રહેશે નહિ.** તાકાત શું કોઇની કે આપણી દીકરીઓ ઉપર આડી નજરે પણ જુએ ?

આપણી મુફલીસ કોમ, ધર્મના પાળનથીજ નિભી રહી છે અને તેને હવે, ધર્મના ઉદ્ધાર વડેજ નિભાવવી જોઇએ. આ પુસ્તક વાંચતાંની સાથેજ મનમા પાકો નિશ્ચય કરજો કે, **“ધર્મ મારાં જીવનનો હેતુ છે અને તેને કોઇ પણ ભોગે હું વળગી રહીશ”** પણ, સાથે એબી યાદ રાખજો કે સત્યના પાળનથીજ તેમ બની શકશે અને સત્યનું બળ કેટલું છે તે, ઉપર ટાંકેલા સસ્કૃત શ્લોક પરથી તમો સમજી શકયાં હશો માટે તમારાં ફરજન્દો પાસે સત્યનુ બરાબર પાળન કરાવો અને તમો પોતે પણ પાળન કરો. આ તેજ સત્ય છે કે જેને, આપણી દીનમાં **અષોઇનાં** બહુ બહોળા અને ઉંડા અર્થવાળા શબ્દ વડે ઓળખાવવામા આવ્યું છે. અને તેજ કારણે આપણા **અવિસ્તા** જણાવે છે કે, **“અએવો પથાઓ યો અષહે, વિસ્પે અન્યએષાંમ અપન્થાંમ,”** (જીવનનો) રસ્તો માત્ર એકજ છે અને તે અષોઇનો (સત્યનો) છે બીજા બધા રસ્તા નહિ રસ્તા જેવા (યાને ખોટા છે.) અય હમદીનો! તમો જાતે પોતે એવી શુદ્ધ ડાઘ રહિત જીંદગી ગુજારો કે તમારે ત્યા, **અર્દાએવીરાફ, દસ્તુર આદરબાદ મારેસ્પન્દ** અને મુબેદ **નેર્યોસંગ ધવલ** જેવા દીન અને કોમનો ખરો ઉદ્ધાર કરનારા બેટાઓ તેમજ બાનુ† અરનવાઝ, બાનુ શહેરનવાઝ, બાનુ

† બાનુ શબ્દ **“અવસ્તા”** નો છે અને તેને સસ્કૃતમા **ભાનુ=ભાનુ** કરીને કહે છે ભાનુનો અર્થ સૂર્ય કરીને થાય છે બાનુનો એલકાબ ખરેખર તો સૂર્ય સમાન તેજસ્વી, દીનદાર અને પાકદામન ઔરતોને પહેલાના જમાનામા આપવામા આવતો હતો હાલમા તો ગમે તે સારી કે નરસી સ્ત્રી હોય છતા પણ તેણીને બાનુનો એલકાબ આપવામા આવે છે જે વાજબી નથી.

ફરાનક,•બાનુ ફરંગીઝ, બાનુ મનીજેહ, ખોરશેદબાનુ, જરબાનુ, બાનુ ગોશસ્પ, બાનુ આરઝોય, બાનુ રોદાબે, બાનુ તેહમીના, બાનુ ગોદ'આફ્રીદ, બાનુ હોમાય, બાનુ કેતાયુન, બાનુ ગુલનાર, બાનુ તન્નાસ, બાનુ ઝોહરીર્ન, બાનુ લાલારૂખ અને બાનુ ગુલશીરીના જેવી દીનદાર, પાકદામન, ખ્રેરમન્દ અને મીનો અષિશવધ જેવી સોહામણી બેટીઓ, જન્મ પામે. અને તમારા હેયાત ફરઝન્દોને એવી તો સુંદર અને પવિત્ર તાલીમ આપો કે કે તેઓ માતપિતાની કુખને દીપાવે અને કોમની કીર્તિ તેમજ ગારવને જગતમાં વધારે અને **દીકરીઓને એવી તો ઉમદા કેળવણી આપો કે નાળીયેરમાં જળવાઇ રહેલાં પાણી પેઠે સદા પાક અને લાંછન વિનાની જીંદગી ગુજારીને તમોને જીવતાં જીવત રોશન બહેસ્તની ખુશહાલી આપે.** અપો, સતવાદી અને સદગુણી ઇનસાન તો, આ સમસ્ત પૃથ્વીનાં તેજ, અને મગરૂરી સમાન છે માટે આ જગતમા ધનદોલતનો વારસો મુકી જઇને કજીયો તથા કુસપનાં બીજો રોપી જવાને બદલે તમારા દીકરા દીકરીઓને દીનધર્મના જ્ઞાનનો અમૂલ્ય વારસો સોપી જાઓ કે તે, ખાતાં ખૂટે નહિ, વાપરતા તુટે નહિ, ચોરથી ચોરાય નહિ, પાણીમા તણાય નહિ, અગ્નિથી બુઝાય નહિ પણ જાવેદાન સુધી અખંડ અને અચલ રહે. અય હમદીનો ! આ નાશવંત અને દગારાં જગતના મોહમાં, ન તો તમો ફસાતા કે ન તો તમારા વ્હાલા ફરઝન્દોને ફસવા દેતા. **જીવાત્માનાં (રવાનનાં) કલ્યાણને માટે ધર્મ છે અને ધર્મના પાળણને માટે જીવન મલ્યું છે. માટે, તમારાં ફરઝન્દોને તમારાં પેટપાસાંમાં વધતાં હેત તેમજ માયા મહોબતથી સદા દાબેલાં રાખજો અને તેઓના ખરાં સુખનો યાને આવતા ભવની બહેતરીનોજ ખ્યાલ કરજો.** આ સ્થૂલ જગતનુ સ્થૂલ જ્ઞાન અને કેળવણી તો ચલાયમાન અને વિસરાઇ જાય એવી છે જ્યારે ધર્મજ્ઞાન અને સદગુણોની ખીલવણી તો, यावच्चन्द्रदिवाकरौ ॥ સૂર્ય અને ચંદ્રની જાવેદાન હસ્તીની પેઠે રવાન સાથે સદાકાળ નિભી રહેશે. માટે, તમારા ફરઝન્દોને અંતઃકરણની કેળવણી (Heart Culture) આપજો, કે જેથી, તેઓ પોતાના સદગુણો ખીલવવા પામે અને તેઓ, જીંદગીનો ફેરો સફળ કરે. આ જમાનો, બહુ બેશરમ અને બુરો છે. કળજુગનો પ્રભાવ બહુ અજબ રીતે જડવાદ (Materialism) તરફજ મોટે ભાગે ખેંચી જનારો છે માટે, તમારા ફરઝન્દો, ગમે તેવા પણ સારા, સાલેસ, નમાના,

હાવકાં, રાંક, શર્માળ, કહયા સરનાં અને તાબેદાર હોય છતાં, તેઓને કદી છૂટાં (Free) મુકતાં ના અને તેઓ ઉપર બને તેટલો અંકુશ અને નંજર રાખજો કે, તમોને ઓચીંતુ પસ્તાવું પડે નહિ. બીજું એકે જેમ હિંદુ અને મુસલમાન ભાઇઓ તેમજ ખ્રીસ્તીઓ પોતાનાં નાના બચ્ચાંઓને આશરે નવ વર્ષની ઉમ્મરથી અનુક્રમે, "ભગવદ ગીતા તેમજ 'કુરાન' અને 'બાઇબલ' વાંચતાં શીખવે છે તેમ આપણા ફરઝન્દોને પણ નાની વયથી 'જન્દ અવિસ્તા, અસલ હરફે અને શુદ્ધ ઉચ્ચારે શિખવજોજ. તેમજ ઇરાનની પ્રાચિન જાહોજલાલીનો ઇતિહાસ અને આપણા હિંદ ખાતેના જરથોસ્તી વડીલોનો ઇતિહાસ પણ તેઓને શિખવજોજ કે જેવી, તેઓમાં આપણા મહાન મઝહબ અને કોમ માટે, મગરૂરી, માન તથા દિલગીરી પેદા થાય. બીજું, અય હમદીનો! **તમો તમારી દીકરીઓને કદી પણ પરકોમના જવાનો સાથે ભેળાવા દેતાં ના, કેમકે, તેમાંથી જરૂરજ માઠાં પરિણામો આવ્યાં છે અને આવ્યા વિના રહેશે નહિ.** આપણે એકવાર કેવાં પવિત્ર અને મહાન હતાં તેનો જરા વિચાર કરો. બીજું એ કે, તમારી આંખનાં તેજ સમી વ્હાલી દીકરીઓ સ્કુલ તેમજ કોલેજમાં જઇને ત્યાં શું કરે છે, કોણની સાથે કેવી અને શું વાતચીતો કરે છે અને કેવી રીતે ઘરની બહાર વર્તે છે તે બાબદમાં તમે જરા પણ નફકરાં રહેતાં ના; નહિ તો, તમારાં ફરઝન્દો ઉપર તમોએ મુકેલો આંધળો વિશ્વાસ, તમોને ભારે અપજશમાં મુકી દેશે અને તમારી ગરદન કાપી નાંખશે, કેમકે, સામાન્યરીતે, જે રીપોર્ટો જાહેર તેમજ ખાનગીમાં મળતા રહે છે તે ઉપરથી જણાય છે કે, **કોલેજોમાં જતી પારસી છોકરીઓ પારસી વિદ્યાર્થિઓ સાથે વાત કરવાને બદલે મોટે ભાગે પરકોમનાં વિદ્યાર્થિઓ સાથે છૂટથી વાતચીત કરે છે અને તેઓ સાથે ભેળાય છે.** જો આ બાબદ ખરી હોય તો, (અને કેટલેક અંશે તે તદન ખરીજ છે) અય હમદીનો! તેનું પરિણામ કેવું આવશે તે તમે સમજો છો કે? તેનું પરિણામ, છેવટે તમારા બચ્ચાંની જાહેર નાલેશી (Public Scandal) માંજ આવશે અને તમારૂં બચ્ચું છેવટે ફટાઉં તથા નાફરમાન બનીને તમોને મોટી એબ લગાડશે તે જુદું. માટે, બહેતર તો એજ છે કે, જ્યાં છોકરાઓની સાથે બેસીને શિખવાનું હોય તેવી સ્કુલ કે કોલેજોમાં,

તમારી બેટીઓને મોકલશોજ નહિ અને જો તમોને અબખરે (Ambition) જ હોય કે તમારી દીકરી કોયેજની કેળવણી લે તો સારૂં, ત્યારે તો, તમારે તેણીની દરેક હીલચાલ ઉપર ચાલુ ને ચાલુ નજર રાખવીજ જોઇએ. બીજું અય હમદીનો! તમો પોતે પફ, પાઉડર, કોસ્મેટીક, લીપસ્ટીક, સેન્ટ, લવન્ડર વગેરે વસ્તુઓનાં ઉપયોગથી દૂર રહેજો અને તમારાં ફરઝન્દોને પણ દૂરજ રાખજો. આ બધી ચીજો હાલના જમાનામાં સૂક્ષ્મ રીતે હવસ (Carnal Passion) ને ઉશ્કેરનારી તેમજ મનને અહંકારી અને પાપી (Vainglorious and sinful) બનાવનારી છે. બીજું તમો તેમજ તમારાં ફરઝન્દો, ધન્તર, મન્તર, દેવ દહેરાં, પીર, મુઝાવર, હનુમાન, દોરા, ચીઠ્ઠી, હાથા, તાવીજ, માદળીયાં, માનતા વિગેરેનાં નાહકનાં ચેતકતેમજ પછાશથી દૂરજ રહેજો અને ફક્ત તમારી પાક માંગવાણી ઉપરજ એકીન રાખજો, અને તે, તમારી મુશ્કેલીઓ દૂર કરશે એમ ખાત્રીથી જાણજો.

તમારા ઘરનાં ફરઝન્દો, જો ધર્મિ, નીતિમાન અને સદગુણી હશે તો, તમારી ગરીબી તેમજ તંગી પણ ઢંકાઇ જશે. પણ જો તમારાં ફરઝન્દો એબ લગાડે તેવાં અને વંઠેલાં હશે તો તમારી દુન્યવી દોલત અને ધન પણ તમોને શું ખપતું? આ ત્રણપાંચ દિવસની જીંદગીનો વિચાર સદા મનમાં રાખીને જીંદગી ગુજારજો. એક અંગ્રેજ કવિ કહે છે કેઃ–We live in deeds, not years, in thoughts, not breaths, in feelings not figures on dial. He most lives, who thinks the most, feels the noblest and acts the best. **(Sir John Ruskin).**

અર્થઃ–આપણે, કામો વડે અને નહિ કે વર્ષો વડે, વિચારો વડે અને નહિ કે શ્વાસોશ્વાસની સંખ્યા વડે, લાગણીઓ વડે, અને નહિ કે કલાકો દેખાડનારા ઘડીયાળના આંકડાઓ વડે, જીવ્યે છીએ. જે આદમી (ઘણા ઉમદા વિચારો) વિચારે છે, (ઘણી ઉમદા) લાગણીઓ ધરાવે છે, અને (ઘણા ઉમદા) સવાબનાં કાર્યો કરે છે તેજ ઘણું જીવે છે. (સર જોન રસ્કીન).

તમારાં, તેમજ તમારાં ફરઝન્દોનાં આત્મિક હિતનો અને પેની દુન્યામાં આપણને આપણી નેકી યા તો બદી સાથે એકવાર જવાનું છે એ વિચાર પહેલાં કરજો. અય હમદીનો! આપણો દીન ખોદાઇ છે અને આપણે તે ખોદાઇ દાનનાં વારસો છીએ માટે આપણને

ઘટતુ' નથી કે આપણે ઉ'ઘાડે માથે ફરહર કર્યે'. અફસોસની વાત છે કે, આજે પારસી મહોલ્લાઓ કે પારસી રહેવાસના મકાનો આગળથી આપણે પસાર થઇએ છીએ ત્યારે, બારીએ, ઓટલે, આંગણે, અગાસીએ અને રસ્તામાં સુધાં આપણા પારસી બ્હેનો તેમજ ભાઇઓને સોએ નેવું કેસમાં ગાઉન સાથે ઉ'ઘાડે માથે ઉભેલાં, ખાતાંપીતાં, હીહીહાહા કરતાં, ઠઠ્ઠા મશ્કરી કરતાં જોઇએ છીએ. ખરે આ કેવો ક'ગાલ અને બેબ લગામબો દેખાવ છે. અરે! એટલુંજ નહિ પણ આતો એક અઝીમમાં અઝીમ ગુનાહ છે. અને જે ગુનાહોથી રવાન "મહરગરઝાન" યાને આત્મિક મરણને લાયકનુ' એટલે દુઝખમાં જઇને, અત્રે પાછું જન્મ લેવાને લાયકનુ' બને છે તેવાજ ગુનાહોની પ'ક્તિનો. આ પણ એક ગુનાહ છે.

અય હમદીનો! યાદ રાખજો કે આવાં આવાં ગુનાહનાં કામોથી આપણે બુરાં એટલે દુઝખી બનતાં જઇએ છીએ. આપણું શરીર આપણી પોતાની મતા નથી પણ તે અહુરમઝદની મતા છે; કેમકે, આ ધરતી ઉપરનાં વસ્વાટ દરમ્યાન અહુરમઝદને યાને તેનાં પોતાનાં અમર અ'શને, રહેવાને માટે જે ઉત્તમ મકાન છે તે ઇનસાનનું શરીર છે. માટે, અય હમદીનો! બહુ ખબરદાર રહેજો અને ગુનાહનાં વિચાર વચન કે કાર્ય'થી પરહેઝ રહેજો કેમકે, દરેક ગુનાહથી આપણા ખાકી શરીરમાં બીરાજમાન રહેવું' રવાન યાને અહુરમઝદ આઝોર્દે' બને છે.

**ઉઘાડે માથે જી'દગી ગુજારનારાં તેમજ ફટાઉ'પણે પોતાના સુ'દર બાલો બોબ્ડ (Bobbed) કરાવીને જી'દગી ગુજારનારાં જરથોસ્તી બહેનો અને ભાઇઓને કદાચ ખબર હશે યા ન હશે કે, જ્યારે તેઓ આ દુન્યામાંથી રહેલત કરી જાય છે ત્યારે ચેહારૂમની બામદાદ સુધી ‡**

---

‡ પુછયું' ઝરથુસ્ત્રે અહુરમઝદને "હે, મીનો અતિ વૃદ્ધિનાં કરનાર અને ખાકી શરીરોના બનાવનાર અશો અહુરમઝદ! જ્યારે ભલું માણસ ગુજરે છે ત્યારે તેનું રવાન (આત્મા) તે રાતે કયાં રહે છે? ત્યારે અહુરમઝદે જવાબ દીધો, "(તેની સરચકારની જગ્યાએ) માથાની નઝદીક બેસે છે. "ઉશતવઇતી ગાથા" ગાતું અને "ઉશતતાત" (નામનો માંથ્ર અથવા ગાથાનો ભાગ) પઢતું; (તે એ કે) 'ધન્ય તેને' કે જેબી કોઇને આપએખત્યારીથી રાજ કરતો અહુરમઝદ ધન્ય કરે. તે રાતે, તે રવાન એટલી બધી ખુશહાલી પામે છે કે જેટલી બધી જીવતી આલમ પામે." "બીજી રાત્રે તેનું'

તમારી બેટીઓને મોકલશોજ નહિ અને જો તમોને અભખરો (Ambition) જ હોય કે તમારી દીકરી કોલેજની કેળવણી લે તો સારૂં, ત્યારે તો, તમારે તેણીની દરેક હીલચાલ ઉપર ચાલુ ને ચાલુ નજર રાખવીજ જોઇએ. બીજું અય હમદીનો! તમો પોતે પફ, પાઉડર, કોસ્મેટીક, લીપસ્ટીક, સેન્ટ, લવન્ડર વગેરે વસ્તુઓનાં ઉપયોગથી દૂર રહેજો અને તમારાં ફરઝન્દોને પણ દૂરજ રાખજો. આ બધી ચીજો હાલના જમાનામાં સૂક્ષ્મ રીતે હવસ (Carnal Passion) ને ઉશ્કેરનારી તેમજ મનને અહંકારી અને પાપી (Vainglorious and sinful) બનાવનારી છે. બીજું તમો તેમજ તમારાં ફરઝન્દો, ધન્તર, મન્તર, દેવ દહેરાં, પીર, મુઝાવર, હનુમાન, દોરા, ચીઠ્ઠી, ઢાગા, તાવીજ, માદળીયાં, માનતા વિગેરેનાં નાહકનાં ચેતક તેમજ પછારાથી દૂરજ રહેજો અને ફકત તમારી પાક આંથવાણી ઉપરજ એકીન રાખજો, અને તે, તમારી મુશ્કેલીઓ દૂર કરશે એમ ખાત્રીથી જાણજો.

તમારા ઘરનાં ફરઝન્દો, જો ધર્મિ, નીતિમાન અને સદ્દગુણી હશે તો, તમારી ગરીબી તેમજ તંગી પણ ઢંકાઇ જશે. પણ જો તમારાં ફરઝન્દો એબ લગાડે તેવાં અને વંઠેલાં હશે તો તમારી દુન્યવી દોલત અને ધન પણ તમોને શું ખપનું? આ ત્રણપાચ દિવસની જીંદગીનો વિચાર સદા મનમાં રાખીને જીંદગી ગુજારજો. એક અંગ્રેજ કવિ કહે છે કેઃ–We live in deeds, not years, in thoughts, not breaths, in feelings not figures on dial. He most lives, who thinks the most, feels the noblest and acts the best **(Sir John Ruskin).**

અર્થઃ–આપણે, કામો વડે અને નહિ કે વર્ષો વડે, વિચારો વડે અને નહિ કે શ્વાસોશ્વાસની સંખ્યા વડે, લાગણીઓ વડે, અને નહિ કે કલાકો દેખાડનારા ઘડીયાળના આકડાઓ વડે, જીવ્યે છીએ. જે આદમી (ઘણા ઉમદા વિચારો) વિચારે છે, (ઘણી ઉમદા) લાગણીઓ ધરાવે છે, અને (ઘણા ઉમદા) સવાબના કાર્યો કરે છે તેજ ઘણું જીવે છે. **(સર જોન રસ્કીન).**

તમારાં, તેમજ તમારા ફરઝન્દોનાં આત્મિક હિતનો અને પેની દુન્યામાં આપણને આપણી નેકી યા તો બદી સાથે એકવાર જવાતું છે એ વિચાર પહેલાં કરજો. **અય હમદીનો! આપણી દીન ખોદાઇ છે અને આપણે તે ખોદાઇ દાનનાં વારસો છીએ માટે આપણને**

સમજવી. અહુરાના ઝરથુસ્ત્રને લગતી અને દેવોનાં તરીકાથી વેગળી આપણી દીનનાં લોકોને એ ઉંઘાડાં માથાં રાખવાનું તથા ખાલો કપાવી નાંખવાનું નજ શોભે. એ તો દરવન્દોનો રિવાજ છે, માટે, અય હમદીનો! ચેતી જાઓ અને આ અધર્મિ તેમજ પરદેશી અને નફટ રિવાજને છોડી દો. ઉંઘાડાં માથાં રાખનારાં સ્ત્રી-પુરૂષોમાંથી મોટે ભાગે શરમ તેમજ વિવેક, સભ્યતા અને લજ્જાનાં સદગુણો નીકળી જાય છે અને તેઓ, બેશરમ [Brazen-faced] બની જઇને પોતાથી સામી જાતીનાં માણસોનાં સમાગમમાં આવતાં સહેજપણ અચકાતાં નથી અને એ પ્રમાણે તેઓની આસક મરી જવાની સાથે નીતિનો ધીમે ધીમે ભંગ થવા માંડે છે અને તેમાંથી વારંવાર માઠાં પરિણામો આવવા પામે છે.

અય હમદીનો! તમારી દીકરીઓ કે દીકરાઓ ગમે તેનાં પણ ખુબસુરત, સુંદર અને સોહામણા હશે પણ જો તેઓમાં સદાચાર, વિવેક, સભ્યતા, શરમ, મહલાજો, તાબેદારી (Submissiveness) અને દીન દારીનાં સદગુણો નહિ હશે તો, તેઓ, તમોને કે કોમને શું કામના? તેઓ

---

રહે છે?" ત્યારે અહુરમઝદે જવાબ દીધો-"આ પ્રમાણે, ખચ્ચીત, હે, અષો ઝરથુસ્ત્ર! (તેની સચકારની જગ્યાએ) માથાંની નઝદીક તે (સ્વાન) અસ્વસ્થ રહે છે "કામ નેમોઇ ઝાંમ" (નામના ગાથાના વચન) ગાતું (તે એ કે) કઇ ધરતી ઉપર હું વળું, હે અહુરમઝદ! ક્યા નમતા જાઉં? (એટલે હું ક્યાં જાઉં?) તે રાતે, તે સ્વાન એટલી બધી નાખુશી પામે છે કે, જેટલી બધી જીવતી આલમ પામે" અષો ઝરથુસ્ત્રે પુછ્યું "બીજી રાતે તેનું પોતાનું સ્વાન ક્યાં રહે છે?" ત્યારે અહુરમઝદે જવાબ દીધો-"આ પ્રમાણે ખચીત ઓ, અષો ઝરથુસ્ત્ર! તેની (સચકારની જગ્યાએ) માથાની નઝદીક તે (સ્વાન) અસ્વસ્થ રહે છે "કામ નેમોઇ ઝાંમ" (નામના ગાથાના વચન) ગાતું (તે એ કે) "કઇ ધરતી ઉપર હુ વળું, હે અહુરમઝદ! ક્યા નમતા જાઉં? (એટલે હુ ક્યા જાઉં?). તે રાતે. તે સ્વાન એટલી બધી નાખુશી પામે છે કે જેટલી બધી જીવતી આલમ પામે." (અષો ઝરથુસ્ત્ર પુછે છે) "ત્રીજી રાતે તેનું પોતાનું સ્વાન ક્યાં રહે છે?" ત્યારે અહુરમઝદે જવાબ દીધો, "આ પ્રમાણે ખચીત, હે, અષો ઝરથુસ્ત્ર! (તેની સચકારની જગ્યાએ) માથાની નઝદીક તે અસ્વસ્થ રહે છે. "કામ નેમોઇ ઝાંમ" (નામના ગાથાનાં વચન) ગાતું (તે એ કે) કઇ ધરતી ઉપર હું વળું? હે, અહુરમઝદ! ક્યા નમતા જાઉં? (એટલે હું ક્યાં જાઉં?). તે રાતે, તે સ્વાન એટલી બધી નાખુશી પામે છે કે જેટલી

કુંવારાપણાની બદી, કે જેણે, પારસી કોમમાં છેલ્લાં આશરે ૩૦ થી ૪૦ વર્ષ થયાં બહુ મોટાં પ્રમાણમાં પગપેસારો કીધો છે તે, છુટાપણું અને પશ્ચિમની કેળવણીને લીધે જન્મ પામી છે. જ્યાં સુધી આપણી કોમમાં પશ્ચિમની કેળવણી અને છુટાપણાનો પવન ફેલાયો ન હતો, ત્યાં સુધી આપણા દીકરાઓ અને દીકરીઓ પોતાના માબાપો, વાલીઓ, અને રક્ષકોના કહેવા પ્રમાણે ચાલતાં હતાં, અને તેઓ, "ઉઠ કહે તો ઉઠ, ને બેસ કહે તો બેસ," એ સાદી અને રૂડી કહેવતનો અમલ કરતાં હતાં. હાલમાં આ બદીના કેવાં અફસોસકારક પરિણામો આવ્યાં છે, તે વિષે હું મારા વિચારો દર્શાવું તે અગાઉ, આ કુંવારાપણાની શા માટે હિમાયત કરવામાં આવે છે, તે બાબે થોડું વિવેચન કરીશ. હાલના પરણવા લાયક ઉમરે પુગેલા છોકરાઓ અને છોકરીઓ એવી દલીલ કરે છે કે, અમોને તો ફેશનેબલ જીંદગી ગુજારવી જોઇએ, અને તેવી જીંદગી ગુજારવા માટેના સાધનો ન હોય, તો અમે પરણીને શું કર્યું? કેટલીક વાર છોકરાઓ વધુ મોટી રીતનો અજાખરો રાખીને સારા કુલની અને ગુણવતી છોકરીઓને સુધાં પરણવાની ના પાડે છે, તે સાથે કેટલીકવાર આપણી દીકરીઓ સુધાં એવી દલીલ કરે છે કે, અમોને શિખેલો ભણેલો અને સારૂં કમાતો છોકરો મળે તોજ અમારો સંસાર સુખી થાય. આપણે આ બધી પક્ષો તરફથી રજુ કરવામાં આવતી દલીલો તપાસશું, તો જણાશે, કે તે, તેમજ તેને મળતી બીજી સંખ્યાબંધ દલીલો અને કારણો મોટે ભાગે તકલીદી છે. અલબત છેલ્લાં વીસેક વર્ષ થયાં પારસીઓ જે સંજોગની અંદર મુકાયા છે, તે જોતાં ઉપલી દલીલો અને કારણો રજુ કરવાનો આપણા છોકરા છોકરીઓને કાંઇક આધાર મળ્યો છે ખરો; પણ તે કારણો અને ઉપલી દલીલો હકીકતમાં વાજબી નથીજ, એમ હું ભાર મુકીને જણાવું છું. જો એક કોમની અંદર ખરચાળ અને ફેશનેબલ જીંદગી ગુજારવાનું ધોરણ દાખલ થાય, તો ઉપલી દલીલો કાંઇક પ્રમાણમાં ટકી શકે ખરી. આપણને જે જોવાનું છે, તે એ કે કુંવારાપણું અને પરણેલી જીંદગી એ બેમાંથી કઇ ચીજે આપણી કોમને વધુ ફાયદો કીધો છે, અને ભવિષ્યમાં કરી શકે. પારસી કોમનો છેલ્લાં ચાલીસથી પચાસ વર્ષ અગાઉનો ઇતિહાસ દેખાડે છે, કે તે વખતના પારસીઓમાં કુંવારાપણાના ખ્યાલે જાણવા જેવું જોર પકડયું હતું નહિ. જો કે કેટલાક છુટાછવાયા કેસમાં મરદો, ઓરતો, કુંવારાં રહી જતાં હતાં, પણ તે વખતે કુંવારાપણાનું

પ્રમાણ આજના જેટલું મોટું તો હતુંજ નહિ અને આપણી પેલી રૂડી કહેવત (દીકરી ને ગાય, ને દોરવે ત્યાં જાય) મુજબ તે સમયની આપણી પારસી દીકરીઓ એટલે આજની આપણી મમાઇ બપાઇઓ ઘણીજ માનપૂર્વક તાબેદારીથી જ્યાં તે લોકનું ભાગ્ય જોડવામાં આવે, ત્યાં જતી હતી, અને તેજ પ્રમાણે તે સમયના આપણા મરદો સુધા પોતાના વડીલોના ફરમાનને તાબે થઇને જે છોકરીઓ સાથ માબાપ ફરમાવે, તેની સાથે પોતાની સરજત જોડીને સુખી થતા હતા. તે વખતના લોકોમાં તાબેદારી અને વડીલો તરફના માનના સદગુણો ઘણા ખીલેલા હોવાને કારણે પારસીઓનો પરણેલો સંસાર ઘણાજ થોડા અપવાદો બાદ કરતાં એકંદરે સુખી ગુજરતો હતો. હાલનું આપણું કુંવારાપણું, કે જેના ગુણદોષમાં હું અત્રે ઉતરવા માગું છું તેણે, આપણી કોમમા ઘણી મોટી આફતો વરસાવી છે. વળી કુંવારાપણાનું એક બીજું મજબુત કારણ તો રીતની બીખની બદીને લગતુ છે. આજે તો સાધારણ કમાતો ને સાધારણ શીખેલો છોકરોબી રૂ ૪૦૦૦ થી ૫૦૦૦) ની રીત માંગશે, ને જરાક વધુ કેળવાયલો વધારે માગશે, નહિ તો ચીચોડાવાળી છોકરીનીજ શોધમાંજ રહેશે, કે ડોશો યા ડોશી ધપે, ત્યારે દલ્લો મળે. વળી જ્યાં છોકરો સમજુ હોય, યા કઇ પણ રીતની પરવા જેવું કરતો ન હોય, ત્યાં છોકરાની મા યા બેન યા માસી કાકી કોઇબી જણ રીતનો અભખરો રાખે છે. બબરચી જેવા રૂ. ૫૦૦૦) માગે, તો વળી બીજાંઓને શું કહેવું? કોમની ગરીબ, સુંદર, રાંક અને સદગુણી દીકરીઓ એમ પરણવા વગર પડી રહે છે. કોઇ કોઇ માબાપ માગીટાંગીને જેમ તેમ પરણાવે છે **"જેને ઘરે કન્યા, તેને પરમેશ્વરે દંડયા"** એવી કહેતી મુજબ ગરીબ માબાપને બેવડી મુંઝવણ થાય છે. એ રીતની બીખની બદી ઘણા વર્ષોથી ચાલતી આવી છે. તેમાં હમણાં હમણાં તો અતેરૂ જ થાય છે. એના પરિણામમાં લગ્નબી નિષ્ફળ નીવડે છે. જ્યા દયાનતજ બુરી અને પૈસાનોજ સવાલ પહેલા આગળ કરે તે લગ્ન કદી સુખી થાય? પરિણામે પરણ્યા પછી સસારના ભાવટાબી નજરે પડે છે, તેથી, વળી કેટલાકો પરણવા માગતાંજ નથી, કે, આ સ્વતંત્ર જીંદગી સારી. પણ કુંવારી જીંદગીમાંબી જંજાળ ને દુઃખ કાંઇ ઓછા નથી આવતા, એમ સમજતાંબી નથી, ને સમજવા માંગતાંબી નથી.

આજે આપણી કોમના કેટલાક છોકરા છોકરીઓ ઘણીજ અપજશ અને શરમ ઉપજાવે એવી અનેક બદીઓમાંની આ બદીમા ગીરફતાર થઇ ગયા

છે. આ બાબદમાં, જો છોકરો તેમજ તેનાં માબાપ વિચારવંત બનીને માત્ર કંકુ અને કન્યાનેજ વિચાર કરે તો, સેંકડો બલ્કે હજારો અશરાફ અને પુષ્પસમ કોમળ નિર્દોષ પારસી કન્યાઓનો ઉદ્ધાવ થઇ જાય અને જે નૈતિક સડાઓ આજે આપણી કોમને કોતરી રહ્યા છે તે નાબુદ થાય. ખુદ કુંવારી પારસી બ્હેનોએ સુધાં કાળા ગોરાનો તેમજ મોટા પગાર અને પદવીનો મોહ (Likes & Dislikes) છોડી દેવો જોઇએ અને સદ્દગુણી, સંતોષી તેમજ દીનદાર જરથોસ્તી જવાનો મેળવવાનોજ માત્ર મોહ રાખવો જોઇએ. જો આ કંગાલ બદીને ચાલુ રહેવા દેવામાં આવશે તો, કુંવારાપણું એક કાયમનો જાલમ રોગ (A chronic and cankerous disease) થઇ પડશે અને તેમાંથી બીજાં અનેક માઠાં પરિણામો જન્મ પામીને કોમને વધુ ને વધુ પાયમાલ કરશે. આ બદીનો અટકાવ કરવાનો ઉપાય મોટે ભાગે કુવારા પારસી જવાનોનાં હાથમાંજ હોવાથી હું તેઓને પણ અંગત વિનતિ કરૂં છું કે જો, તમોને તમારી પ્યારી કોમ માટે અને તેથી પણ વધુ પ્યારી પણ કમનસીબે અભાગણી તમારી પારસી બ્હેનો માટે કંઇક દીલસોજી હોય તો રીતનાં વિચારને અને કાળાં ગોરાના ખ્યાલને કાયમનો તજી દો અને સદ્દગુણી તથા તાબેદાર જરથોસ્તી છોકરીઓ સાથે લગ્નના પવિત્ર ગાંઠથી જોડાઇને તમારો ખુદા, જેમ તમોને રાખે તે પ્રમાણે સંતોષથી રહીને જીંદગી ગુજારો. આપણી કોમની, હસવા સરખી નાની સંખ્યા જોતાં, રીતની ભીખની બદી અને તેને પરિણામે જન્મ પામેલું કુંવારાપણું આપણને, કદી કદી પણ પાળવવાનું નથી, માટે પારસી માબાપો અને કુંવારા ભાઇઓ તથા બ્હેનોએ, આ નફટ અને અધર્મી રીવાજને તુરતજ દફે કરી નાંખવો જોઇએ. છોકરી તરફથી હજારો રૂપીઆ માંગવા એટલે તેટલી કિંમતે ખરીદાવું કે વેચાવું એ સિવાય રીતનો બીજો કશો પણ અર્થ થઇ શકતો નથી. તે ઉપરાંત સ્હેજ વધુ એ કહેવાનું કે, જો છોકરીના માબાપો એવુંજ ઇચ્છે કે અમારી દીકરીઓને શિખેલા ભણેલા તેમજ વધુ કમાતા અને સારી સોસાયટીઓમાં ફરતા છોકરાઓ મળે તોજ અમો અમારી દીકરીઓને પરણાવ્યે અને છોકરાનાં માબાપો પણ જો એવુંજ ઇચ્છે કે, અમારા દીકરાઓને વધારે રીત લાવતી તેમજ શિખેલી ભણેલી અને અપ-ટુ-ડેટ છોકરીઓ મળે તોજ અમે તેઓને પરણાવ્યે તો, ખચીતજ આપણે અટવાઇ જઇશું, અને આપણો હાલ બહુ બુરો થશે. આ તો એક જાતની વરનાગી, અકરીકત અને બેગુરીતક છે. હું ઇચ્છું છું કે આપણી

કોમ એકવાર પાછી અસલની સાદાઇ પર આવી જાય. આ કુવારાપણાને પરિણામે, આપણી કોમના, કેટનાક કુવારા પુરૂષો **'પરસ્ત્રીગમન'** તરફ અમુક અંશે ખેચાયા છે અને જો આ કુવારાપણુ, હજી પણ વધુ પ્રમાણમા ફેલાવો પામશે તો, તેમાથી ઘણા ઘોર અને નાશકારક પરિણામો આવશે એમ ખાતર જમાથી જાણવુ. **'પરસ્ત્રીગમન'** તરફ મોટે ભાગે કુવારો પુરૂષજ ખેચાઇ જાય છે અને તેથી વર્ણશંકર (ભેળસેળ) તોખમવાલી પ્રજા ઉત્પન્ન થાય છે અને તે વર્ણશંકર પ્રજા કુટુબ કબીલાઓને પાયમાલ કરી નાખે છે આ બાબે **મનુસ્મૃતિના** ૮ મા અધ્યાયના ૩૫૨–૩૫૩મા શ્લોકો તેમજ **ભગવદ ગીતાના** ૧ લા અધ્યાયના ૪૧–૪૨–૪૩મા શ્લોકો કહે છે કે –

परदाराभिमर्शेषु प्रवृत्तान्नृन्महीपतिं ॥
उद्वेगनकरैर्दण्डैश्छिनयित्वा प्रवासयेत् ॥ ३५२ ॥
तत्समत्थो हि लोकस्य जायते वर्णसङ्कर ॥
येन मूलहरोऽधर्मं सर्वनाशाय कल्पते ॥ ३५३ ॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रिय ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसकर ॥ ४१ ॥
सङ्करो नरकायैव कुलघ्नाना कुलस्य च ।
पतन्ति पितरो ह्येषा लुप्त पिण्डोदकक्रिया ॥ ४२ ॥
दोषैरेते कुलघ्नाना वर्णसङ्करकारकैः ॥
उत्साद्यन्ते जातिधर्मा कुलधर्माश्चशाश्वता ॥ ४३ ॥

**અર્થ** –(૩૫૨) રાજાએ પરસ્ત્રી ગમનમા (જનાકારીમા) પ્રવૃત્તિ કરનારા લોકોને ઉદ્વેગ (ધાસ્તી) કરનારા દડોથી (સજાથી) અગચ્છેદ (શરીરનો ભાગ કાપી નાખવા તે) કરી દેશમાથી દૂર કરવા

(૩૫૩) પરસ્ત્રી ગમનને લીધે લોકોનો વર્ણશકર (ઉચ નીચ તોખમની અને ભેળસેળ પ્રજા) થાય છે અને વર્ણશકર થવાથી મૂળનો (પવિત્ર તોખમનો) નાશ કરનારો અધર્મ થાય છે અને તે અધર્મ સર્વનો નાશ કરનાર બને છે

ગીતા શ્લોક (૪૧) (અર્જુન કહે છે) હે કૃષ્ણ! એકવાર અધર્મથી હાર્યા એટલે કુલની સ્ત્રીઓ વધારે દોષ કરવા માડે છે અને હે વાર્ષ્ણેય! (વૃષ્ણી યાદવના કુલમા પ્રકટેલા શ્રી કૃષ્ણ) સ્ત્રીઓ દુષ્ટ થઇ એટલે વર્ણશકર પ્રજા ઉત્પન્ન થાર છે

(૪૨) વર્ણસંકર પ્રજા, કુલનો ક્ષય કરનારને, તેમજ કુલને નર્કમા નાખે છે, કારણ કે, પિંડ તથા તર્પણની ક્રિયા (શ્રાધ)નો લોપ (નાશ) થવાથી તેમના પિતૃઓ (સ્વાનો) નીચ ગતિ પામે છે. (૪૩) કુલઘાતકીના (કુટુંબનો નાશ કરનારના) આવા વર્ણસંકર દોષોથી સનાતન જાતિ (વર્ણાશ્રમ) ધર્મનો તથા કુલ ધર્મનો ઉચ્છેદ (નાશ) થાય છે.

હું ધારૂં છું કે ઉપલી બાબદ ઉપરથી હમદીન જરથોશ્તી નરનારીઓ સમજી શકશે કે, કુંવારાપણું કેટલું હાનિકારક છે.

પારસી કોમનો આજથી આસરે પચાસ પોણોસો વર્ષ અગાઉનો શાહઘાટ તપાસતા જણાય છે કે, પરણતા છોકરા અથવા છોકરીઓવાળા તરફથી રીતને માટે વિચાર સુધાં કરવામા આવતો ન હતો, પણ જેને જે મળે તે એક બીજાને કરે એવી ગોઠવણ હસ્તીમા હતી. અત્યારે પરણતા છોકરાઓ તરફથી, રીતમાં જે મોટી મોટી રકમોની માગણી કરવામા આવે છે, તેનું સૌથી અગત્યનું કારણ પારસી કોમમા સામાન્યપણે દાખલ થયલી મોટી અને ખર્ચાળ જીંદગી છે. જે દિવસથી આપણી કોમ સાદી જીંદગીના ધોરણને પાછું દાખલ કરશે, તે દિવસથીજ પારસી કોમના પરણતા છોકરાઓ મોટી રીતનો અભખરો પણ મુકી દેશે. હાલના સંજોગો જોતાં પારસી કોમે પોતાની હસ્તી નિભાવી રાખવાને ખાતર રીતની માગણી કરવાની આદતને બને તેટલી પડતી મુકવી, તોજ મોટી સંખ્યામાં લગ્નો થવા માંડશે, કુંવારાપણાની બદી દુર થશે, આપણી, સંખ્યાબંધ રાંક અને સદ્ગુણી છોકરીઓનો ઉધ્ધાર થશે, અને તેને પરિણામે અનીતિનો છુપો તેમજ જાહેર સડો બહુ મોટા પ્રમાણમા નાબુદ થશે. આ કુંવારાપણાની વળણ હદ બાહાર નાશકારક છે, અને જો તેને વધુ ઉત્તેજન આપવામા આવે, તો કોમના બંધારણની ઇમારત ભાગીને ભુકો થઇ ગયા વગર રહેશે નહિ. આ એક એવી સંસ્થા (Institution) છે, કે જેને તમામ ધર્મના પેગંબરો અને કાયદા બાંધનારાઓએ ઘણી પવિત્ર અને અનિવાર્ય ગણી છે. એક સમાજ, કોમ, જાતિ અને પ્રજાની હસ્તીના બંધારણનુ આ પહેલું પગથ્યુ છે, અને તેના વિના કોઇ પણ કોમ, જાતિ કે પ્રજા ટકી શકે નહિ. નીતિ રીતિ અને હસ્તી નીસ્તીના દૃષ્ટિબિંદુથી જોતા, ખાસ કરીને આપણી પારસી જેવી નાની કોમે તો, આ કુંવારાપણાની બદીને બને તેટલી ઉતાવળે અને બને તેટલાં પ્રમાણમા દૂર કરી નાખવી જોઇએ. કોઇ પણ સંજોગમા આ બદી કોઇ પણ કોમને માટે એક મોટી કદુઆ, ચેપ અને આફત સમાન દેખાવી

જોઇએ જેમ જેમ આ બદી આપણી કોમમા આગળ વધતી ગઇ, તેમ તેમ તેણે, આપણી કોમના નૈતિક બળને તોડી નાખ્યુ, અને તેને પરિણામે નુકસાનકારક છુટાપણાના વિચારો જોર પકડવા લાગ્યા, જેથી આપણી કોમમા અનીતિને લગતા સખ્યાબધ ચોકાવનારા બનાવો બનવા પામ્યા, અને હજી પણ બનતા રહયા છે ઉપલી બીના રોશન રોઝની માફક ખુલ્લી છે, એટલે તે ઉપર ઝાઝુ વિવેચન કરવાની જરૂર રહેતી નથી, છતા એટલુ તો કહેવુ જોઇએ કે, જો આ બદી હજી પણ હાલની પેઠેજ ચાલુ રહેશે, તો ખાસ કરીને આપણી જવાન દીકરીઓ કેવો માર્ગ અખત્યાર કરશે, તેનો વિચાર કરતા પણ એક જાતની કપારી છુટે છે

હુ અત્રે તમામ પારસી માબાપોને બહુજ નમ્રતાપૂર્વક પણ ભાર મુકીને અરજ કરૂ છુ કે, તમારી દીકરીઓને જેવી રૂતુદર્શનની (માસિક માદગીની) શરૂઆત થઇ કે, બને તેટલી ઉતાવળે તેઓનુ માથુ ધોઇ નાખવાનોજ એટલે પરણાવવાનોજ પહેલો વિચાર કરજો, કેમકે, કુદરતને અચૂક કાયદે અને સ્ત્રીજાતિનુ બધારણ તથા તેણીનો ચચળ સ્વભાવ જોતા, માસિક માદગીમા બેસતી થયા પછી, તેણી જરૂરજ પુરૂષની ઇચ્છા કરે છે અને તેણીને પોતાનો પુરૂષ એટલે પતિ ન મળતા, તેણીના વિચારોમા મલિનપણુ આવવા માડે છે તથા તેણી, પરપુરૂષ સાથે, સ્વપ્નમા, મૈથુન (Sexual Co habitation) કરીને પોતાના શરીરમા બિગાડો ઉત્પન્ન કરે છે ઉપલા વિચારોને નીચના શ્લોકો મજબુત ટેકો ( ) આપે છે

रजस्वला च या नारी विशुद्धा पञ्चमे दिन ।
पीडिता कामबाणेन तत पुरुष मीहते ॥

[शाक्तानन्द तरङ्गिणी]

અર્થ —માસિક માદગીમા બેસતી સ્ત્રી, નાહીને પાચમે દિવસે કામથી પીડાઇને પુરૂષ સાથના સબધની ઇચ્છા કરે છે (શાકતાનન્દ તરંગિણીમાથી)

ऋतुस्नाता तु या नारी स्वप्ने मैथुनमाचरत् ।
आर्त्तव वायुरादाय कुक्षौ गर्भं करोति हि ॥
मासि मास विवर्द्धेत गर्भिन्या गर्भलक्षणम् ।
कलल जायते तस्या वर्जित पैतृकैर्गुण ॥

सर्पवृश्चिककूष्माण्ड विकृताकृतयश्च ये।
गर्भास्त्वेते स्त्रियाश्चैव ज्ञेयाः पापकृता भृशम्॥

[सुश्रुत शारीरस्थान द्वितीय अध्याय]

અર્થ :—ઋતુસ્નાન પછી (અડચણમાંથી નાહ્યા પછી) સ્રીને, પતિ ન મળવાથી તેણી, કોઇ કોઇ વાર કામી (હવસી) બનીને સ્વપ્નમાં, પુરૂષ સાથે સંયોગ કરેછે તે વેળાએ, તેણીનું વીર્ય નીકળીને પોતાનાંજ રજ સાથે મળી જાય છે અને આવી રીતે જ્યારે તેણીનું વીર્ય તથા રજ જરાયુમાં, જઇને તેણી ગર્ભવંતિ બને છે ત્યારે, તે ગર્ભનાં પતિનાં વીર્યથી બનતાં હાડકાં વિગેરે થતાં નથી. તે ગર્ભ તો માત્ર માંસના લોચા જેવો હોય છે યા તો સાંપ, વિંચ્છુ, દેડકાનાં આકારનો અકુદરતી ગર્ભ બને છે.

બીજું, કુંવારાપણું તેનજ મોટી ઉંમરે કરવામાં આવતાં લગ્ન કોઇ પણ રવેશે, સ્રી-જાતિ માટે લાભકારક નથી. આ બાને મી૦ લીકી ( Mr. Licky ) નામનો એક લેખક પોતાનાં, (History of the European Morals) હીસ્ટરી ઓફ ધી યુરોપ્યન મોરલ્સ, નામનાં પુસ્તકમાં લખે છે કે:—The nearly universal practice of the custom of early marriages among the Irish peasanty has alone rendered possible that high standard of female Chastity, that intense and Jealous sensitiveness respecting female honour, for which among many failings and some vices the Irish poor have long been pre-eminent in Europe.

સુધી કુંવારા નાંખી રાખવામાં આપણી કામની હસ્તી માટે કેવો જોખમ અને ભય સમાયલો છે.

પરધર્મમાં જુદદીન સાથ હમણા હમણા લગ્ન કરતા કેટલાક છોકરાઓ અને કેટલીક છોકરીઓની બાબદમાં, ઉંડાણથી તપાસ કરતાં જણાશે કે, તેઓ મોટી ઉમર સુધી નહિ પરણવાથીજ પોતાના મગજપરનો કાબુ ગુમાવી દઇ આવાં આપઘાતીક પગલાં ભરે છે. જુદદીન સાથ પરણતો પારસી છોકરો યા છોકરી લગ્નના ગાંઠથી કદી જોડાતાં નથી, એતો એક ખુલ્લી અનીતિ છે. એને લગ્નના ગાંઠની ઉપમા આપી શકાયજ નહિ. લગ્ન તો એક પવિત્ર કોલ છે, અને આત્માનું જોડાણ છે, અને જુદદીન સાથ લગ્નના ગાંઠથી કદી એક જરથોસ્તીથી જોડાઇ શકાયજ નહિ. કુદરત માતા તો પોતે નિષ્પક્ષપાતિ છે, અને કોઇની રવાદારગી કીધી નથી, અને કરશે પણ નહિ. કુદરતના કાયદા તો દરેક ઇનસાનને દરેક જમાનામાં એક સરખી રીતેજ લાગુ પડે છે, તેમાં સ્હેજ પણ શંકા નથી. હા, જો કુંવારા રહીને આપણા દીકરા દીકરીઓ પોતાની નીતિરીતિને કાબુમાં રાખી શકયાં હતે, તેમજ હાલે રાખી શકતાં હોય, તો તે જુદીજ વાત છે, અને આપણને ફરયાદ કરવાનું કશું કારણ સ્હેજ નહિ, પણ, આ બદીને પરિણામે મામલો તો ઉલટીજ રીતનો થઇ ગયો છે, અને **અમુક ઉમરે પુગ્યા બાદ પોતાની પાપી ખાહેશ અને હવસી ઇચ્છાઓને સંતોષવાને ખાતર માત્ર, આપણા કેટલાક ઉધ્ધત દીકરાઓજ નહિ, પણ આપણી કેટલીક વહાલી પણ ઉધ્ધત દીકરીઓ સુધાં અનેક કિસમના અધર્મિ અને અનીતિભર્યા માર્ગો ગ્રહણ કરી રહી છે.** આ અનીતિ કે જેને વિષે જાહેર છાપાઓમાં તેમજ ભાષણોદ્વારા પુષ્કળ બોલાઇ ચુકયું છે, તે, બીજા કોઇ પણ ઉપાયથી અટકી શકનાર નથી. આપણી કોમમાં કે પરકોમોમાં આ બદીને અટકાવવાને માટે ભલેને સેંકડો સોસ્યલ પ્યુરીટી લીગ્સો (Social Purity Leagues) કે વીજીલંસ સોસાયટીઓ (Vigilance Societies) હસ્તીમાં આવે, પણ જેમ એક આગની ચીંગારીને યાતો ચેપી રોગને ફેલાતાં અટકાવી શકાતો નથી, તેજ પ્રમાણે અનેક કિસમની બદીઓ કે જે મોટે ભાગે કુંવારાપણાની બદીમાંથી ફણગાઓ રૂપે જન્મ પામે છે, તેને અટકાવી શકાતી નથી. તેને અટકાવવાને માટે તો, માત્ર એકજ ઇલાજ છે, અને તે ઇલાજ, પરણેલી જીંદગી (Married Life) ના રૂડા, સંગીન, ધર્મિ

અને આશિર્વાદદાયક રિવાજને, ફરીથી સજીવન કરવામાંજ સમાયલો છે. આટ સિવાયના બીજા કાંઇ પણ ઉપાયો આકાશ અને ધરતી ઉથલપાથલ થશે, તો પણ કારગર લાગનાર નથી, અને પારસી જેવી નાની કોમ જો આ બદી રૂપી સત્તાને વધુ આધીન રહેશે, તો, તેને હજી પણ માઠાં પરિણામો સહેવવાં પડશે. આખા જગતની જુદી જુદી પ્રજાઓના ધાર્મિક અને ઇતિહાસીક સાહિત્ય તપાસતાં જણાય છે કે, સ્ત્રી જાતિને છુટાપણું કે સ્વતંત્રતા આપવામાં આવી નથી. †

તેઓને, જે છુટાપણું મળતું હતું, તે, તેઓના ઘરની અંદર અથવા તો પોતાના બાપો, ધણીઓ, ભાઇઓ, કે બીજા વિશ્વાસપાત્ર વાલીઓની સાથે બહાર નીકળે, તેજ વખતે મળતું હતું. ઇગ્લાંડનો પેલો આંધળો જગવિખ્યાત કવી સર જોન મીલટન કહે છે કે—"Nothing more beautiful can be found in a woman than her household goodness." એટલે એક સ્ત્રી, પોતાના ઘરસંસારમાં પ્રવિણતા ધરાવે, તેના કરતાં તેણીને માટે વધારે સારૂં બીજું કશું પણ હોઇ શકે નહિ. અને આ ઘરસંસારી પ્રવિણતા ત્યારેજ પ્રાપ્ત થાય, કે જ્યારે,

† સ્ત્રીઓ તો ખરેખરી રીતે જોતા ઘરબારનો કારભાર કરવાના, સ્વચ્છતા જાળવવાના, તેમજ ધર્મનાં અને રસોઇના તેમજ પ્રજાની ઉત્પત્તિના મહાન અને પવિત્ર કર્મ માટેજ સર્જાયલી છે. ઘરની બહારનાં કે પુરૂષોનાં જેવાં કર્મો માટે ખુદાતાલાએ સ્ત્રીઓને બનાવી નથીજ. જે સ્ત્રીઓ ઘરોમાંજ ઉદ્યોગી રહે છે તેઓ સાક્ષાત લક્ષ્મી સમાન છે. આ વિષે મનુસ્મૃતિનાં ૯ માં અધ્યાયનો ૧૧ મો તેમજ ૨૬ મો શ્લોક કહે છે કેઃ—

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ॥
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य चेक्षणे ॥ ११ ॥
प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ॥
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ २६ ॥

અર્થઃ—(૧૧) પતિનાં ધનને એકઠું કરવાના, તેનો (વાજબી) ખર્ચ કરવાનાં, સ્વચ્છતા જાળવવાના કામનાં, ધર્મના કામમાં, રસોઇનાં કામમાં, અને ઘરના રાચરચીલાની દેખરેખનાં સ્ત્રીને રોકવી.

(૨૬) સ્ત્રીઓ, પ્રજાની ઉત્પત્તિ માટે, મોટો ઉપકાર કરનારી છે, આદરમાનને લાયક છે અને ઘરને શોભા આપનારી છે. ઘરમાં, સ્ત્રી તથા લક્ષ્મી-રૂપી દેવી બેઉ જાતનો તફાવત નથી.

એક સ્ત્રી પરણેલી જીંદગીમાં દાખલ થાય. હિંદુ ધર્મશાસ્ત્રના કાયદા બાંધનાર ખુદ મનુ મહારાજે સુધાં मनुस्मृतिનાં ૯ મા અધ્યાયના ૩ જા શ્લોકમાં કહ્યુ છે કે,

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥
रक्षान्त स्थविरे पुत्रा न स्त्री स्वातनन्यमर्हति ॥ ३ ॥

**અર્થ**:-કુંવારાવસ્થામાં એક સ્ત્રીનું, તેણીના પિતાએ, જુવાનીમાં ધણીએ અને વિંધ્વા અવસ્થામાં દીકરાઓએ રક્ષણ કરવું જોઇએ; કારણ કે, સ્ત્રીને છુટાપણું (Liberty) ઘટતું નથી.

આતો માત્ર નામને ખાતર એક પ્રમાણ (Quotation) ટાંકવામાં આવ્યું છે, નહિ તો કે એવાં તો દુન્યાની જુદી જુદી ભાષાઓમાં સંખ્યાબંધ પ્રમાણો મળે છે, જે ઉપરથી વિના તકરારે સિદ્ધ થાય છે કે, અમુક ઉમર વીતી જવા બાદ એક સ્ત્રીને કોઇ પણ સંજોગોમાં છુટી રહેવાનું લાઝમ નથી. હિંદુ ધર્મ તો, ઉપર જે શ્લોક ટાંકયો છે, તે કરતાં પણ આગળ વધીને કહે છે કે, એક છોકરી રજસ્વલા (Menstruating) થાય, તે અગાઉ તેણીને સાસરે મોકલાવી દેવી જોઇએ, અને સાસરે જવા અગાઉ, જો તેણીને રજસ્વલા દર્શન (Menstruation) પ્રાપ્ત થાય, તો, તેનો સઘળો દોષ માતા પિતાને માથે આવે. હાલના આપણાં પારસી સંજોગો જોતા, તેમજ આપણા આચાર વિચારોમાં હાલની કેળવણીને પરિણામે જે કાઇ ફેરફારો થયા છે તે જોતાં, આપણા પારસી માબાપો પોતાની દીકરીઓને, અડચણમાં બેસવાની શરૂઆત કરે તે અગાઉ પરણાવીને સાસરે મોકલી દે, એ જો કે બનવા જોગ નથી, અને તેમ કરવાની હાલના સંજોગોમાં સલાહ પણ આપી શકાય એમ નથી; છતાં, એટલું તો હવે આપણી કોમમાં થવું જોઇએ, કે, આપણી દીકરીઓ માસિક માદગીમા બેસતી થવા બાદ, તેણીને ચાર પાંચ વર્ષની મુદતની અંદર એટલે આસરે ૧૮ થી ૨૧ યા ૨૨ વર્ષની ઉમરની થાય, તેટલામા, તેણીને લાયકના વર સાથે પરણાવી દેવીજ જોઇએ. અલબત આપણામાં કેટલાંક વર્ષો અગાઉ હિંદુઓની પેઠે નાના બચ્ચાં હોય, ત્યારે ખોળામાં બેસાડીને પરણાવી દેતા હતા, તેવા રિવાજની હું કાઇ હિમાયત કરવા માગતો નથી, પણ આપણી કોમની અંદર કુંવારાપણાની બદીનું ધતીંગ અને અતેરૂં ચાલી રહ્યું છે, અને તેને પરિણામે જે સંખ્યાબંધ માઠાં ને ચોંકાવનારાં પરિણામો જાહેરમાં

આવ્યાં છે, તે જોતા હવે તો આ કુંવારાપણાના નાશકારક ઘતીગને કોઇબી રવેશે આપણી કોમમાથી દૂર કરીને, તેને બદલે, ખાસ કરીને આપણી દીકરીઓ અને દીકરાઓને, આસરે અઢારથી તે પચીસ-સતાવીસ વર્ષની ઉમરની હદ સુધીમા તો પરણાવી દેવાજ જોઇએ જો પારસી કોમ એમ ધારતી હશે કે, મનપર કાબુ રાખવામા આવે તો, એક છોકરો કે છોકરી કુવારો રહે તો, તેને કે તેણીને યા તો તેઓના વાલીને ડરવાની જરૂર નથી પણ આ દલીલ અને માન્યતા કુદરતી રીતે ખોટી છે, અને તે કદી પણ ટકી શકે એવી નથી

એક સ્ત્રી, (કુવારી કે પરણેલી) કુદરતી રીતેજ ચચળ અને પુશ્ચલી (નવા નવા પુરૂષોના સબધમા આવવાની ઇચ્છા રાખનાર સ્ત્રીને પુશ્ચલી કહે છે) હોય છે અને તે માટે, કોઇ પણ સ્થિતિમા તેણીની ઉપર દેખરેખ રાખીને તેણીની રક્ષા કરવી જોઇએ આ વિષે મનુ મહારાજ, **મનુસ્મૃતિ**ના ૯ મા અધ્યાયના ૧૫ અને ૧૬ મા શ્લોકમા કહે છે કે.—

पौंश्चल्याच्चलचित्ताच्च नैस्नेह्याच्च स्वभावत ॥
रक्षिता यत्नतोपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥
एव स्वभाव ज्ञात्वासा प्रजापतिनिसर्गजम् ॥
परम यत्नमातिष्ठेत्पुरुषो रक्षण प्रति ॥ १६ ॥

અર્થ -(૧૫) સ્ત્રીઓની પ્રયત્નથી રક્ષા કરેલી હોય તો પણ પોતાના પુશ્ચલીપણાને લીધે, ચિત્તના ચચળપણાને લીધે અને સ્વભાવિક સ્નેહના અભાવને લીધે તેઓ, પતિથી વિરૂદ્ધ રીતે વર્તે છે (૧૬) ઉપર કહેલો સ્ત્રીઓનો સ્વભાવ, બ્રહ્માની સૃષ્ટિથીજ થયેલો છે એમ જાણીને પુરૂષે, સ્ત્રીનુ રક્ષણ કરવામા વિશેષ પ્રયત્નવાળા રહેવુ

અલબત કેટનાક જીવો એવા હોય છે કે, જેઓ પોતાની જાતપર વખાણવા જોગ કાબુ રાખીને કુવારા રહેવા છતા નીતિને માર્ગેજ ચાલે છે, પણ સો કુવારાઓમાથી આવા પાચ જીવો પણ ભાગ્યેજ મળી શકે એમ છે માણસ જાત પોતે અખડ કુદરતનો એક નાનો ભાગ છે, અને કુદરતના કાયદાને માન આપ્યા વિના તેનો છુટકોજ નથી જેમ રાજ્ય સત્તાના કાનુનોનો ભગ કરનારને સજા થાય છે, તેમ કુદરતના કાયદાઓનો ભગ કરનારને પણ અચૂક રીતે સજા થાય છે જો આપણી પારસી કોમ પોતાની ઘણીજ પુરાણી અને કીર્તિવત હસ્તીને નિભાવી રાખવા માગતી હોય, તો તેણે, કુવારાપણારૂપી બદીને ખોળીને કુદરતના કાયદાનો ભગ

કરતાં અટકવું જોઇએ. આપણા જરથોસ્તી ધર્મમાં સુધાં કુંવારી જીંદગીને માટે કાંઇ સારો અભિપ્રાય દર્શાવવામાં આવ્યો નથી, પણ તેનાથી ઉલટું પરણેલી જીંદગીને આશિર્વાદદાયક ગણીને પરણેલાંઓથીજ ધાર્મિક ક્રિયામાં ઇજાયલી ચીજો કાયદેસર ખાઇ શકાય એવું ખુદ દાદાર હોરમઝદે અષો ઝરથુસ્તને અવિસ્તામાં જણાવ્યું છે. અંતમાં પારસી માબાપોને મારી અરજ છે કે, જો આપણી વહાલી અને કીર્તિવંત કોમને એકવાર ફરીથી હિંદની બીજી બધી કોમની હરોલમાં લાવવીજ હોય, તો, આપણું નૈતિક બળ વધાર્યા વિના બીજો કોઇ ઇલાજજ નથી; અને તે નૈતિક બળ વધારવા માટે કુંવાગપણારૂપી નાશકારક સડાને, આપણે, દૂર કરવોજ જોઇએ; કેમકે તેમ થશે, તોજ પરણી જવા અગાઉ આપણા દીકરા દીકરીઓને જે જાતના ખોટાં ખેચાણો અને નઇચ્છવાજોગ અનુભવો તેમજ સંબંધો થાય છે, તે થતાં અટકશે, અને પરણેલી તથા નીતિમાન જીંદગીના આશિર્વાદો મેળવી શકશે. આથી તે વધુ શું કહેવાનું હોય? ઉમેદ છે, કે પારસી જેવી ચકોર કોમ, અને તેના અકાબરો તેમજ બીજા હમદીન ખેરખાહો આ બાબદમાં, નઝદીકનાં ભવિષ્યમાં ચઢતું કરવાને ચૂકરો નહિ.



# કારણ ૯ મું.

## માસિક માંદગીના ઘણા લાભકારી અને પુરાતન રિવાજને ઠોકરે મારવાથી આવેલું ગંભીર પરિણામ.‡

ઝનાનહાઇ કે દર દશ્તાન નશીનન્દ,
બે ખુરશીદો સમા ઓ મેહ નબીનન્દ.
હમ અઝ આબ ઓ હમ અઝ આતશ બુવદ દુર,
અઝીરા કાન બુવદ અઝ ખાસેએ નુર.
ઝેહર ચીઝ મીકુનન્દ પરહીઝ બેસ્યાર,
બેરૂઝે રોશન ઓ અન્દર શબે તાર.
નશીનદ તા કે ઝુ દશ્તાન શવદ દુર,
સું શુયદ સર, બેબીનદ આતશો હુર.

**અર્થઃ**—અને અમારી સ્ત્રીઓ, કે જેઓ દશ્તાનમાં બેસે છે તેઓ, સૂર્ય તથા ચંદ્ર તથા આકાશને જોતી નથી અને પાણીથી તથા આતશથી પણ છેટી રહે છે, કારણ કે, તે બંધે, યાને સૂર્ય-ચંદ્ર ખાસ નુરો છે. તેમજ તેઓ, પ્રકાશિત દિવસે તથા અંધારી રાત્રે સુધાં દરેક વસ્તુથી ઘણી પરહેઝ રહે છે. એ પ્રમાણે તેઓ, જ્યાં સુધી દશ્તાન (દેખાતું) બંધ થાય ત્યાં સુધી દૂર બેસે છે. અને જ્યારે તેઓ પોતાને, દશ્તાનથી પાક જોય, ત્યારે પોતાનું શરીર ધોઇને પવિત્ર થાય છે અને તે પછીજ આતશ તથા સૂર્ય વગેરેને જોય છે. (કેસ્સેએ સંજાણ, બયતો ૧૭૩ થી ૧૭૬).

‡ આ બાબદનાં સંબંધમાં જરથોસ્તીઓએ, "ફ્રશોગર્દ" પ્રેસ તરફથી બહાર પડેલું સુજીએ-ખુજી નામનું મફત ચોપાન્યુ, તેમજ જરથોસ્તી બાનુ "જીજુ ગોરાણી" યાને મીસીસ પીરોજા રૂસ્તમજી કાપડયાએ, "પારસી જરથોસ્તી કોમને, ધર્મની રૂએ મળેલી અપોઇની અને તનદુરસ્તી જાળવવાની તરીકતોમાંની બે તરીકતો વિપેના અગત્યના ખુલાસાઓ" નામનું, એક ચોપાન્યુ બહાર પાડ્યું છે તે વાંચવું. ઉપલીજ બાબદ વિષે કલકત્તાવાળા ડૉ૦ બી. કે. વ્હાડીયા, બી. એસ. સી., એમ. બી. એલ. એ. તરફથી "સ્ત્રીઓની એક મામુલી બીમારી" નામનું એક મફત ચોપાન્યુ પ્રગટ કરવામાં આવ્યું છે. જેઓને તે જોઇતું હોય તેમણે, એક આનાની ટીકીટ બીડીને શેઠ અરદેશર નશરવાનજી બીલીમોરીઆ, ચેરાગ ઓફીસ, નવસારી, પાસેથી મંગાવી લેવું.

દાતાર, અમત બએન માન ઇ મહેસ્તાન નાઇરીક ચીહરઅઓ-મન્દ (અઇધ ઝર્ત) દખશકઅઓમન્દ, તીશકાનઅઓમન્દ (દશેતાન) નશીનેત ચીગુન અવો (વનાસર અએધ વદ લા ચેહવુનાત) વરઝાન્દ વલમનશાન મુન મહેસ્તઅઓમન્દ.

અવશ ગુપ્ત અહુરમઝદ અઇતુન અવો (વનાસરા અએધ વદ લા ચેહવુનાત) વરઝા- વલમનશાન મુન મહેસ્તઅઓમન્દ રાય બરા અએ વઝીનેન્દ (શસ વલ દશ્તાનીસ્તાન) બરા મીન ઉર્વર ઝકીચ વસ્ત ચેકવીમુનેત વલ અએસમી (અયોક ઝક ઇ અવો અએસમી વશત ચેકવીમુનેત અયોક ઝક લ વસ્ત ચેકવી મુનેત) ઝક ઇ ખુશ્ક ખફ્રા પવન (ઝક ઇ અવો) ગાસ બરા ચેહવુન્ત.

અએ અમત પવન ઝીવાક બરા વઝલુનેત અમતીચ યદ-મન અવો બરસમ શરીતાઇચ રીમન લા કુનેત અમત અએ-તુન બરા તુબાન વઝલુનતન અમત લખવાર અવો પતમાનક યાતુનેત ઘલ વાદુનેત. અમત પવન ઝીવાક બએન ઘલ કાર ચેકવીમુનેત વસ્તર્ગ ઇ પવન તન દારેત રીમન લા કુનેત.

અર્થ:-આ ખાકી જગતના ઉત્પન્ન કરનાર હે, અષો અહુરમઝદ! અગરજો મઝદયસ્નાનોમાં ઘરમા જ્યારે કોઇ સ્ત્રી દશ્તાનની નિશાનીવાલી (યાને ઝર્દ રંગવાળી) દશ્તાનવાળી (યાને વહેતા) દશ્તાનના લોહીવાળી, યાને દશ્તાનમા બેસે ત્યારે (ગુનાહ નહિ લાગે તેને માટે) આ, જે, મઝદયસ્નાનો છે તેઓ શું ઉપાય કરે?

---

આ ઉપરાત, માસિક માદગીનો રિવાજ કોઇ પણ કોમની સ્ત્રી જાતિએ શા કારણે વાજબી રીતે પાળવોજ જોઇએ અને એ માસિક માદગી દરમ્યાન એક સ્ત્રીનાં શરીરમા કેવી જાતનો હાનિકારક ફેરફાર થઇ જાય છે અને તેવી હાલતની સ્ત્રીને, શા માટે અડકવી નજ જોઇએ તેમજ તેવી સ્ત્રીએ, કયા મહાન અને સાયન્ટીફીક કારણોને ખાતર, સૂર્યને, આત્નને, દીપકને અને ચંદ્રને જોવાથી પરહેઝ રહેવું જોઇએ તેમજ, જળને તથા બીજા બધા ઘેરનાં રાચ-રચીલાને પણ શા માટે અડકવું નજ જોઇએ તેના સંબંધમા હિંદુસ્તાનના નામાંકિત વૈદો અને શસ્ત્રવૈદો (Physicians and Surgeons) જેવા કે ધન્વન્તરિ, ચરક, સુશ્રુત, વાગ્ભટ વિગેરેએ, આજથી સેંકડો વર્ષો અગાઉ જે ઉમદા પુસ્તકો લખ્યાં છે તે વાચી જવાની, હું મારી પારસી કોમના નરનારીઓને એક નમ્ર વિનંતિ કરૂં છું અને બહુજ આગ્રહપુર્વક

ત્યારે અહુરમઝદે જવાબ દીધો કે, (ગુનાહ નહિ લાગે તેને માટે) અઝદયસ્નાનોએ મોટા તથા નાના ઝાડોના લાકડાઓમાંથી દસ્તાનને માટેનો રસ્તો શોધવો જોઇએ. (એક તે કે લાકડા ઉગેલા હોય યા નહિ ઉગેલા હોય) ત્યાર પછી તે જગ્યાએ સુકી ધુળ પાથરવી જોઇએ. (જે જગ્યાએ તે દસ્તાનવાળી સ્ત્રી જાય, તે જગ્યામાં જે કોઇના હાથમાં "બરસમ" હોય યાને જે કોઇ યઝદને કે બાજ ઇ જતો હોય તેને, અપવિત્ર નહિ કરે તેવી રીતની જગ્યાએથી તેણી જઇ શકે. જો તેણી પાછી આવે તો, તેજ અંદાજથી (રીતથી) પાછી ફરે જો તેણી, કોઇ કાર્યમાં ગુંટાયલી હોય અને દસ્તાન આવે તો, તે વખતે પોતાના તન ઉપર જે કપડા હોય તે, કહાડી નાખે અને તેને અપવિત્ર નહિ કરે (યાને બીજા દસ્તાનના પહેરીને બેસે) **પહેલવી વંદીદાદ, પરગરદ ૧૬ મી, ફકરો ૧ લો અને ૨ જો.**

**દાતાર ચન્દ દરાના મીન આતશ, ચન્દ દરાના મીન મયા, ચન્દ દરાના મીન બરસુમ પવન અહલાઇશ ફ્રશઝ વસ્તર્ત, ચન્દ દરાના મીન ગબરાઆન ઇ અહલુબાન?**

**અફ્રશ ગુફ્ત અહુરમઝદ પાન્ઝદેહ ગામ મીન આતાશ, પાન્ઝદેહ ગામ મીન મયા, પાન્ઝદેહ ગામ મીન બરસુમ પવન અહલાઇશ ફ્રશઝ વસ્તર્ત, સે ગામ મીન ગબરાઆન ઇ અહલુબાન (અએ પવન વીનીશ્ન દેનમન હન્દ મનદવમ રીમન કુનેત ............ . . ........................... .**

અર્થ—આ બાકી જગતના ઉત્પન્ન કરનાર હે, અષો અહુરમઝદ! તે જગ્યા, (દસ્તાનવાળી સ્ત્રીની) "આતશ"થી કેટલી દૂર "પાણી"થી કેટલી દૂર અને અષોઇએ કરી બાંધેલી "બરસમ" થી કેટલી દૂર તથા "અષો માણસો"થી કેટલી દૂર હોવી જોઇએ?

---

અરજ કરૂ છુ કે, તમો તમારા માની લીધેલા કલ્પિત વિચારો પ્રમાણે ચાલવાનું તેમજ યુરોપ્યન પ્રજાની નકલ કરવાનુ મુકી દો અને આપણી કોમની શારીરિક, નૈતિક, ધાર્મિક તેમજ આત્મિક ઉન્નતિને ખાતર, આ માસિક આદતીના રિવાજને ફરીથી વાજબી રીતે પાળવા માંડો **નહિ તો આપણી કોમની બહુ ખરાબી થઇ જશે એમ ખાત્રીથી માનજો.** આ તકે હું મારી હિંદુ બ્હેનોને પણ આગ્રહ કરૂં છું કે, તમો તો, ધર્મની સાક્ષાત પ્રતિમા અને દેવીઓ સમાન છો, માટે, હિંદુ ધર્મની, આધુનિક (હમણાની) નૈતક ધાર્મિક તથા આર્થિક પડતી દૂર કરવા માટે યથાર્થ રીતે, દેશાચારને અનુસરીને, તમારા **રજસ્વલા** ધર્મનું પાળન કરીને એકવાર ફરીથી સમસ્ત હિંદુ પ્રજાનો ઉધ્ધાર કરો.

ત્યારે અહુરમઝદે કહ્યુ' કે, (તે જગ્યા) '**આતશ** થી ૫ દર કદમ, "**પાણી** થી ૫ દર કદમ, પવિત્રાઇ વડે બાંધેલી '**બરસમ**'થી ૫ દર કદમ અને '**અષો**' (પવિત્ર) માણસોથી ત્રણ કદમ દૂર હોવી જોઇએ (એટલે તેણીની દ્રષ્ટિ પડવાથી આ બધી ચીજો રીમન (અપવિત્ર) બને છે
**(પહેલ્વી વ દીદાદ, ૫રગરદ ૧૬ મી, ફકરો ૩-૪.)**

रजसो दर्शनाद्दोपात्सर्वमेव परित्यजेत् ।
सर्वैरलक्षिता शीघ्रं लज्जितान्तर्गृहे वसेत् ॥

**અર્થ**—દસ્તાન દેખાતા જે નાપાકી પેદા થાય છે તેને ખાતર સ્ત્રીએ દરેક ચીજથી પરહેજ રહેવુ જોઇએ અને બધા માણસો નહિ જોય તેમ શર્માઇ જઇને તેણીએ તરતજ ઘરની અ દરના એકાત ભાગમા બેસવુ

एकाम्बरा कृशा दीना स्नानालङ्कारवर्जिता ।
मौनिन्यधोमुखा चक्षुष्पाणिपद्भिरचञ्चला ॥

**અર્થ**—(અને) માત્ર એકજ ફાટુ તુટુ' વસ્ત્ર પહેરીને, સ્નાન તેમજ અલ કાર પહેર્યા વિના નીચી નજરે, ચુપકીદી જાળવીને, હાથ કે પગોની કશી પણ હીલચાલ વિના પડી રહેવુ

अश्नीयात्केवल भक्त नक्त मृण्मय भाजने ।
स्वपेद्भूमावप्रमत्ता क्षपेदेवमहस्त्रयम् ॥

**અર્થ**—(અને) (ઘરના બધા માણસોના ભોજન પછી) જે કાઇ બચે તેજ માત્ર તેણીએ બપોરની વેળાએ એક મટોડાની થાળીમા મુકીને ખાવુ તેણીએ સ ભાળપૂર્વક ભોંય ઉપર સુવુ અને એ પ્રમાણેજ ત્રણ દિવસ પુરા કરવા

स्नायीत सा त्रिरात्रान्ते सचैलमुदितेरवौ ।
विलोक्य भर्तृवदन शुद्धा भवति धर्मत ॥
कृत शौचा पुन कर्म पूर्ववच्च समाचरेत् ।

---

હે હિ દુ બ્હેનો! આ **રજસ્વલા ધર્મ**નુ યથાર્થ પાળન ન કરવાથી અનેક પ્રકા ના નૈતિક દોષો જન્મ પામે છે અને તેને પરિણામે માનસિક અધોગતિ (Mental Degradation) થવાથી પ્રજા વ્યભિચારી બને છે અને ધર્મને મોટી હાનિ પુગે છે માટે પ્રજાના દેશના અને ધર્મના પુનરોધ્ધારને માટે તમારી ફરજમા ન્યૂનતા નહિ એજ, તથાસ્તુ

**અર્થ**.—ત્રીજા દિવસની આખરે, સૂર્યોદય વખતે, તેણીએ બરાબર અંગોળ કરવો. ધર્મ પ્રમાણે, તેણી, પોતાના પતિનું મુખ જોવાથી શુધ્ધ બને છે અને ફરીથી શુધ્ધ થવાની ક્રિયાઓ કીધા પછી તેણીએ પોતાના કામકાજે શરૂ કરવા

**(ઉપલા ૮ શ્લોકો, વેદવ્યાસ સ્મૃતિના બીજા અધ્યાયમાં છે.)**

स्नान रजस्वलायास्तु चतुर्थेऽहनि शस्यते ।
गम्या निवृत्ते रजसि नानिवृत्ते कथञ्चन ॥

**અર્થ**.—એમ કહ્યું છે કે, નાસિક માદ્ધીવાળી સ્ત્રીએ ચોથે દિવસે, સ્નાન કરવું. દસ્તાન ગયા પછીજ એ સ્ત્રી, અડકવાને લાયક બને છે, પણ, જ્યાં સુધી દસ્તાન બંધ થતું નથી ત્યાં સુધી તેણી અડકવાને લાયક નથી.

रोगेण यद्रजस्त्रीणां प्रत्यहं हि प्रवर्तते ।
अशुद्धास्तास्तुनैवेह तासां वैकारिको मतः ॥

**અર્થ**.—જો કોઇ સ્ત્રીને, માંદા રોગને લીધે, દરરોજ દસ્તાન જતું હોય તો, તેણી અશુધ્ધ ગણાતી નથી, કેમકે, તે દસ્તાન, રોગને લીધે જાય છે

साध्वाचारा न तावत्सा रजो यावत्प्रवर्तते ।
निवृत्ते रजसि साध्वी गृहकर्माणिचेन्द्रिये ॥

**અર્થ**.—જ્યાં વેર દસ્તાન દેખાય ત્યાં વેર એક સ્ત્રી પવિત્ર ગણાતી નથી પણ, જ્યારે દસ્તાન દેખાતું બંધ થાય છે ત્યારે તેણી શરીરે (શુધ્ધ) તથા ઘરના કામકાજો માટે પવિત્ર ગણાય છે

प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥

**અર્થ**.—(દસ્તાનવાળી સ્ત્રી) પહેલે દિવસે ચંડાલના જેવી, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારના જેવી અને ત્રીજે દિવસે ધોબણના જેવી અપવિત્ર ગણાય છે ચોથે દિવસે તેણી પવિત્ર બને છે. **(ઉપલા ૪ શ્લોકો આપસ્તંબ સ્મૃતિના ૭ માં અધ્યાયમાં છે.)**

रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुध्यति ।
रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥

**અર્થ**.—ગર્ભપાત થાય તો, જેટલા માસનો ગર્ભ હોય તેટલા દિવસે એક સ્ત્રી શુધ્ધ બને છે પણ નાસિક માદ્ધીવાળી સ્ત્રી (ચોથે દિવસ) દસ્તાન દેખાતું બંધ થાય ત્યારે સ્નાન કીધા પછી શુધ્ધ બને છે (મનુસ્મૃતિ. અધ્યાય ૫ શ્લોક ૬૬ મો).

( From *the American Journal of Clinical Medicine May 1921* ) *Medical Record* for *February 1919* (P 317) abstracts an article (Wien Klin Wock, May 20,1920), in which Professor Schiek expresses the opinion that a menstruating woman may be a veritable Upas tree His attention was first attracted to the subject on the occasion of receiving ten fresh long stemmed roses, which he had requested a female servant to place in water On the very next morning the roses had largely withered the petals having dropped on the table Greatly surprised he summoned the servant to illuminate the mystery She said that she had known that the roses would wither, for when she was un well, this phenomenon was always in evidence Greatly astounded Schiek began to experiment The woman along with a non menstruating control was sent to the author s garden who cut off for each an anemone a white chrysanthemum and a yellow helianthus

The women simply held the flowers in their hands and went to the clinic Upon their arrival the flowers in the hands of the menstruating woman had began to wither and were hanging their heads The time elapsed was but ten minutes The blighting process was complete at the end of twenty four hours the petals having fallen off at the end of eighteen hours. The flowers handled by the control subject were as fresh as ever at the end of forty eight hours The menstruation in this experiment was in its first day only

On the following day the tests were repeated and the flowers held in the hands of the menstruating woman showed some alteration in three minutes after she had taken them The change consisted of a progressive dying followed in a few hours by disthoration The anemones were especially sensitive and the chrysanthemum showed the greatest resistance On the third day of menstruation the pernicious effects were but slight, on the fourth day they had

vanished, and during the entire intermenstrual period the woman showed not a trace of this mysterious power

Schiek next learned that there was a belief in certain states that menstruating women have the power of withering freshly cut off flowers although many refused to believe it and looked upon it as a superstition

In vineries menstruating women are forbidden to enter and this proscription even extends to orchards, for these women are not allowed to climb up on fruit trees when in bloom and even later, lest the fruit crop should spoil

A study of this problem through the ages brings out astounding facts and beliefs The menstruating women in an orchard can cause the insects to drop from the trees and even in classical times there were tales of the use of partially exposed women for expelling the cantharis beetle from the trees

The author after an extended research was able to show that the injurious substance menotoxin circulates in the blood but not in the serum in all probability it is the blood corpuscles or adherents to them It must be volatile and must escape from the skin or lungs Schiek thinks that we are on the threshold of a great discovery this potent volatile po son being a menace not only to the preservation or certain organic substances, but even to growing flowers It also seems toxic to insects In regard to unicellular organisms it can both inhib t and accelerate the prolification of yeast The menotoxin is regarded by Schiek as something which the female organ sm must get rid of and this supports the prevalent view that menstruation is a depurative phenomenon

અર્થ –(મે ૧૯૨૧ના અમેરીકન જર્નલ ઓફ ક્લીનીકલ મેડીસીનમાંથી) ૧૯૨૧ના ફેબ્રુઆરીના મેડીકલ રેકોર્ડના ૨૭મા પાના ઉપર (વીએન ક્લીન વાક ૧૯૨૦ના મેની ૨૦ મી તારીખનો એક લેખ રજુ કરે છે તેમા પ્રોફેસર શીક એવુ જણાવે છે કે, એક માસિક માંદગીવાળી સ્ત્રી ખચીતજ ઉપાસના ઝાડ જેવી હોય છે (આ ઉપાસ નામનુ ઝાડ જાવાના જ ગઢોમા બહુ મોટી સખ્યામા હો છે અને તેનો દૂધના જેવા રસ ઝેરી હોય છે યુરોપના પહેલા એવુ માનવામા આવતુ હતુ કે, ઉપરુ ઝાડ ઘણુજ ઝેરી ની અસરવાળુ અને

એન્નતમા ઉગનારૂં હોય છે અને તેની આસપાસના માઇલો સુધીના વિસ્તારમા, કોઇપણુ બીજો રોપો, યા તો પ્રાણી જીવી શકતા નહોતા ) તેના હાથમા એકવાર, તાજા લાંબી દાંડીવાલા દશ ગુલાબો મુકવામા આવ્યા—કે જે ગુલાબોને પાણીમા મુકવાનો તેણે પોતાની એક સ્ત્રી નોકરડીને હુકમ કીધો હતો—ત્યારે પહેલવહેલા તેનું ધ્યાન માસિક માંદગીના વિષય તરફ ખેંચાયુ હતુ બીજે દિવસે સહવારે તે ગુલાબો મોટે ભાગે કરમાઇ ગયા હતા અને તેની પાખડીઓ, ટેબલ ઉપર પડી ગઇ હતી આ જોઇને તે આશ્ચર્ય પામ્યો અને તેનો ભેદ જાણવા માટે પોતાની નોકરડીને બોલાવી તેણીએ જણાવ્યુ કે, હુ જ્યારે પણ અડચણમા બેસુ છુ ત્યારે આ પ્રમાણેજ બને છે અને તે વાતથી હુ વાકેફ હતી ઉપલા બનાવથી બહુજ આશ્ચર્ય પામીને **પ્રોફેસર શીકે,** અખતરાઓ કરવા માડયા તેણે, પેલી નોકરડી સાથે એક બીજી સ્ત્રી કે જે માસિક હાલતમા નહોતી તેણીને એક બગીચામા મોકલી અને તેઓમાથી દરેક જણીએ, એક એનીમોન (Anemone) (જેની પાદડી વાયુથી ઝટ ખરી જાય એવો છોડ), એક સફેદ ક્રીસેનથેમમ (Chrysanthemum) અને એક પીળા રગનુ હેલીએનથસ (Helianthus) નામનુ ફુલ કાપ્યુ અને તેઓ, તે ફુલોને માત્ર હાથમા પકડીને બીમારોની હસ્પીટાલમા ગયા તેઓ ત્યા ગયા પછી પેલી માસિક માંદગીવાળી સ્ત્રીના હાથમાના ફુલો કરમાઇને પોતાના માથા, નીચે નાખવા લાગ્યા ઉપલો અખતરો, માત્ર દરાજ મીનીટમા બન્યો અને ૨૪ કલાકની છેવટે તો તે ફુલો તમામ કરમાઇ ગયા અને પાખડીઓ તો ૧૮ મા કલાકની છેવટેજ ખરી પડી હતી હવે પેલી માસિક માંદગી વિનાની સ્ત્રીના હાથમા ધરેલા ફુલો, ૪૮ મા કલાકની આખરે સુધા જેવા જોઇએ તેવા તાજા જ રહયા હતા ઉપલો અખતરો, માત્ર પહેલા દિવસની માસિક માંદગી વખતેજ કરવામા આવ્યો હતો બીજે દિવસે પણ તેજ અખતરો ફરી અજમાવવામા આવ્યા હતો અને પેલી માસિક માંદગીવાળી સ્ત્રીના હાથમા પકડેલા ફુલોએ, ફુલો હાથમા લીધા પછી માત્ર ૩ મીનીટમાજ ફેરફાર દેખાડવા માડયો પહેલા તે ફુલો, ધીમે ધીમે કરમાવા માડયા અને પછી તો થોડાકજ કલાકમા તેની પાખડીઓ ખરી પડી પેલા એનીમોનના ફુલો, ખાસ કરીને નાઝુક હતા, પણ, પેલા ક્રીસેનથેમમના ફુલોએ કરમાવાની સામે મજબુટ વિરૂધ્ધતા દેખાડી પેલી બાઇની માસિક માંદગીને ત્રીજે દિવસે નુકસાનકારક અસરો થોડા પ્રમાણમાજ જણાવા લાગી અને ચોથે દીવસે તો, તે અસરો, તદનજ નાબુદ થઇ ગઇ હતી અને પેલી બાઇ પાછી અડચણમાં બેઠી તે મુદ્દત સુધીમાં તો, તેણીનામા, પેલી અજબ જેવી અસરની સ્હેજ એટલી પણ નિશાની માલમ

પડી નહી આ પછી પ્રો શીકને જણાયુ' કે, ઘણાએક લોકો ઉપલી બાબદ વહેમ તરીકે ગણીને માનવાની ના પાડતા હતા છતા, ઘણાએક લોકોમા એવી મજબુત માન્યતા ચાલુ હતી કે માસિક માદગીવાળી સ્ત્રીઓમા, તાજા ઉતારેલા ફુલોને કરમાવી નાખવાની તાકાત હોય છે દ્રાક્ષના માંડવાઓમા માસિક માદગીવાળી ઓરતોને દાખલ થવાની મનાઇ છે તેમજ બગીચાઓમા પણ તેઓને દાખલ થવા દેવામા આવતી નથી, તેમજ રખેને ફળોનો પાક નાશ પામે એ બ્હીકથી, આવી સ્ત્રીઓને, નાના યા તો મોટા ફળોના ઝાડો ઉપર પણ ચ્હડવા દેવામા આવતી નથી જમાનાઓ થયા આ સવાલનો અભ્યાસ કરવામા આવ્યો છે અને તેને પરણામે, અનેક ચોમવનારી સચ્ચાઇઓ તથા માન્યતાઓ જન્મ પામી છે માસિક માદગીવાળી સ્ત્રીઓ જે બગીચામા જાય તો, ઝાડો ઉપરના જીવ જતુઓ ભોય ઉપર તુટી પડે છે અને જુના જમાનાથી એવી પણ વાતો ચાલતી આવી છે કે, આવી જાતની સ્ત્રીઓ મારફતે, ઝાડો ઉપરથી, બીલીસ્ટર માટે વપરાતી એક જાતની ઝેરી માખીઓને હાકી કહાડવામા આવતી હતી તે પછી તેણે, પુષ્કળ શોધખોળોને પરિણામે જાહેર કીધુ' કે ઝેરના જેવુ એક નુકસાનકારક તત્વ, કે જે, મીનોટોક્ષીન (Menotoxin) કરીને કહેવાય છે (માસિક માદગીવાળી સ્ત્રીઓના લોહીમા?) તે, લોહીમા અને નહિ કે લોહીના પાતળા અંશ યાને સીરમ (Serum) મા, ફરતુ' રહે છે અને સભવિત રીતે તે લોહીના કારપસકલ્સ (Corpuscles) યાને રજકણો યા તો, તેઓને લગતી ચીજો હોય છે અને તે તત્વ, ઉડતી વરાળ જેવુ હોવુ જોઇએ તેમજ તે, ચામડી યા તો ફેફસા મારફતે નાબુદ થતુ હોવુ જોઇએ. પ્રો શીક, વધુમા એમ જણાવે છે કે, આપણે એક મહાન ચીજ શોધી કહાડવાની અણી ઉપર આવી પુગ્યા છીએ આ, વરાળ રૂપે ઉડતુ બળવાન ઝેર, કેટલીક સૂક્ષ્મ ઇન્દ્રિઓવાળી શરીર અવયવ રચનાની હૈયાતી માટે ધાસ્તીસમાન છે એટલુ જ નહિ, પણ તે, ઉગતા ફુલોને માટે પણ ધાસ્તી સમાન છે તેમજ જીવજતુઓ માટે તો તે, એક ઝેર સમાનજ માલમ પડ્યુ છે તેમજ તે, યીસ્ટ યાને (Yeast) ખમીરમા રહીને તેની ફળદ્રુપતામા એકદમ વધારો કરવાની શક્તિ ધરાવે છે પ્રો શીક એવુ ધારે છે કે, મેનો-ટોક્ષીન એક એવી ચીજ છે કે જે, સ્ત્રીના કોઠારમાથી નીકળી જવીજ જોઇએ અને માસિક માદગી દરમ્યાન, એક સ્ત્રીના શરીરમાથી નાપાકી દૂર થઇને તેણી શુધ્ધ થાય છે એ માન્યતાને ઉપલો વિચાર મજબુત ટેકો આપે છે''

अत्र कश्चिद्विशेष उच्यते—तत्र रात्रौ रजसि जननादौ च रात्रिं त्रिभागां कृत्वा आद्यभागद्वय चेत्पूर्वदिनं ग्राह्यम्। परतस्तदुत्तरमिति मिताक्षरायाम्। यत्तु—'प्रागर्द्धरात्रात्प्राग्वा सूर्योदयात्पूर्वं दिनं ग्राह्यम्' इत्युक्तम्। तत्र

-देशाचाराद्व्यवस्था। तथा सप्तदशादिनपर्यन्तं पुना रजोदृष्टौ स्नानमात्रम्। अष्टादशे एक रात्रम्॥ ऊनविंशे द्व्यहः। विंशाति प्रभृतिस्त्रिरात्रमिति तत एव ज्ञेयम्। यत्तु—'चतुर्दशादिनादर्वागशुचित्वं न विद्यते,। इति। तत्र स्नानप्रभृतित्वमभिप्रेतम्। एतच्च यस्या विंशातिदिनोत्तरं प्रायशो रजस्तत्रैव यस्यास्त्वर्वाक् प्रायशो रजोदर्शनं तत्रोक्तं स्मृत्यर्थसारे। त्रयोदशादिनादूर्ध्वं प्रायो रजोवतिनामेकादशदिनात्प्रागशुचित्वं नास्ति। एकादश दिने एक रात्रं द्वादशे द्विरात्रम् ऊर्ध्वं त्रिरात्रमिति। प्रयोगपारिजातेप्येवम्॥ रोगजे तु तत्रैव विशेषः संग्रहे—'रोगेण यद्रजः स्त्रीणामन्वहं हि प्रवर्त्तते। नाशुचिस्तु भवेत्तेन यस्माद्वैकारिकं मतम्'॥ इति। कर्माधिकारस्तु रजोनिवृत्तावेव॥ 'साध्वाचारा न तावत्स्यात्स्नातापि स्त्री रजस्वला। यावत्प्रवर्तमानं हि रजो नैव निवर्त्तते'॥ -इति श्राद्धहेमाद्रौ शंखोक्तेः। तत्रापि स्वकालेऽशुचिरेवेत्याह ऋष्यशृङ्गः—'रोगजे वर्तमानेपि काले निर्याति कालिकम्। तस्मात्कालेऽप्रमत्ता स्यादन्यथा संकरो भवेत्॥' तथा—'रजस्वलाया रजस्वलान्तरस्पर्शेऽकामतः स्नानम्। कामत उपवासः पञ्चगव्याशनं च। असवर्णाना तु ब्रह्मण्याः क्षत्रियादि स्पर्शे क्रमेण कृच्छ्रार्द्धपादोन—कृच्छ्रकृच्छ्राणि। क्षत्रियादीना तु कृच्छ्पाद एव। क्षत्रियादीना हीनवर्णस्पर्शे त्रिरात्रमुपवासः। वैश्याशूद्रयोः पूर्वया स्पर्शेऽहोरात्रं द्विरात्रं च। एतच्च कामतः। अकामतश्च प्राक् शुद्धरशनम्। अकामतश्चाण्डालादिस्पर्शेप्यनशनमेव प्राक्शुद्धेः कामतस्तु प्रथमेह्नि त्र्यह द्वितीये द्व्यहस्तृतीय एकाहः। श्वस्पर्शे तु द्व्यह एकाहो वा भुञ्जानायाश्चाण्डालादिस्पर्शे षड्रात्रम्। उच्छिष्टयोः स्पर्शे तु कृच्छ्र इत्यादि मिताक्षराया ज्ञेयम्। स्मृत्यर्थसारे तु सर्वत्र बालापत्यायाः स्पर्शे स्नाने कृते भुक्तिः पश्चादनशन प्रत्याम्नाय इति। स्नानविधिं चाह पराशरः—'स्नाने नैमित्तिके प्रप्ते नारीयदी रजस्वला। पात्रान्तरिततोयेन स्नानं कृत्वा व्रतं चरेत् सिक्तगात्रा भवेदद्भिः साङ्गोपाङ्गा कथंचन। न वस्त्रपीडनं कुर्यान्नान्यद्वासश्च धारयेत्॥ [निर्णयसिन्धौ तृतीय परिच्छेद पृष्ठांक १६८]

**અર્થ:**—હવે રજોદર્શનમાં (માસિક માંદગીની હાલતમાં) સ્ત્રીના અસ્પૃશ્યપણાની બાબદમાં (એટલે તેણીને નહિ અડકવાની બાબદમાં) વિશેષ કહીયે છીએ. રાતે રજોદર્શન (દસ્તાન દેખાવું તેને રજોદર્શન કહે છે) કે પ્રસવાદિક એટલે બચ્ચાનો જન્મ થાય ત્યારે, રાતનાં ત્રણ ભાગ કરી, પહેલા બે ભાગમાં, થયું હોય તો પર દિવસમાં (એટલે આગળે દિવસે) થયલું ગણવું; એમ, **મિતાક્ષરામાં** કહ્યું છે. "અર્ધરાત પહેલાં અથવા સૂર્યોદયની પહેલા પૂર્વ (એટલે આગળો) દિવસ ગણાય, એમ જે કહ્યું છે તેમાં તો દેશાચારથી (ચાલતા આવેલા રિવાજને દેશાચાર કહે છે) વ્યવસ્થા કલ્પિ લેવી. સત્તર

દિવસ સુધીમા જો પાછું રજોદર્શન થાય તો, (એટલે દસ્તાન દેખાય તો) સ્નાન માત્ર કરવું, અઢારમે દિવસે થાય તો, એક રાત પાળવુ અને ઓગણીશમે દિવસે થાય તો, બે રાત પાળવુ અને વિશમા દિવસથી માંડી ત્રણ રાત પાળવુ ચૌદમા દિવસથી પહેલા રજોદર્શન થાય તો, અપવિત્રપણુ નથી એવુ જે વચન છે તેનો અભિપ્રાય એવા લેવો', "ચૌદમા દિવસથી પહેલા, રજોદર્શન થાય તો, સ્નાન કર્યા પછી અપવિત્રપણુ નથી. '૬૫' જે કહ્યું તે સઘળુ, જેને, ઘણુ કરીને વીસ દિવસ પછી પાછુ રજોદર્શન થતુ હોય, તેવી સ્ત્રીને લાગુ પડે છે પણ જેને, ઘણુ કરીને વીશ દિવસથી પહેલા રજોદર્શન થતુ હોય તે સ્ત્રીની બાબતમા તો સ્મૃત્યર્થસારમા કહ્યુ છે કે, જે સ્ત્રીઓ ઘણુ કરીને તેરમા દિવસ પછી રજસ્વલા (માસિક હાલતની) થતી હોય, તેઓને અગ્યારમા દિવસથી પહેલા, રજોદર્શન થાય તો, અપવિત્રપણુ નથી અગ્યારમે દિવસે થાય તો, એક રાત પાળવુ બારમે દિવસે થાય તો બે રાત અને તેરમે દિવસે થાય તો ત્રણ રાત પાળવુ પ્રયોગ પરિજાત ના પણ એમજ કહ્યુ છે જો, રજોદર્શન રોગથી થતુ હોય તો, તે બાબતના વિશેષ મદનરત્નમા કહ્યુ છે કે, જે રજ (દસ્તાન) રોગને લીધે હમેશા પ્રવર્તતુ હોય (નીકળતુ હોય) તેથી, સ્ત્રીઓને અપવિત્રપણુ લાગતું નથી, કારણ કે, એ રજ વિકારજન્ય છે (યાને રોગને લઈને થયલુ છે) જો કે રોગજન્ય રજથી (એટલે રોગને લઈને નીકળતા દસ્તાનથી) અપવિત્રપણુ લાગતુ નથી તોપણ, કર્મના (ધર્મના કામકાજમા) અધિકાર તો, રજની નિવૃત્તિ (માસિક માંદગીમાથી ફારગત) થાય ત્યારેજ પ્રાપ્ત થાય છે શ્રાદ્ધ હેમાદ્રિના શંખનુ વચન છે કે, 'રજસ્વલા સ્ત્રી, નાહવા પછી પણ જ્યા સુધી નીકળ્યા કરતુ રજ, તમામ બંધ ન પડે ત્યા સુધી, પવિત્ર કર્મો કરવાના લાયક થતી નથી ‡ રોગથી પ્રવર્તવા રજમા, પણ જ્યારે વનય પ્રમાણે સ્વાભાવિક (કુદરતી) રજ નીકળવા લાગે ત્યારે તો, ઘરના કામોમા પણ, અપવિત્ર ગણાવા વિષે મરીચિ રૂષિ કહે છે ' 'રોગજન્ય રજ, પ્રવર્ત્યા કરતુ હોય તોપણ વખત પ્રાપ્ત થાય ત્યારે સ્વાભાવિક રજ (કુદરતી દસ્તાન) નીકળ્યા વગર રહેતુ નથી, માટે, સ્ત્રીએ સ્વાભાવિક રજની પ્રવૃત્તિના માજના (કુદરતી દસ્તાન વહે તે વખતે) સાવચેત રહેવુ જોઈએ, નહિ તો ગભરાટ થાય. જો રજસ્વલાને, પોતાની ઇચ્છા વગર બીજી રજસ્વલાનો સ્પર્શ થાય તો, એટલે અડકે તો, તેણે (પહેલીએ ?) સ્નાન કરવુ ઇચ્છાથી સ્પર્શ કરવાના

‡ રૂપલાજ વિચારોને લાગતા નજરે આવતા વિચારોને, વંદીદાદની ૧૬ મી ફરગરદ, સપૂર્ણ ટેકા આપે છે.

આવ્યો હોય તો (એટલે જાણી જોઇને અડકી હોય તો) ઉપવાસ કરવો અને **પંચગવ્યનું** પ્રાશન કરવું. (છાણ, ગૌમૂત્ર, દૂધ, દહીં અને ઘીને **પંચગવ્ય** કહે છે.)

સમાન વર્ણની (એટલે એકજ જાતિની) રજસ્વલાઓમાં એ પ્રમાણે સમજવું. (પણ જો) બ્રાહ્મણ જાતની રજસ્વલાને, ક્ષત્રિય જાતની રજસ્વલાનો સ્પર્શ થાય તો, બ્રાહ્મણીએ, **અર્ધકૃચ્છરુપ** પ્રાયશ્ચિત કરવું. વૈશ્ય જાતની રજસ્વલાનો સ્પર્શ થાય તો, **પોણા કૃચ્છરૂપ** અને ક્ષુદ્ર જાતિની રજસ્વલાનો સ્પર્શ થાય તો, **પુરા કૃચ્છરૂપ** પ્રાયશ્ચિત કરવું. ક્ષત્રિય, વૈશ્ય તથા ક્ષુદ્ર જાતની રજસ્વલાને, બ્રાહ્મણ જાતની **રજસ્વલાનો**, સ્પર્શ થાય તો, તેઓએ **ચોથા** ભાગના કૃચ્છરૂપ પ્રાયશ્ચિત કરવું ક્ષાત્રય જાતની રજસ્વલાને, વૈશ્ય જાતની કે ક્ષુદ્ર જાતની રજસ્વલાનો સ્પર્શ થાય તો, તેણે, ત્રિરાત્ર (ત્રણ રાત) ઉપવાસ કરવો (ભુખ્યુ રહેવું) વૈશ્ય જાતની રજસ્વલાને, ક્ષુદ્ર જાતની-રજસ્વલાને સ્પર્શ થાય તો, તેણે પણ ત્રિરાત્ર ઉપવાસ કરવો. વૈશ્ય જાતની **રજસ્વલાને**, ક્ષત્રિય જાતની **રજસ્વલાનો** સ્પર્શ થાય તો, તેણે, એક અહોરાત્ર (૨૪ કલાક) ઉપવાસ કરવો ક્ષુદ્ર જાતની **રજસ્વલાને**, ક્ષત્રિય જાતની કે વૈશ્ય જાતની **રજસ્વલાનો** સ્પર્શ થાય તો તેણે, ત્રિરાત્ર ઉપવાસ કરવો. પરસ્પરથી ભિન્ન વર્ણની (એક બીજાથી જુદી જાતિની) રજસ્વલાઓને વાસ્તે, સ્પર્શ સંબંધી (અડકવા સંબંધી) ઉપર જે પ્રાયશ્ચિત કહેવામાં આવ્યુ છે તે, જાણી જોઇને સ્પર્શ કીધો હોય, તોજ લાગુ પડે છે અજાણતા સ્પર્શ થયો હોય તો, રજની શુદ્ધિ થાય તે પહેલા ઉપવાસ કરવો અજાણતા જો ચંડાલ વિગેરે આદમીઓ, **રજસ્વલાને** અડકે, તો પણ તેણીએ **રજની** શુદ્ધિ થયા પહેલા ઉપવાસ કરવો જો પહેલે દિવસે જાણી જોઇને એક **રજસ્વલા**, (દસ્તાનવાળી સ્ત્રી) ચંડાલ વિગેરે આદમીઓનો સ્પર્શ કરે તો, (અડકે તો) તેણીએ, ત્રણ દિવસ ઉપવાસ કરવો બીજે દિવસે અડકે તો, બે દિવસ ઉપવાસ કરવો અને ત્રીજે દિવસે અડકે તો, એક દિવસ ઉપવાસ કરવો **કુતરાંનો** † સ્પર્શ થાય તો, **રજસ્વલાએ**, બે દિવસ અથવા એક દિવસ ઉપવાસ કરવો

---

† જરથોસ્તીઓમાં, **સગદીદ** યાને કુતરા પાસે મુએલાના શરીર ઉપર નજર નખાવવાનો હેતુ એ છે કે, તેની આંખોમાંથી જે **ખાસ્તર** યાને આત્મીક વિજળીક પ્રવાહ નીકળે છે તે, **દ્રુજે-નસુસને** નસાડી મુકે છે, પણ, **દ્રુજી—એ—બુજીવાલી** યાને દસ્તાનવાળી સ્ત્રીનો પ્રવાહ એટલો બધો તો કાતીલ, અને ઝેરી છે કે તે, **બરજીસી જીરમની** તાસીરવાળા કુતરાની ચશ્મની **ખાસ્તરને** પણ

ભોજન કરતી રજસ્વલાને, ચંડાલ વિગેરે આદમીઓનો સ્પર્શ થાય તો, તેણીએ, છ દિવસ ઉપવાસ કરવો. ઉચ્છિષ્ટ, એટલે જેઓએ, જમી મોહડું ધોઇને પાણી નહિ પીધું હોય અથવા મલ ત્યાગ કરી, (હાજતે જઇ આવ્યા પછી) હાથ પણ નહિ ધોયા હોય, એવી રજસ્વલાઓને, પરસ્પરનો (એક બીજાની વચ્ચે) સ્પર્શ થાય તો કૃચ્છ્રવ્રત કરવું. ઇત્યાદિક વિષય મિતાક્ષરા-માંથી જાણી લેવો. સ્મૃત્યર્થસાર માં તો એમ કહ્યું છે કે, જેનું સંતાન બાળક હોય એવી રજસ્વલાને, બીજી રજસ્વલા વિગેરેનો સ્પર્શ થાય તો, તેણીએ, નાહીને જમવું અને પછી ઉપવાસને બદલે જે પ્રાયશ્ચિત, ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે તે કરવું. રજસ્વલાને, નૈમિત્તિક સ્નાન પ્રાપ્ત થાય તો, "રજસ્વલા સ્ત્રીને કાંઇ બીજાં કારણથી સ્નાન પ્રાપ્ત થાય ત્યારે, તેણીએ પાત્રાંતરમાં, લીધેલાં જળથી સ્નાન કરીને ઉપવાસ કરવો. સ્નાન કરતી વખતે જમે તે રીતે પણ સઘળાં અંગોને તથા ઉપાંગોને ભીંજવવાં, વસ્ત્ર નીચોવવું નહિ. અને બીજું વસ્ત્ર પહેરવું નહિ.

रजसोऽज्ञाने तु पराशरमाधवीये प्रजापतिः
'अविज्ञाते मले सा च मलवद्वसना यदि ॥
कृतं गृहेषु दुष्टं स्याच्छुद्धिर्न स्यात्त्रिरात्रतः'

**અર્થ**:—એક સ્ત્રીને, રજઆવ્યાની (દસ્તાન દેખાયાની) ખબર નહિ પડી હોય તો, તે વિષયમાં **પરાશર માધવિયમાં, પ્રજાપતિનું** વચન છે કે, એક સ્ત્રીને રજની ખબર નહિ પડી હોય પણ તેણીનું વસ્ત્ર, જો રજથી ખરાબ થયલું જોવામાં આવે તો, તેણીએ ઘેરમાં જે કાંઇ કામકાજ કર્યું હોય તે અભડાય છે (અવાવ થાય છે) કે જેની ત્રણ રાતે પણ શુદ્ધિ થતી નથી. (**નિર્ણયસિંધુ, ત્રીજો પરિચ્છેદ, પાનું ૧૬૮ મું**). માસિક માંદગીને લગતી, **નિર્ણયસિંધુ** નામના પુસ્તકમાં આવેલી અને ઉપર જણાવેલી બાબદ તરફ મારૂં ધ્યાન ખેંચવા માટે, મારા વિદ્વાન મિત્ર, અને મુંબઇ નં. ૪ ખાતે આવેલી ડી. એલ. સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક, **શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકરનો** હું અત્રે મોટો આભાર માનું છું.

પારસી કોમની હાલની માઠી દશાને લગતાં અનેક કારણોમાંના આંઠ કારણો વિષે ઉપર વિવેચન કીધું છે. પણ હવે નવમું અને ઘણુંજ અગત્યનું

---

કાપી નાખે છે. અને તેનો, કુદરતમાં મોટો દોષ લાગે છે; માટે તે દોષનાં પ્રાયશ્ચિત એટલે નિવારણ અર્થે એક માસિક માંદગીવાળી સ્ત્રીએ, એક કે બે દિવસ સુધી ભુખું રહેવું, એવું, હિંદુ ધર્મનું ઉપલું ફરમાન, જરથોસ્તીઓનાં સગદીદનાં સાયન્ટીફીક રિવાજને મોટો ટેકો આપે છે.

કારણ, તે, હાલની પારસી કોમની બાનુઓ અને નાની વયની છોકરીઓની માસિક માંદગી તરફની બેદરકારીને લગતું છે. આ રિવાજ કે જેનું મૂળ જરથોસ્તીઓના ઘણાજ પુરાણા ધર્મશાસ્ત્રોની અંદર સ્પષ્ટ શબ્દોમાં જડી આવે છે, અને જેને, દુન્યાના જુદા જુદા ધર્મો પાળનારા અનેક પ્રજાઓના જુના ધર્મશાસ્ત્રો ઘણોજ મુસ્તકીમ ટેકો આપે છે, તે રિવાજની અંદર વિદ્યા અને તત્વજ્ઞાનની દ્રષ્ટિએ કેવી કેવી ખુબીઓ સમાયલી છે, તે **વિષે હું અત્રે ઝાંખો ઇશારો કરીશ. આ રિવાજ, બે પાંચ** યા દશ સદી થયાં હસ્તીમાં આવેલો છે, એમ નથી, પણ સૃષ્ટિ રચનાની ઉત્પતી સાથે આ રિવાજને હસ્તીમાં મુકવામાં આવેલો છે, એમ જગતનો પુરાણો ઇતિહાસ સાક્ષી પુરે છે. માસિક માંદગી સ્ત્રી જાતીનું શારીરિક બંધારણ જોતાં એક અનિવાર્ય કુદરતી બનાવ છે; અને પ્રજા ઉત્પત્તિના ઘણાજ અગત્યના કાર્યને બર લાવવાને ખાતર કુદરતે પોતે સ્ત્રી જાતીને માટે આ માસિક માંદગી જેવા, એક સાયંટીફીક ફીલસુફીથી ભરપૂર શારીરિક ફેરફાર ઉત્પન્ન કીધો છે. જેવી રીતે શરીરમાંથી મળ મૂત્રનું જવું અનિવાર્ય અને અવશ્યનું છે, તેમજ જેવી રીતે ભરતી ઓટનું થવું, સૂર્ય ને ચંદ્રનું નિયમીત ઉગવું, અને આથમવું, આ સૃષ્ટિના નિભાવને માટે અનિવાર્ય છે, તેટલુંજ માસિક માંદગીના બનાવનું ઉત્પન્ન થવું, પ્રજા ઉત્પત્તિના હેતુને ખાતર અવશ્યનું છે. આ માસિક માંદગીને, સંસ્કૃતમા **રજોદર્શન, રજપ્રવૃત્તિ** અથવા **ઋતુદર્શન** તથા અંગ્રેજીમાં Menses અથવા Menstruation કરીને કહે છે અને અવિસ્તામાં એવી સ્ત્રીને **"દક્તવઇતિ"** કહે છે અને પહેલ્વીમાં એ હાલતવાળી સ્ત્રીને **ચીહર અઓમન્દ**, દખશક **અઓમન્દ**, અને **ખુનઅઓમન્દ** એટલે અનુક્રમે દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી અને દસ્તાનના લોહીવાળી કરીને કહે છે. આ હાલત, એક સ્ત્રીને કુદરતને અચક કાયદે આવે છે, અને તે વિષે **"જ્યોતિષ કલ્પતરૂ"**નાં ૬૩૮ માં પાના ઉપર તેનો લેખક જણાવે છે કે, **"ચંદ્ર"** પ્રાણીને ઉત્પન્ન કરે છે અને **મંગળ અગ્નિને** ઉત્પન્ન કરે છે એટલે અગ્નિ તથા પાણી મળીને તેમા, અગ્નિથી પિત્તની ઉત્પત્તિ થાય છે, અને શરીરમાં જે લોહી ફરે છે તેમા પેલું પિત્ત, મળી જઇને દર મહીને રજોદર્શન એટલે દસ્તાનની હાલત ઉભી થાય છે અને તે રજોદર્શન=દસ્તાન, સ્ત્રીઓમા ગર્ભની ઉત્પત્તિનું મુખ્ય કારણ છે." આ ઉપરથી અય હમદીનો! તમો જોઇ

ખુરેહ, કે જેને, હિંદુ શાસ્ત્રમા ઓજસ કરીને કહે છે, તે, વિના તકરારે ઓછું થઇ જાય છે, અને તેવા પવિત્ર માણસમા એક જાતની મલિનતા દાખલ થાય છે આ કારણને ખાતરજ દુન્યાના સઘળા ધર્મશાસ્ત્રકારોએ અને ખાસ કરીને ઇરાની અને હિંદુ ધર્મના પુરાતન સ્થાપકોએ સખ્ત હુકમો આપ્યા છે કે માનિક માદગીવાળી સ્ત્રીએ, જ્યા સુધી તે પાક થાય નહિ ત્યા સુધી એકાતવાસ સહેવવો, અને સૂર્ય ચદ્ર તેમજ વરના દીવાને સુધા નરી આખે જોવો નહિ; કેમકે તેમ થવાથી સુર્ય ચંદ્ર ને દીવાનુ તેજ નાખુશ થાય છે, જેને પરિણામે પેતી માનિક માદગીવાળી સ્ત્રીને માથે અમુક પ્રમાણમા દોષ લાગુ પડે છે. આપણા જરથોસ્તી ધર્મશાસ્ત્રો મુજબ અને ખાસ કરીને "દવાઝદેહ હુમાયસ્ત" પ્રમાણે દસ્તાન પરહેઝી નહિ કરવાથી સૃષ્ટી રચનાના* ૧૨) તત્વોને હાનિ પુગે છે, માટે, જો દસ્તાન પરહેઝીનો ગુનાહ થયો હોય, તો 'દવાઝદેહ હુમાયસ્ત" બજાવવી, અને તેમ કરીને પાપનો પસ્તાવો કરવો. આ ૧૨ તત્વો, નીચે પ્રમાણે છે.—

૧ અહુરમઝદ અને તમામ મીનો આસ્માનો.

૨ તીશ્તર તીર સેતારો અને તેને લગતાં આસમાનની નીચે, પહેલાં મંડળમાં રહેલા સીતારાઓ.

૩ તારા મંડળની હેઠળ રહેલો ખુરશેદ.

૪ સૂર્ય મંડળની નીચે રહેલો માહબુખ્તાર.

૫ ચંદ્ર મંડળની નીચે રહેલો (અણદિઠ) આતશ.

૬ આતશ મંડળની હેઠળ રહેલાં, આવાં અર્દવીસુરનાં નિર્મળ (અણદિઠ પાણીઓ).

૭ ગુવાદ ઇઝદ એટલે તમામ વાતાવરણ.

૮ સ્પેન્દારમદ અમશાસ્પંદ એટલે ધરતીઓ.

૯ ખોરદાદ અમશાસ્પંદ એટલે સ્થૂલ પાણીઓ.

૧૦ અમરદાદ અમશાસ્પંદ એટલે વનસ્પતિઓ.

૧૧ સરોષ યઝદ અને તેની ક્રિયાઓ. (ખુરદક ગાહ=ઉરવી-સગાહ) કે જે ક્રિયાઓ, ઉર્વીસગાહમાં કરવામાં આવે છે, અને રવાનની (આત્માની) પાસબાનીના સાંધણો છે.

---

* વાચો મરહુમ એર્વદ શેઠ દા બહેરામગોર ત. અંકલેસરીઆ વખેલુ "રિશ્તિસ્તાન" પાનુ ૩૧૪ મુ

## ૨ ફરરોખ ફરવરદીન યાને તમામ બુધ્ધિકારી ફરોહરો.

બીજુ, સ્થૂલ જગતના અણુએ અણુ (Atom)માથી, તે અણુના બંધારણને અનુસરતા પ્રવાહ નીકળે છે એ બીના તો આખું જગત અને હાલની સાયન્સ સુધા કબુલ રાખે છે. જો આ નિયમ, સ્થૂલ તત્વોને લાગુ પડતો હોય તો જીવતી જાગતી જાનદાર શક્તિઓ ધરાવનાર માણસને અને તેમા પણ ખાસ કરીને એક માસિક માંદગીવાળી સ્ત્રીને ઉપલો નિયમ કેમ લાગુ નહિ પડે? એક સ્ત્રી ગમે તેટલી પણ નિર્દોષ, સદાચારી, અને ધાર્મિક વૃત્તિવાળી હોય, છતાં માસિક માંદગી દરમ્યાન તેણીના શરીરમાં ઉતરતા પ્રકારનો પ્રવાહ ઉત્પન્ન કરનાર ફેરફાર તો થવાનોજ, અને જેવી રીતે સૂર્ય ચંદ્રના ગ્રહણ વખતે જુદી જુદી જાતની ધાતુઓ ઉપર અસર પુગીને તેઓનો ઝળકાટ કાંઇક મરતબે ઓછો થાય છે, અને જેવી રીતે ઝાડપાનોના રસકસમા સુધા ગ્રહણ દરમ્યાન ન્યૂનતા આવે છે, તેજ પ્રમાણે એક સ્ત્રી, ગમે તેટલી પણ ભલી હોય, છતાં તેણીનામા સુધા ચોક્કસ પ્રમાણની કામચનાઉ ન્યૂનતા થાય છેજ. હવે નીતિની દ્રષ્ટિએ આ સવાલને તપાસ્યે, તો માલમ પડશે કે, જો માસિક માદગીવાળી એક સ્ત્રી પુરૂષોના યા તો ખુદ સ્ત્રીઓના પણ સબંધમા આવે, તો તેવાઓના પવિત્ર ખુરેહને પેલી સ્ત્રી કેટલાક પ્રમાણમાં કાપી નાખીને તેઓના મનપર ઘણી માઠી અને હલકી અસર ઉત્પન્ન કરે છે, આ કિસમની ખરાબ અસરને જરથોશતી ધર્મશાસ્ત્રમાં "દરૂજીએ બુજી"ના, વણો બહોળો અર્થ ધરાવનારા નામથી ઓળખવામા આવી છે આવી **સ્ત્રીઓમાંથી લજ્જા અને શરમનું ઉત્તમ આભૂષણ ધીમે ધીમે જતું રહે છે, અને તેઓ પોતાની જાતને તેમજ પારકાંઓને અનેક પ્રકારે હવસી વિચારોના વમળમાં તાણી જાય છે.** આવી સ્ત્રીઓ, જો તેઓ કાયદેસર માસિક માદગી નથી પાળતી તો **પોતાના ઘરની આબાદી અને લક્ષ્મીને નષ્ટ કરે છે, તેમજ કુદરતની ભલી અણદીઠ** શક્તિઓને પોતાની આવી અધર્મિ રહેણી કરણીથી સદા આઝોર્દ કરીને પોતાપર, પોતાના કબીલાપર, અને કોમ પર આફતો લાવી નાખે છે તેમના આવા વર્તનથી દેવદરૂજો, અને રૂહાની આલમની હલકી શક્તિઓ, જો કે ખુશ થાય છે, પણ યઝદી શક્તિઓ તો નાખુશજ થાય છે આવી **સ્ત્રીઓમાં ધીમે ધીમે છકેલપણાના અને વડીલોની શિખામણ મુજબ નહિ વર્તતાં તદનજ બેહકી જનારા,**

ચકશે કે, આ રજોદર્શન, યાને માસિક માદગી ઉદ્ભત થતા પેતે આગળ રહીને એક સ્ત્રીના શરીરમા પ્રજા ઉત્પત્તિને ખાતર ચાનુને ચાનુ લાભ કરે છે માટે, તે પ્રત્યે બહુ માનની નજરે જોઇને દૂર બેસીને તેનુ બરોબર પાળન કરવુજ જોઇએ જે સ્ત્રીઓ, આનુ યથાર્થ પાળન નથી કરતી તેઓ વખત જતા બેશરમ અને હવસી (Brazen-faced and lusty) બની જાય છે અને સામીજાતિમા પણ હવસની લાગણીઓને ઉશ્કેરી મુકે છે, અને તેના પરિણામે, કેટલીકવાર અવિચારી પુરૂષો, આવી હાલતમા (માસિક માદગીની) સુધા, તેવીજ અવિચારી સ્ત્રીઓ સાથે, પરસ્પર સમ્મતિથી કે સમ્મતિવિના, સભોગ (Sexual congress) કરે છે, કે જે, એક ભયકર પાપ સમાન છે અને તે કોઇ પણ સજોગમા થવુ નજ જોઇએ આ વિષે મનુસ્મૃતિના ૪ થા અધ્યાયના ૪૦-૪૧ મા શ્લોકોમા તેમજ પહેલવી વદીદાદની ૧૬ મી પરગરદના ૧૩-૧૪-૧૫ ૧૬ અને ૧૭ મા ફકરાઓમા બહુ જાણવાજોગ વિચારો દર્શાવેલા છે અને તે નીચે પ્રમાણે છે —

> नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ॥
> समानशयने चैव न शयीत तया सह ॥ ४० ॥
> रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ॥
> प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ ४१ ॥

અર્થ -(૪૦) કામાતુર (હવસી) પુરૂષે પણ, રજોદર્શનના (માસિક માદગીના) વખતમા સ્ત્રીનુ ગમન (સભોગ) કરવુ નહિ એટલુજ નહિ પણ એક શય્યામા (બીછાનામા) તેણીની સાથે સુવુ પણ નહિ

(૪૧) માસિક માદગીવાળી સ્ત્રીનો સભોગ કરનાર પુરૂષની બુધિ તેજ, બળ ચક્ષુ (આંખ) અને આયુષ્યનો નાશ થાય છે

પહેલવી વદીદાદની ૧૬ મી પરગરદનો ૧૭ મો ફકરો કહે છે -

મુન નાઇરીક ચીહરઅઓમન્દ, દષ્ટાકઅઓમન્દ, ખુનઅઓમન્દ, શુસર ફ્રાઝ શીકુનેત લા શપીર મીન ઝક કુનીશ્ન વર્ઝ ચીગુન અસત, બેના-ઇ-નસા ઝાતક ફ્રાઝ પવન અકનીશ્ન નસા પુખ્ત હોમનાય અવરા મદમ અવો આતશ ઉસ, બોત (અએ લા પવન અનઝક બરા ચેગુન ઝકીચ લા શપીર દેનાઇચ લા વેહ.)

અર્થ :–જે શખ્સ, દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી અને દસ્તાનનાં લોહીવાળી ઓરતની જાતમાં પોતાની મની (વીર્ય) નાખે છે, તે જાણે કે નજીસાત (કોહતી વસ્તુ)ની અંદર પોતાનાં જણેલાં બાળકને બાળે તથા તેણીની કે પેલા શખ્સની નજીસ પ્રવાહી આતશ મંયે લઇ જાયતો, તે, એના કરતાંબી ભલું કરતો નથી. (આ કામ હદમા નથી તેમજ પુલ (ગુનાર)ને માટે બી સારૂં નથી. એ કામજ ભલુ નથી. એટલે બંધે કામો એકસરખાં છે એમ નહિ પણ, બેમાનું કોઇબી કામ સારૂં નથી.)

માસિક માંદગીની હાલત વેળાએ, સ્ત્રી જાતિના ભીતરના શારીરિક બંધારણમાં અમુક કિસમનો ફેરફાર થાય છે, તે વેળાએ એક સ્ત્રીના અંગમાંથી (ખાસ કરીને તેણીના હાથો અને આખોમાંથી) જે પ્રકારનો અણુદિઠ પ્રવાહ (કે જેને, ઇલમે-ક્નૂમમાં, હેરારતે ગરેબ્યા કરીને કહેવામાં આવે છે) (Personal megnetism) નીકળે છે, તે, સ્ત્રીની ચોખ્ખી હાલત દરમ્યાન નીકળતા પ્રવાહથી જુદીજ જાતનો યાને ઉતરતા પ્રકારનો અને નુકસાનકારક હોય છે. ખુદ હાલની સાયન્સ સુધાં પુરવાર કરી આપે છે, કે, માસિક હાલતવાલી સ્ત્રી એકાંત જગ્યાએ નહિ બેસતાં જો ફરહર કરવાનું ચાલુ રાખે અને ચોખ્ખી હાલતવાલા પુરૂષો તેમજ સ્ત્રીઓનાં યાતો ફળ, ફુલ, અનાજ, રોપાઓ અને પાણી તેમજ સૂર્ય, ચંદ્ર, અને ધરના આતશ અને ચેરાગની રોશનીના સબંધમાં આવે તો, ચોખ્ખાં માણસો અને ઉપર દર્શાવેલી ચીજોનુ તેજ ઓછું થઇ જાય છે; અને જે ફુલોને કુદરતી રીતે કરમાઇ જતા લાંબો વખત લાગે છે તે ફુલોને, જો માસિક માદગીવાલી સ્ત્રી, સ્પર્શ કરે છે તો, તેઓ તેમજ ઝાડપાનના કોમળ રોપાઓ ઉતાવળે કરમાઇને નાશ પામે છે.‡

એક માણસ ગમે તેટલો પરહેઝગાર હોય, તે સુધાં જો માસિક માદગીવાલી સ્ત્રીથી અમુક છેટામા આવી જાય, તો તેનું તેજ યાને

‡ Pliny tells us that "On the approach of a woman in this state (the menstrual) ... .. .........seeds which are touched by her become sterile, grafts wither away, garden plants are withered up, etc"—Natural History, Book VII, Chapter 13. અર્થ :–પ્લાઇની આપણને જણાવે છે કે, માસિક માદગીની હાલતમાં જો એક સ્ત્રી બીયાઓની સમિપ જઇને તેઓને અડકે તો, તે બીયાઓ ઉગી શક્તાં નથી, કલમો તેમજ બાગનાં રોપાઓને જો તેણી અડકે તો, તે પણ કરમાઇને સુકાઇ જાય છે, ઇત્યાદી.

દુર્ગુણો ઉત્પન્ન થાય છે; અને આખરે, આવી સ્ત્રીઓ તેમજ તેમનું અનુકરણ કરનારી નાની વયની છોકરીઓ પોતાની મરજી મુજબનું વર્ત્તન ચલાવે છે. અને સારાસારનો તેમજ પોતાની જીંદગીનો મૂળ હેતુ શું છે, તેનો કશો પણ લાંબો ટુંકો વિચાર કર્યા વિના આડે માર્ગે દોરવાઇ જઇને **પોતાની જાતને, તેમજ કોમને શ્રાપ સમાન થઇ પડે છે.** આ, પુરાતન અને ઘણાજ ગુણકારી રિવાજનું ઉંડું રહસ્ય સમજતા હોવાને કારણેજ આપણા વડીલ પુરૂષો અને સ્ત્રીઓએ તેને ચીવટાઇથી વળગી રહેવાનું ઉત્તમ ધાર્યું હતું. પણ **કેટલાંક બહેકી ગયેલાં કુટુંબોએ સુધારાની, અને પશ્ચિમની ઉછાછલી કેળવણીની નુકસાનકારક અસરોને આધીન બનીને ઉપલા રિવાજને નાબુદ કરવા માંડયો,** અને મોટે ભાગે નાબુદ કીધો એટલુંજ નહિ, પણ વધુ ઉધ્ધત બનીને ખુદાનો કે ધર્મનો કશો પણ ડર કર્યા વિના આવી સ્ત્રીઓ બહુજ છૂટથી ઉકમાઇ લઇને જાહેર મેળાવડાઓમાં, લગ્ન નવજોત અને જશનની ક્રિયાઓમાં સુધાં ભાગ લેવા લાગી છે. અરે! એટલુંજ નહિ, પણ એવું સુધાં સંભળાય છે કે, આ, **બહેકલી, ક્રમભખત, અધર્મિ સ્ત્રીઓ છેલ્વે પાટલે બેઠી હોય, તેમ તદનજ બેશરમ બની જઇને** હવે હવે તો કેટલાક કેસોમાં **અગ્યારી, આતશબેહરામ** અને **ફરવરદી-આનના પવિત્ર મથકોને સુધાં અભડાવવા લાગી છે? તેઓની આ, વાંધાભરી અને છકેલી વર્ત્તણુકનું પરિણામ** કેટલી હદ સુધી ભોગવવું પડશે તેનો અંદાજ કરી શકાય એમ નથી. અમુક હદ સુધી તો જણાઇ આવ્યું છે, અને હજી પણ આવશે, તેનું, આ ઉધ્ધત અને બેશરમ સ્ત્રીઓને રહેજ પણ ભાન હોય, એમ જણાતું નથી. આવી સ્ત્રીઓમાની કેટલીક સ્ત્રીઓ છડેચોક સ્કુલોમાં, કોલેજોમાં અને ઓફીસોમાં નોકરીએ જાય છે એતો જાણીની વાત છે. તેઓમાંની વળી **કેટલીકો, કેવી રીતે હવસની ગુલામ બનીને પોતાની કોમના, તેમજ પરપુરૂષોના સંબંધમાં આવીને અનીતિનો માર્ગ** ધારણ કરે છે, તે બીના કોમથી કાંઇ અજાણ નથી. ધર્મશાસ્ત્રો કહે છે કે, જ્યારે આ રિવાજને તરછોડી કહાડવામાં આવે છે, ત્યારે ખાસ કરી તેવા આદમીઓના કુટુંબ કબીલાઓને અને સામાન્ય રીતે કોમને અનેક જાતની આફતોવી સહન કરવું પડે છે. **આવી સ્ત્રીઓ, કુદરતમાં એક મોટા શ્રાપ અને ચેપ સમાન છે, અને એ. શીકે,** ઉપર જણાવ્યું છે તેમ, તેઓ ઉપાસનાં ઝાડ

**કરતાં પણ નબેહતર છે. આજે પારસી જેવી નાનકડી** કોમની અંદર જે છુપી અનીતિ (Clandestine Prostitution) અને દુરાચાર ઢ ઇક અ રો ચાલી રહયો છે, તેનુ સૌથી મોટુ કારણ તે, આ માસિક **માંદગીના રિવાજ પ્રત્યેની બેદરકારી છે.** આવી સ્ત્રીઓ નીતિ અને વૈદક શાસ્ત્રની દ્રષ્ટિએ, કેટલાક કેસોમા મુસ્કેલીથી બાળકોને જન્મ આપે છે, **અને તેમને ત્યાં, જે બાળકો અવતરે છે, તેઓ સુવાં વખતના વહેવા સાથ કેટલેક અ શે અનીતિમાન બન્યા વિના રહેતાં નથી.** ઉપલુ કારણ એટલું તો વિશાળ અને બહોળુ છે કે, તેના સબધમા એક નાનકડુ પુસ્તક લખવામા આવે, તો તે પણ ઑછુ થઇ પડે આ લેખમા, લગાર કડક ભાષા નછૂટકે વાપડવી પડી છે તે માટે, વાચક વર્ગની અને ખાસ કરીને જરથોસ્તી બ્હેનોની ક્ષમા ચાહુ છુ, અને આ રિવાજના પાળનના ટેખમા, આ, ૮ મા કારણની શરૂઆતમા, જે અગ્રેજી, પહેલવી તમજ સસ્કૃત વિગેરે પ્રમાણો (Quotations) ટાકયા છે તે ઉપર બહુ શાત મનથી વિચાર કરવાની તમામ પારસી સ્ત્રી તેમજ પુરૂષ વર્ગને વિનતિ કરૂ છુ ખરેખર તો, આ માસિક હાલત, એટલી બધી **ઝેશ્રુન નાપાકીથી** ભરેલી છે કે, તેવી સ્થિતીમા, જો પેલી સ્ત્રી **દેવતાઇ તેજ, યાને મીનાઇ ખોરેહ ધરાવનાર, પવિત્ર માંથ્રો ઉચ્ચારે તો, તેનાં સ્તઓત** (વાતાવરણમા ઉત્પન્ન થતી ધ્વનિઓ, આકૃત્તિઓ અને રગો, કે જે, બધા આપણા ઉરવાન અને કેહર્પના ખોરાક છે અને જે બધા, ગુવાદ યઝદ, તેમજ ખોરશેદ, મહેર, સઓવ, દય, અપાઉનામ ફ્રવષીઓ અને ઘરના તેમજ આતશબહેરામો અને આદરયાનોના આતશો મારફતે, ઉચા આકાશામા જાય છે તેને, **સ્તઓત** કહે છે ) કપાઇને નિર્મૂળ થઇ જાય છે અને તેથી, **અહુરમઝદની સર્વોત્તમ ફ્રવષી,** કે જેનુ **રવાન, માંથ્રસ્પેન્ત** છે, તે ફ્રવષી, બહુ આઝોર્દ બને છે અને તે કારણને ખાતરજ, જરથોસ્તી ધર્મમા માસિક માદગી દરમ્યાન એક સ્ત્રીને, મત્રો=માથ્રવાણી ભણવાની તેમજ સાભળવાની મનાઇ કરવામા આવી છે હવે અ તમા મારે જે ખાઇ કહેવુ છે, તે એ છે કે, પારસી કોમની સગીન બેહતરીને ખાતર તેમજ અનીતિરૂપી જે સડો કોમમા દાખલ થઇ ચુકયો છે, તેને નાબુદ કરવાને ખાતર કોઇ પણ ભોગે માસિક માદગી પાળવાનો રિવાજ સપૂર્ણ મરતબામા દાખલ થવોજ જોઇએ ખુદ સ્કુલના તેમજ કોલેજના પુરૂષ

તેમજ સ્ત્રી પ્રીન્સીપાલો અને માસ્તરો તેમજ માસ્તરણોએ, આ બાબદની અંદર અભ્યાસમાં બેસ્તી છોકરીઓને, માસિક માંદગી દરમ્યાન સ્કુલે આવવાનો આગ્રહ કરવો જોઇએ નહિ. ખુદ માસ્તરણોએ સુધાં, આવી હાલત દરમ્યાન ઘરે રહીને કોમળ વયની નાની છોકરીઓપર આ ગુણકારી રિવાજની ખુબીનો છાપ પાડવો જોઇએ. મને ખબર છે, ત્યાં સુધી મુંબઇ શહેરની લગભગ દરેક કન્યાશાળાના પુરૂષ તેમજ સ્ત્રી કાર્યકર્તાઓ આના સંબંધમાં જાણી જોઇને છોકરીઓને તેમજ માસ્તરણોને સુધાં માસિક માંદગીમા નિશાળે આવવાની ફરજ પાડે છે, અને તેમ કરીને તેઓ ધર્મના એક મોટા સ્થંભ સમાન ગણાતા પુરાણા રિવાજને મજબુત ફટકો લગાડે છે, તથા, સીધો નહિ તો આડકત્રો અનીતિના ચેપનો ફેલાવો કરે છે. ખાસ કરીને પારસી જેવી નાનકડી કોમે, આ બાબદનું રહસ્ય સમજી લઇને ઉપલા રિવાજને બને તેટલી ઉતાવળે કોમમાં વાજબી રીતે ફરીથી પળાતો થાય, તે માટેની મજબુત કોશેશ કરવી જોઇએ. મારૂં એવું નમ્ર મત છે કે, કોમની બહેતરીને માટે ગમે તેટલા ઇલાજો લેવામા આવશે, પણ માસિક માંદગીના રિવાજ પ્રત્યે આંખમીચામણા કરી, તેને જો વાપર વખાતો નાંખવામાં આવશે, તો હું ઘણી ખાત્રીથી કહું છું કે, પારસી કોમનું નાવ, જે તોફાની દર્યામાં અત્યારે ખપડાયું છે, તેમાંથી તે સહીસલામત કિનારે કદી પણ પહોંચી શકશે નહિ. આ રિવાજના પાળનમાં સંખ્યાબંધ જાહેર તેમજ છુપી ખુબીઓ સમાયલી છે, અને તેનું નહિ પાળન કરવામા પણ તેટલીજ સંખ્યાબંધ જાહેર તેમજ ગુપ્ત ખરાબીઓ સમાયલી છે, પણ તે બધાંનું આ લેખમા વિસ્તારપૂર્વક વિવેચન કરવાનો મારો હેતુ નથી, તેથી અત્રે સમાસ કરૂં છું, અને માત્ર એટલુંજ જણાઉં છું કે પારસી મા બાપોએ આ બીનાને બહુ ગંભીર લેખીને પોતાની જવાન દીકરીઓને, આકાશ તથા ધરતી એક થાય તો પણ માસિક માંદગીની હાલતમાં તો બહાર જવા દેવીજ નહિ, તેમજ ઘરમા પણ છૂટથી ફરહર કરવા દેવી નહિ, પણ સંજોગોને અનુસરીને તેણીની પાસેથી ઉપલા રિવાજનો બને તેટલો અમલ કરાવવો.

હાલમાં આપણી નાની કોમમાં, જે અનેક પ્રકારના શારીરિક રોગો, ખોડખાંપણો તેમજ નહિ સાંભળેલી એવી બીમારીઓ, દેખાવા લાગી છે તેમજ ગાંડપણ, દીવાનાપણું, ઉન્માદ, હીસ્ટીરીઆ, ચક્રમપણુ, હોલેદેલ, ઘસેલાપણું, આપઘાત, ઘેલછા, તેમજ ડહામ, ચાંદાં, કોઢ અને શરીર-

માથી નીકળતી બદબુ વગેરે જે એખો નજરે પડે છે, તે સઘળુ , આપણા માસિક માદગીના અને એવાજ બીજા ગુણકારી રિવાજો નહિ પાળવાને આભારી છે દુન્યામા અત્યારે બેકારી, સ કટ અને બીજી અનેક પ્રકારની જે ધુપી તેમજ જાહેર ખરાબીઓ દેખાવ દઇ રહી છે અને હવે પછીથી પણ વધુ મોટા અને ભયકર પ્રમાણમા દેખાવ દે એવા મોટા સભવો છે તે, આપણ માણસ જાતના ભૂતકાળના અનેક કુકર્મોને આભારી છે માટે, અય હમદીન બ્હેનો અને ભાઇઓ! આપણેજ હાથે ઉભી કરેલી અને આપણી ઉપર ભવિષ્યમા પડનારી અનેક આફતો તેમજ સ કટો અને મુશ્કેલીઓથી તમો થોડા ઘણા પણ જો બચી જવા માગતા હોવો તો, અત્યારથીજ આપણા સઘળા ગુણકારી રિવાજોને અમલમા મુક્વા માડો, નહિ તો, આપણી તુમાખી તેમજ ગુસ્તાખીની આપણને બહુ મોઘી કિમત આપવી પડશે યાને લોહીના આસુઓ રેડીને પશ્ચાતાપ કરવો પડશે સૃષ્ટિ રચનાની દરેક પેદાયશ કુદરતના નિયમો અને કાયદાઓને તાબે થઇને મુગેમોઢે ચાલી રહી છે, પણ માણસ જાતજ એક એવી પેદાયશ છે કે જે કુદરતના કાયદાઓનુ સ્વચ્છ દિ રીતે (Wantonly) ઉલ્લઘન કરે છે જે ચાલ કુદરતની બીજી પેદાયશોને ન શોભે તે માણસને તો કેમજ શોભે? છેવટે ઉમેદ છે કે, તમો થોડે કહેવે ઘણુ સમજશો અને તમારા તેમજ કુદરતના પ્રગટિકરણને મદદ કરવાને ખાતર આપણા સઘળા રૂડા રિવાજોને અમલમા મુકવાને ચૂકશો । નહિ



# કારણ ૧૦ મું.

## નાટક, સીનેમા, અને ફીશયારીખોર જીવન તરફનું અવિચારી ખેંચાણ.

અત્ ફ્રવક્ષ્યા અંઘ્રહેઉશ્ અહયા પોઉર્વીમ્,
યા મોઇ વીદ્વાઓ મઝ્દાઓ વઓચત્ અહુરો,
ચોઇ ઇમ્ વે નોઇત્ ઇથા માથ્રેમ્ વરેષેન્તી,
યથા ઇમ્ મેનાઇચા વઓચચા
અએઇબ્યો અંઘ્રહેઉશ અવોઇ અ ઘ્રહત્ અપેમેમ્,

અર્થ—આ જીંદગીનુ (અથવા દુન્યાનુ), સૌથી પહેલુ (બાબુ-વાતુ), જે સર્વજ્ઞ અહુરમઝ્દે, મને કહ્યુ છે તે વિષે, હુ (તમોને) ખુલાસો કરૂ છુ, (તે એ કે) આ માથ્રવાણીને જેમ હુ ગણુ છુ તથા જાહેર કરૂ છુ, તે પ્રમાણે તમારામાના જેઓ, અમલ કરશે નહિ તો તેઓની જીંદગીનો અંત નુકસાન (અથવા હલાકી)મા આવશે

(ઉશ્તવદ ગાથા, હા ૪૫, ફકરો ૩.)

આપણી પારસી કોમની હાલની બુરી દશા અને કેટલેક અંશે પડી ગયલા તેમજ ઘણાજ વાધાભર્યા જીવનનુ બીજુ એક કારણ તે, નાટક, સીનેમા, અને ફીસ્યારીખોર જીવન તરફના આપણા અવિચારી ખેંચાણને લગતુ છે આ જે બાબદ છે, તેની ચર્ચા કરીને હુ કાંઇ એમ કહેવા નથી માગતો કે, બધાઓએ મધ્યમસર મોજશોખથી તેમજ સાધારણ સારા પોશાક પહેરવાથી અને કોઇ કોઇવાર સારા સીનેમા નાટકો જોવાથી તદ્દન દૂર રહેવુ હુ એમ પણ નથી કહેવા માગતો કે, આપણી કોમના બધાઓએ બર્વાલ અને દુખરાયના જેવું જીવન ગુજારવુ હુ જે કહેવા માગુ છુ, તે બાબદ સહેલથી સમજી શકાય એવી છે અને તે એ છે કે અત્યારે જે જાતના નાટક, સીનેમાઓ દેખાડવામા આવે છે, તેમાના મોટે ભાગે, આપણા લોકોની નીતિપર માઠી અસર નિપજાવનારા હોય છે, એટલુ જ નહિ, પણ તેણે ભૂતકાળમા આપણી કોમના નાના મોટાઓ પર ખચીતજ બહુ નહિ ઇચ્છવા જોગ અસર ઉત્પન્ન કરી છે આ બદીને લીધે આપણી કોમમાથી પૈસાના પૈસા જાય છે, અને નૈતિક બળમા

ઘટાડો થાય, તે જુદો. કોઇ પણ માણસ કે કોમ નીતિના બળ ઉપરજ ટકે, એવો ઇતિહાસનો અસલ સિદ્ધાંત છે, અને તેમાંથી આપણી પારસી કોમ કેમ છટકી શકે? નાટક અને સીનેમાના ધખારાઓએ, કોમ પર-કોમમાં વધારે સુંદર અને રૂપાળાં કેમ દેખાવું એવા વિચારને જનમ આપ્યો, અને તેને પરિણામે સાધન નહિ હોય છતાં પણ એમહલ્વાજાભર્યા પોષાક પહેરીને ફીશ્યારીખોર જીવન ગાળવાનું આપણી કોમમાં શરૂ થયું. એટલુંજ નહિ, પણ નાટક સીનેમામાં જતાં જતાં આપણા જવાન છોકરા અને છોકરીઓ ઉપર, આપણા જીવનને નહિ અનુસરતી ફીલમો જોવાથી તેમજ ઠઠાબાજ અને અર્થ વગરના નાટકી દેખાવો નીહાળવાથી બહુજ માઠી અસર થઇ છે, અને તેને પરિણામે આપણું જીવન કેટલેક અંશે અનીતિવાન બન્યું, તેમજ કેટ-લાક દાખલાઓમાં ચોકાવનારાં પરિણામો સુધા નિપજ્યા, તે બીના આપણી પારસી કોમમા કાઇ છુપી રહી નથી. ખુદ યુરોપના આગળ વધેલા ધનવાન અને માતબ્બર દેશોમા સુધા, ત્યાંના સમજુ વર્ગે હાલના સીનેમા અને નાટકો માટે ભારે અણગમો દેખાડવા માડયો છે. માણસ જાતના મન ઉપર ભલી બુરી અસર પહોંચાડનાર સૌથી અગત્યની ઇંદ્રિ, તે આંખ છે, અને તેને માથે બહુ જોખમદારી નાખવામા આવેલી છે. હવે આ આંખ જો નીતિમા બીગાડો કરનારા સીનેમા અને નાટકોના દેખાવો જોય, તો, આપણી કોમના જવાન છોકરા છોકરીઓના મન ઉપર માઠી અસર થયા વિના રહેજ નહિ, એ ખુલ્લુ છે. માણસ જાતની આંખોનો ધર્મ તો, નીતિને માર્ગે દોરવનારા ને અંતઃકરણને પવિત્ર રાખ-નારા કુદરતના સુંદર દેખાવો જોવાનો તથા જ્ઞાન મેળવવાનો છે, અને નહિ કે સીનેમા નાટક જેવા તદ્દન કલ્પિત અને માણસજાતને કામચલાઉ તથા ખોટી મોજ આપનારા દેખાવો જોવાનો છે જો ઘરમાથી બહાર નીકળવાનુ, જેટલા પ્રમાણમા ઓછુ થાય, તેટલા પ્રમાણમા એમહલ્વાજ-ભર્યા અને ફીશ્યારીખોર પોષાક પહેરવાનુ પણ ઓછુ જ થાય, એ ખુલ્લું છે આપણી કોમને પાછી સારી હાલત પર લાવવાને માટે ખસુસ કરીને સાદા, ધર્મિ, અને નીતિમાન જીવનની બહુ મોટી જરૂર છે, અને તેવુ જીવન એક ઇનસાન, યા તો કોમ, કે પ્રજા પોતાની પાચ ઇંદ્રિઓના ધર્મનુ વાજબી રીતે પાળન કરે તોજ ગુજારી શકાય, નહિ તો કદી પણ નહિ. આપણા પુરાતન ઇરાની ન્યાગાનો નાની ઉમરના છોકરાઓને પ્રથમમાં

જેઓને શિખવતા હતા, તે, સત્યવાણી, ઘોડેસ્વારી, અને તીરઅંદાઝીનું શિક્ષણ હતું. તે ઉપરાંત તેઓ, આશરે સાતથી નવ વર્ષની ઉમરના છોકરાઓને, તે કોણ છે, કયાંથી આવ્યો છે, પાછો કયાં જવાનો છે, તેણે શા થકી જન્મ લીધો છે, તેનો જન્મ લેવાનો હેતુ શો છે, તેને દુન્યામાં શું કરવાનું છે, તે અહુરમઝદને લગતો છે, કે અંગ્રમન્યુશને લગતો, એવા એવા તો અનેક ફિલસુફીભર્યા સવાલો અને તેના ખરા ખોલાસાઓ જાણવામાંજ અંતઃકરણની ખીલવણી (Heart Culture)નું ખરૂં શિક્ષણ સમાઇ જતું હતું. આજે તો અંતઃકરણ તરફ નેગાહ કરીને તેમાં પડેલી એબોને દૂર કરવાનું શિક્ષણ આપવાને બદલે બહારની દુન્યા પર નેગાહ કરીને દુર્ગુણોને સંપાદન કરવાનુ શિક્ષણ જાણ યા અજાણ રીતે આપવામાં આવે છે. ઉપર જણાવેલાં ઉમદા શિક્ષણને પરિણામે કોઇબી માણસ યા તો કોમ, ખોટી અને કલ્પિત ચીજોના દેખાવો જોવા તરફ ખેંચાતી નથી એ સત્ય છે, પણ અત્યારે આપણી કોમના નાના મોટાં તેમજ ઘડપણને પહોચેલાં સુધાં, આ નાટક સીનેમાઓના ઘખારાઓની બદીને જે રીતે વશ થયાં છે, અને થતાં જાય છે, તે ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે, આપણને ખરૂં શિક્ષણ ઝાઝું (કે જેમાં અંતઃકરણની ખીલવણીનો વિષય ખાસ કરી સમાઇ જાય છે) મળ્યુંજ નથી, અને હાલે પણ મળતું નથી, એ ભારેમાં ભારે ખેદની વાત છે. જો અંતઃકરણની ખીલવણી જેવું ઉમદા શિક્ષણ આપણને મળ્યું હતે, તો તેના પ્રથમ નતીજા (Result) તરીકે આપણી નૈતિક, ધાર્મિક, શારીરિક માનસિક અધોગતિ (Degradation) કદીએ થવા પામી ન હતે. નાટક અને સીનેમાએ, જો હું ખરૂંજ જણાઉં તો, આપણી અજ્ઞાનતા અને પાપોમાં વધારો કીધો છે, અને તેમ કરી આપણને વધુ ઉતરતી પંક્તિએ ઉતારી પાડયાં છે. સ્થૂલ દુન્યાવું જ્ઞાન મેળવ્યું, તેમાં શું વળ્યું? જીવનનો ખરો હેતુ તો, સૂક્ષ્મ જગતનું જ્ઞાન અને ભાન આપનાર આપણું જે અંતઃકરણ છે તેની ખીલવણી કરનારાં શિક્ષણમાં સમાયલો છે. Alexander Pope લખે છે, કે,

"Know thyself, presume not God to scan,
For, the proper Study of mankind is man."

એટલે તારી પોતાની જાતને ઓળખ, અને પરમેશ્વરને પીછાણી લેવાના ખોટા ઢોંગ ના કર, કારણ કે માણસ જાતનો સંપૂર્ણ અભ્યાસ

પોતાની જાતિકી પીછાણુ કરવામાંજ સમાયલો છે. પેથો ગુજરાતનો -સમર્થ વિદ્વાન અને કવિ **મણીલાલ નભુભાઇ** પણ કહે છે કે,

> **"ઉઠી જાને તું ગાફેલ ગાભરા**
> **તારે અંતરે આંટી શી રહી?**
> **છે તું અન્ય કોઇની શોધમાં?**
> **તો તો ધુળ પડી તુજ બોધમાં.**
> **નીજ રૂપથી બીજું શોધ મા,**
> **એજ છે સર્વે વિસર્યાં અહીં."**

આ થોડીક લીટીઓ પણ ખુલ્લા શબ્દમાં જણાવે છે કે, માણુસ જાત પોતાની જાતને જો ઓળખતાં શિખે, તો જરૂરજ તેને પોતાના ગુણદોષનું ભાન થાય, અને તેમ થવા બાદ તે ધીમે ધીમે સાદા જીવનની ઉપર આવતો જાય, એટલે ધર્મિ અને નીતિમાન બને. આવીજ જાતના ઉમદા વિચારો અને શિક્ષણો આપણા વડવાઓએ હિંદમાં સંપાદન કીધાં હતા, અને તેને પરિણામે તેઓએ આપણા પુરાણા જરથોસ્તી ધર્મનું ગૌરવ અને મહિમાને દુન્યાની હિંદુ મુસલમાન જેવી એ મોટી કોમમાં વધાર્યો હતો. નાટક, સીનેમા અને ફીસ્યારીખોર પોષાકોને લીધે એક જાતનો મદ (Vanity) ઉત્પન્ન થાય છે, અને જાણ યા અજાણ, તેવા આદમીનું જીવન હવસી જુસ્સાઓને આધીન થતુ જાય છે. ખુદ યુરોપની અંદર જે સંખ્યાબંધ બદીઓ અને અનીતિનો રોહ ફાટી નીકળ્યો છે, તેનું મૂળ કારણ આ નાટકો, સીનેમા અને ફીશ્યારીખોર પોષાક છે, અને જેઓને આ બદીનો અને ખોટા મોહનો ચડશ (Mania) લાગે છે, તેઓ તેને નિભાવી રાખવાને ખાતર ચોરી, લુચ્ચાઇ, કરજ દેણુ, કોટાકાવત્રાં, અને બીજા અનેક જાતના પ્રપંચો કરે છે જો હુ સહરાઘાત નહિ કરતો હોઉં તો, કમનસીબે આપણી એક વારની ધર્મિ અને નીતિમાન કોમની અંદર ઉપના સડાઓએ હદ બહારનો પગપેસારો કીધો છે, અને તેને નિભાવી રાખવાને માટે કેટલાક કમનસીબ માબાપો તેમજ જવાન છોકરાઓ અને છોકરીઓ પ્રપંચ અને કોટાંકાવત્રાને ખોટે માર્ગે ઉતરી પડયાં છે. અંતમા પારસી કોમને મારે એટલીજ વિનંતિ કરવાની છે, કે ખરેખરા નીતિમાન ઇતિહાસીક અને ધર્મિ નાટકો તેમજ સીનેમાના દેખાવાને, પ્રમાણસર જોવામાં તેમજ ઉત્તેજન આપવામાં આવે, તો, તેથી કાંઇ બહુ નુકસાન થઇ જવાનું નથી. પણ

અત્યારે જે કિસમના ફારસો, ભવાડાઓ અને ઘણીજ ઉતરતી પંક્તિના તેમજ જવાન મગજોની ઉપર કાયમની ખોટી અસર ઉપજાવનારા કલ્પિત નાટકો તેમજ સીનેમાઓ દેખાડવામાં આવે છે, તેને, આપણી કોમે ઉત્તેજન આપીને, નાહકના સકસાઇના પૈસા બરબાદ કરવા નહિ.

---

# કારણ ૧૧ મું.

---

## દારૂ તથા બીડી અને શેર સટ્ટા, જુગાર, ડેન્સીંગ તથા કલબોની બદી, અને ભારે તથા સ્વાદિષ્ટ ખોરાક ખાવાનો વધી ગયલો મોહ.

---

આપણી હાલની પારસી કોમની દુર્દશાના ખરાં, અને પહેલી તકે દૂર કરવા જેવાં દશ કારણો વિષે ઉપરના લખાણમાં કાંઇક વિગતે વિવેચન કીધું છે, અને ઉપલાં દશના જેટલુંજ અગત્યનું અને આપણી નાનકડી કોમમાંથી કોઇ પણ સંજોગોમાં નાબુદ કરવાને લાયક અગીઆરમું કારણ, તે, દારૂ તથા શેર સટ્ટા અને જુગાર તથા કલબો, ડેનસીંગ, વિગેરેની બદીને લગતું છે, કે જેણે આપણી કોમને ઉપર જણાવેલાં કારણોની પેઠેજ ભારે મોટું નુકસાન પહોંચાડયું છે. જે વેળાએ આપણી કોમ હિંદમાં સુખવાસી અને આબાદ હાલતમાં હતી, તે વેળાએ આ બદીઓમાંની એક પણ બદીએ, આપણી કોમમાં મુદ્દલ ઘર ઘાલ્યું નહોતું. અલબત આપણા વડીલો હાથે બનાવેલો ચોખ્ખો અને શરીરને કાંઇક રાહત આપનારો શરાબ પીતા હતાં, પણ અત્યારની માફક હલકી કિસમનો અને દેશપરદેશથી આવેલો મોંઘો દારૂ પીને આપણા વડીલો પોતાના પૈસા ને તબીયતની બરબાદી કરતા ન હતા. દારૂનો સવાલ લગાર બાજુએ મુકીને શેર સટ્ટા, તથા જુગાર અને કલબો અને ડેન્સીંગની બદી વિષે તથા ભારે અને સ્વાદિષ્ટ ખોરાકો તરફના મોહ વિષે હું થોડુંક કહેવા માંગું છું. થોડી મહેનતે વધુ કમાવાના અને ફેશનેબલ જીંદગી ગુજારવાના હવાઇ

અને અધર્મિ વિચારોએ, બીજી કોમોની માફક આપણી નાનકડી કોમને સુધાં, શેર સટ્ટા અને જુગારની બદીમાં સંડોવીને કેટલાંક સુખવાસી કુટુંબોને કંગાલ અને પાયમાલ કરી નાંખ્યા છે. જે વેળાએ શેર સટ્ટા અને જુગારનો મેન્યા, (ચેતક), જન્મ પામ્યો ન હતો, તે વેળાએ આપણી કોમની નીતિરીતિ અને જીવન સુખવાસી તેમજ સાદું હતું, અને આપણા લોકો ખેતી યાતો નાના ઉદ્યોગોની પ્રમાણિક કમાણીની ઉપર ઘણા સંતોષ સાથે પોતાનું જીવન ગુજારતા હતા, અને તે વેળાએ આપણી કોમમાં હાલના જેટલું અપ્રમાણિકપણું અને રોગો નજરે પડતા ન હતા. પણ જેમ જેમ વધુ પૈસા મેળવીને તવંગર બનવાનું ચેતક આપણી કોમમાં વધતું ગયું, તેમ તેમ આપણી કોમના પુરૂષો (અને કેટલાક કેસમાં તો સ્ત્રીઓ સુધાં) અપ્રમાણિક અને ખોટા માર્ગો ધારણ કરતા ગયા, અને પેલો અંગ્રેજ કવિ **"ગોલ્ડ સ્મીથ"** કહે છે તેમ (Where wealth accumulates, there men decay) ખોટી રીતે પ્રાપ્ત કરેલી દોલતના પરિણામે આપણા કેટલાંક સ્ત્રી પુરૂષો અનીતિવાન બનતાં ગયાં અને આપણી કોમનું એક વારતું અખંડ બંધારણ તુટી ગયું. આજે, તે તુટેલી હાલતને સાંધી શકાતી નથી; અને આપણી કોમનું દરેક આદમી લગભગ લગામ વગરના ઘોડાની પેઠે યાતો ધણી વગરના ઢોર જેમ સુણા પડે તે પ્રમાણે પોતાને ફાવે છે, તેમ ધર્મ, સંસાર, અને નીતિની બાબદમાં અવિચારીપણે વર્તી રહ્યું છે. ટુંકામાં કહું તો, **રૂડાં અને સંસ્કારી જીવનની જગ્યાએ તકલીદી, અસંસ્કારી, અને સ્વછંદી** (Disorderly and Wanton) જીવન દાખલ થયું છે. જે કોમમા, આવી જાતનું જીવનનું ધોરણ દાખલ થાય, તે કોમ કેમ ટકી શકે? હજી પણ વધુ ખેદની વાત તો એ છે કે, આપણી કોમના કેટલાંક કમનસીબ બાનુઓ સુધાં આ શેર સટ્ટા જુગાર તથા રેસીંગની બદીમાં છુટથી ભાગ લેવા લાગ્યાં છે. સદ હજાર અફસોસ છે, કે જે કોમની બાનુઓ શેર, સટ્ટા, જુગાર, રેસીંગ, અને આંક ફરકની અધર્મિ અને પાપી બદીઓ મારફતે પૈસો કમાવાનો વિચાર રાખે, તેઓ, કોમનું કઇ રીતે કલ્યાણ કરી શકે, તે એક બહુ મોટો પ્રશ્ન છે. ફારસીમાં કહેવત છે કે, **"માલે હરામ બુદ, બે જાયે હરરામ રફત"** (Ill got ill spent) એટલે હરામનો માલ હતો, અને હરામમાં ગયો. જો, આ કહેવતના ઉંડાં રહસ્યપર આપણી નાનકડી કોમના મરદો અને બાનુઓ શાંતપણે વિચાર કરશે, તો તેમને જણાશે

કે, અપ્રમાણિક માર્ગે, થોડી મહેનતથી મેળવેલો પૈસો સારાં કામોમાં ખર્ચાતો નથી, પણ કોર્ટ દરબારમાં તથા ખોટાં અને અધર્મિ કામોમાં તેમજ દુઃખ દર્દોના નિવારણ પાછળજ ખર્ચાઇને ફના થાય છે. અને જો એક બારગી સદ્કાર્યમાં તે હરામનો પૈસો ખર્ચાય, તો પણ તેનું ફળ ખરચનારને મળતુંજ નથી, અને કુદરતમાં તે અકારત જાય છે. ના, માત્ર એટલુંજ નહિ પણ આ હરામની રીતે મેળવેલો પૈસો, હલાલના ધનને સુધાં, ન સમજાય એવી રીતે ખેંચી જઇને તેનો નાશ કરે છે. આજથી પહેલાંના પારસીઓ મોટે ભાગે બહુ તવંગર નહિ હતા, છતા તેઓનું નૈતિક બળ અને ધર્મ ઉપરની આસ્થા અજબ જેવાં હતાં, અને તેનું કારણ એ હતું કે, તેઓને આબરૂ ઇજ્જતથી પોતાના કુટુંબ કબીલાનું પોષણ કરવા જેટલેજ પૈસો મળતો હતો. પેલી કહેવત છે કે, **"વાસી પડે, તો કુતરા ખાય કેની ?"** તે મુજબ તેઓને હરામનો પૈસો મળતો નહતો, એટલે તેઓ ખોટે માર્ગે તેનો ખર્ચ કરીને અધર્મિ અને પાપી બનતા ન હતા જો પારસી કોમને ખરેખર પોતાનું તારણ કરવુંજ હોય, તો આ શેરસટ્ટા, જુગાર, રેસીંગ અને આંક ફરકની બદીઓને તેણે, તુર્તજ પાણીચું આપવું જોઇએ. આ સટ્ટાઓમા ગીરફ્તાર થયલાં કંઇકંઇ છનસાનો, ને કુટુંબ કબીલાઓ, પાયમાલ અને ભીખ માંગતાં થઇ ગયાં છે, અને ઘરબાર વેચતા પણ તેઓનાં આંગણા રહ્યાં નથી. તથા કેટલા બધા પારસીઓએ શેર સટ્ટાને ખાતર આપઘાતો પણ કીધા છે. આ બદીઓની મોહકાણેજ, સંખ્યાબંધ ઘરબારો, જાગીરો, અને વાડી વજીફાઓ ધરાવનારી એકવારની પારસી કોમ કેટલી બધી ઓશ્યાળી, રખડતી, અને રહેવાની જગ્યાઓ મેળવવા માટે કોમ પરકોમ આગળ હાથ ઓળતી થઇ ગઇ છે, તે જગજાહેર બીના છે. હવે બે ડગલાં આગળ ચાલ્યે, તો આપણને જણાશે કે, કનખો અને ડેન્સીંગની બદી, કે જે, છેલ્લા કેટલાંક વર્ષો થયાં આપણી કોમમા કેટલાક પ્રમાણમાં પેસી થઇ ચુકી છે, તેણે સુધાં, આપણી કોમને કાઇ ઓછું નુકસાન નથી કર્યું. આપણા ભણેલા તેમજ કુવારા મર્દો (અને સાથે વળી કેટલીક સ્ત્રીઓ પણ ખરીજ તો) પોતાના કુંટુંબી જણોને મુકીને ખાનગી કલબોમા રંગરાગ ઉડાવે, ખાણીપીણી કરે, ને બીડી પીએ તેમજ દારૂના ધીચારા ધીચે, એ કાઇ ઓછી શરમની વાત નથી. આ કલબો ખરૂં કહું તો, નિર્દોષ રમતગમના ધામો નથીજ, પણ પારસી સંસારી જીંદગીના એક કિસમના સુધરેલી હપના સટ્ટાઓ છે. અને તેમાં જનારાઓ, કેટલાક અપવાદેદ

બાદ કરતાં મોટે ભાગે પોતાના પૈસાની બરબાદી કરે છે, એટલુંજ નહિ, પણ પોતાના બાળબચ્ચા અને કુંટુંબ કબીલાના મુખમાંથી પૈસાને જતો કરે છે. અરે ! એટલુંજ નહિ પણ, તેઓ ઘણીવાર ઉપલી કલબોમાં જઇને ખોટે માર્ગે દોરવાય છે, અને પોતાના ઘરને કંગાલ બનાવે છે. એક પુરૂપ યાતો સ્ત્રી માટે, તેનું કુટુંબપરિવાર અને બાળબચ્ચાંઓ એ ઉત્તમ કલબ છે, અને તેઓ વચ્ચે રહીને રજા યાતો નવરાસનો વખત ગાળવાથી જે ખુશહાલી અને મનને આનંદ મળે છે, તેવો આનંદ અને ખુશહાલી આપણી કહેવાતી કલબોમાં કદી પણ મળતો નથી. ઉલટું, આ કલબોમાંની કેટલીક કલબો તો જુગાર, ગાલગ-લોચ, અને અનીતિ તથા નિંદાના ધામ જેવી થઇ પડી છે, અને તે, જેટલા દુર્વ્યસ્ન અને ખોટા માર્ગો શિખવે છે, તેટલાં બીજી કોઇ સંસ્થાઓ શિખવતી નથી, એમ જો કહેવામાં આવે, તો કાંઇ ખોટું નથી. હવે રહી પેલી ડેન્સીગની બદી, કે જેણે, છેલ્લા કેટલાક વર્ષો થયા આપણી કોમની ખાસ કરીને મોટે ખાચરેની જવાન બાનુઓને ચકડોળે ચઢાવી છે. જાણે ડેન્સીગ નહિ કરે તો જીવાતુંજ નહિ હોય તેમ, આપણી કોમની ઉપર જણાવેલી કેટલીક ગુમરાહ અને કમનસીબ બાનુઓ, ગમે તેવા બેમહલાજા ભર્યા પોષાકો પહેરીને કોમ પરકોમના પુરૂપો સાથે જાહેર મેળાવડાઓમાં, નાચ પાર્ટીઓમા કે બોલ રૂમમા નાચ કરવાને સ્હેજ પણ અચકાતી નથી, અને જાણે પોતે કેવોએક મહાભારત હુન્નર શિખી હોય તેમ, જે બીચારાઓ આ પશ્ચિમના કંગાલ અને સ્ત્રી જાતનું નખોદ વાળનારા સુધારા પ્રત્યે ધિક્કાર અને ફીટકાર દેખાડે છે, તેઓ સાથ ભેળાવામાં અને વાત કરવામા પણ ઉતરતાપણું સમજે છે.

અસલના આપણા દૂરઅંદેશ વડવાઓ આપણી સ્ત્રીઓને અમુક સ્ત્રીઓ સાથ પણ ભેળાતા અટકાવ કરતા હતા, કે રખેને હલકી નીતિની સ્ત્રી, ઉંચી નીતિની સ્ત્રીને બગાડે, ત્યારે આજે તો કેટલીક સ્ત્રીઓ છડેચોક અને કોઇનો પણ સરોપરો રાખ્યા વિના કોમ પરકોમના પુરૂપો સાથે છુટથી ભેળાય છે, એટનુંજ નહિ, પણ નાચવાને સુધાં અચકાતી નથી, એના કરતાં વધુ ખેદકારક અને કંગાલ મનોવૃત્તિ (Depraved mentality) બીજી કઇ હોઇ શકે ? આ બદી કેટલી બધી નાશકારક છે અને ખુદ યુરોપ જેવા સુધરેલા દેશમા સુધા, તેણે કેટલી બધી ખરાબીઓ પેદા કીધી છે, તે બીનાનો

બીજી કોઇ પણ કોમની સ્ત્રી ચઢડી નથી, અને એમાં કશો શક પણ નથી. આ ટેન્સીંગની બદીએ તો બીજી નાની મોટી છોકરીઓના મનપર એટલી બધી ખરાબ અસર ઉપજાવી છે કે, તેઓના મન હદ બહાર ડામાડોળ બની ગયાં છે, અને મા બાપની નહિ મુન્તવ છતાં તેઓ, આ ટેન્સીંગની તાલીમ લેવાને માટે નાહકની વખત અને પૈસાની બરબાદી કરે છે, અને પરિણામમાં એક વધુ દુર્ગુંણનો ઉમેરો કરીને કોમને નુકસાનજ પહોંચાડે છે. જો આ ટેન્સીંગની તાલીમ શુભ ફળ લાવી હતે, તો, અત્યારે ખાનાખરાબી કરનારાં અને કોમ પરકોમ, આંગળી દેખાડે તેવા જે માઠાં પરિણામો આપણને સહેવવાં પડે છે, તે પરિણામો નિપજતે નહિ. જો પારસી કોમના હિતચિંતકો અને સાચા ખેરખાહો એક વારની માહાભારત, કીર્તિવંત, અને પુરાણી ઇરાની પ્રજામાંથી જેમ તેમ કરતા બચી રહેલી, આ નાનકડી પારસી કોમને, બચાવવાજ માગતા હોય, તો તેમણે, મકકમ મન કરીને સખ્ત હાથે આ બદીને તેમજ બીજી પણ સંખ્યાબંધ બદીઓને એકદમ નાબુદ કરી નાખવી જોઇએ. અલબત કેટલીક વાર મકકમ મનના તેમજ નબળાં મનના પુરૂષો પોતાની દીકરી બેહન અથવા તો ધણીયાણી તરફના હેતને ખાતર, તેઓને આ ટેન્સીંગ જેવી બદીમા ગીરફતાર થવા દે છે, પણ આ કહેવાતાં હેતને પરિણામે આખ'રે માઠાંજ ફળો ચાખવાં પડે છે, એમ સૌ કોઇએ જોયું હશે. જો હેતજ દેખાડવું હોય, તો તેના બીજા અનેક રસ્તા છે, પણ આ તો નહિજ. આમા તો, ઉપર જણાવ્યું તેમ પૈસાનો દુરઉપયોગ થાય છે, એટલુંજ નહિ, પણ આપણી નિર્દોષ દીકરીઓ અને અબળાઓ મન અને શરીરથી વધુ પાપી બને છે, તેમજ જગ બત્રીસીએ ચઢેછે, તેતો વળી જુદું. પારસી જેવી, એક તુંકારામાં સમજે એવી કોમને આના સંબધમાં વધુ તે શું કહેવાનું હોય? ખુદ હાલના યુરોપના દેશોમાં નિપજતાં પરિણામેજ આપણી સનમુખ જીવતી જાગતી સાબેતી તરીકે મોજુદ છે ખુદાતાલા, આપણી કોમને, એ, તેમજ એવી બીજી અનેક બદીઓમાંથી જલદીથી ઉગારે.

## ખોરાક ખાવામાં આપણી બેપરવાઇ.

તેજ પ્રમાણે અય હમદીનો! ખોરાકની બાબદમા પણ આપણે અનેક જાતનાં અતેરાઓ કીધા છે અને તે હજી ચાલુજ છે. ખોરાક તરફની બેદરકારી તેમજ ભારી ખોરાકોનાં આહારને લીધેજ આપણી કોમમાં રકમ

રકમનાં શારીરિક દુ:ખોએ ઘર ઘાલ્યું છે અને છેવટે આપણને હોસ્પીટાલોનો આશરો લેવો પડે છે. જો આપણી જીભને આપણે વશમાં રાખશું નહિ તો, આપણી નીતિરીતિ અને ચારિત્ર (Character) હજી પણ વધુ ગબડતું જશે અને તેને પરિણામે હલકા વિચારોથી તેમજ અપવિત્ર જુસ્સાઓથી આપણા મન નબળાં પડશે.

આપણા વડવાઓનો ઇતિહાસ તપાસશો તો જણાશે કે, તેઓ પ્રમાણિકપણે મેળવેલા પૈસામાંથી ખરીદેલા અનાજ અને દૂધ, ઘી, તરતરકારી વિગેરેનો સાદો આહાર કરતા હતા અને તેને પરિણામે તેઓનું નૈતિક, માનસિક તેમજ વીર્યબળ આલા મરતબાનું હતું. આજે તો મોટે ભાગે ગમે તેવી અપ્રમાણિક રીતિઓથી મેળવેલા પૈસા વડે આપણે આપણું જીવન ગુજારી રહયાં છીએ અને તેનું પરિણામ એ આવ્યું છે કે, આપણા ઘરમાંથી સુખ, શાંતિ, સંપ, સંતોષ, આબાદી, ભાઇબંધી, હમએશી વિગેરે ખુબીઓ અલોપ થઇ ગઇ છે અને તેને બદલે વેર, દુશ્મની, કુસંપ, અદેખાઇ વિગેરે દુર્ગુણોએ દેખાવ દીધો છે. પ્રમાણિક, રાસ્ત, તથા સાદો માદો અને આજો ભોળો માણસ આજે ગમારમાં ખપે છે, જ્યારે પ્રપંચિ, જુઠો, ફુરતાજીવાળો અને ઇત્તર તચાક તથા કાવત્રાંબાઝ આદમી હુશીઆરમાં ખપે છે. આ બધું અપ્રમાણિકપણે મેળવેલા પૈસાનુંજ પરિણામ છે; કેમકે, ખોટી રીતે મેળવેલા પૈસામાંથી ખરીદેલો અનાજ કે તરતરકારી જ્યારે ઘરનાં આતશ ઉપર મુકીને પકાવવામા આવે છે ત્યારે, પહેલાં તો (જેમ ખુરશેદનાં પ્રકાશથી આતશ કેહવાય છે તે પ્રમાણે) આતશનું ખોરેહ ક્તે યાને ઓછું થાય છે, અને તે બાદ પોતાની ઉપર મુકેલા હરામનાં ખોરાકને લીધે તે મુંઝાય છે અને કહુઆ દે છે. તે પછી પેલા ખોરાકનો આહાર કીધાથી, જે વીર્ય બને છે તેમાથી (ખરીખાનદાની તથા સદગુણોનો સરરીશ્ત નહિ હોવાને કારણે) સ્વચ્છંદિ (Vicious) બાળકો જન્મ પામે છે, જેઓ, કોમને તેમજ દીનને હાનિ પુગાડે છે. તેમજ તેવી જાતનો ખોરાક ખાનાર ઘરના સઘળા નાના મોટાં માણસોનાં આચારવિચારમાં ઉતરતાપણું આવે છે અને જેવી "**દયાનત તેવી બરકત**"ની કહેતી મુજબ તે તે ઘરોમાં ખરાબીઓ દાખલ થતી જાય છે. અય હમદીનો! એક કોમ જો પોતે ટકી રહેવા માંગતી હોય તો, તેણે, પ્રમાણિક રોજી અને સાદાં જીવનને

જો આપણે વિચાર કર્યે તો આપણને જણાય છે કે, આ ડેન્સીંગનો† અધર્મિ અને પાપી સુધારો તેમાં ભાગ લેનારી કમનસીબ બાનુઓને ખરાબ કરશે. એટલુંજ નહિ પણ આપણી કોમની જોખમાયલી હસ્તીને વધુ મોટા જોખમમાં નાખી દેશે, એમ લાગ્યા વિના રહેતું નથી. આ ડેન્સીંગથી શું ફાયદાઓ મળે છે, એ તો કાંઇ જણાયું નથી, પણ એના બુરા નતીજા તો કયાર અગાઉના આપણને મળી ચુકયા છે. એક સ્ત્રી કે પુરૂષ ગમે તેટલાં મક્કમ મનનાં કે દિલનાં સાફ હોય છતાં, તે બેમાંનું એક જ્યારે પોતાની જાતિથી સામી જાતિના અમુક છેટાંમાં આવે છે, તેટલામાંજ બોરેહના અણુદિઠ કાયદાઓ મુજબ, તે બન્નેના કે બેમાંથી એકના મન અને શરીરમાં, જેટલો વાર તેઓ એક બીજાંની સમીપમાં બેસે છે, યા તો ઉભાં રહે છે, તેટલો વાર સુધી ન સમજ પડે એવો, સારો યાતો નરસો ફેરફાર થવાનો ચાલુ રહે છે, અને જ્યારે એકનો હાથ યાતો આંગળી કે પહોંચો બીજાંના હાથ આંગળી કે પહોંચા યાતો શરીરને જાણે કે અજાણે સ્પર્શ કરે છે, તે વેળાએ ઉપર જણાવેલો સારો યા તો માઠો ફેરફાર (Influence of the personal magnetism) વધુ પ્રબળ બને છે, એમાં રહેજ પણ શંકા નથી. જો આ વાત ખરીજ હોય, તો, (અને તે સાચીજ છે, એમ વાંચનારે ખાત્રીથી જાણવું) એક બીજા સાથે કલાકો સુધી હાથમાં હાથ લઇને કહેવાતું ડેન્સીંગ કરનાર, આપણી કોમની કમનસીબ અબલાઓના મન અને શરીરમાં શું શું ફેરફારો અને વિકારો થયા હશે અને થતા હશે, તે તો તેઓના જીવજ જાણે. આવાં, ઘણાં અમત્યના અને સાર્ટીફીક

† આ નાચવાની બદી કેવાં બુરાં પરિણામો નિપજાવે છે તે બાબે, એક બહુ જાણીતી ફ્રેન્ચ બાનુ જણાવે છે કે, "I should say that the enormous spread in the popularity of dancing and the great increase in the number of dance-halls of every description are largely responsible...............halls which in reality are run merely to bring young men and women to-gether for the purpose of immorality.

અર્થ :-મારે કહેવું જોઇએ કે, જાહેર પ્રજામાં, નાચવાનો તેમજ દરેક જાતનાં નાચવાનાં હોલોની સંખ્યાનો પુષ્કળ વધારો થયો છે....અને તેનો ખરો હેતુ તો જવાન ઉમરનાં મરદો અને સ્ત્રીઓને, અનીતિને માર્ગે ઉતારવાને ખાતર એક બીજાનાં સમાગમમાં લાવવાનો છે.

મુશ્કિલસુરીથી ભરપૂર કારણને લીધે આપણી કોમનાજ નહિ પણ બીજી બધી કોમના પહેલાંના પુરૂષો, સ્ત્રીઓને કોઇ પણ સંજોગોમાં પુરૂષોના સમાગમમાં આવવા નહિ દેતાં, તેઓને માત્ર સારી ચાલની અને નીતિમાન સ્ત્રીઓનાજ સમાગમમાં આવવા દેતા હતા. આ ડેન્સીંગની બદી મોટે ખાંચરેના બાનુઓમાં સંકોચાઇ રહી છે, એટલુંજ નહિ, પણ હમણા હમણા કેટલીક છોકરીઓની સ્કુલોમાં સુધાં, ઘણી ઉકમાઇ સાથે શિખવવામાં આવે છે; અને આ ડેન્સીંગ શિખવામાં યા તો શિખવવામાં શું લાભ કે ગેરલાભ સમાયલો છે, તેનો કશો પણ વિચાર કીધા વિના આજ કાલના પારસી માબાપો પોતાની નિર્દોષ દીકરીઓને છુટથી, આ કહેવાતી ડેન્સીગની તાલીમ લેવા દે છે. જો ઉંડાણથી વિચાર કરવામાં આવશે, તો સમજાશે કે, આ ડેન્સીંગ શિખનારાઓમાંથી સોએ નવાણું ટકા જેટલાં શિખનારાંઓ શરમ ને મહાલાજાના ઉમદા સદ્‌ગુણોને તજી દે છે; અને ધીમે ધીમે તેઓનાં આચાર વિચારમાં એક જાતનું છુટાપણું આવે છે; જેને પરિણામે આ ડેન્સીંગનો કહેવાતો હુન્નર શિખનારી આપણી નિર્દોષ દીકરીઓ અને જવાન બાનુઓ આપખુદ બની જાય છે, અને પોતાના માબાપ અથવા તો વડીલના કહેવાને ઝાઝું ગણકારતી નથી. આપણી પારસી સ્ત્રીઓ અને છોકરાઓમાં અત્યાર અગાઉની સંખ્યાબંધ બદીઓ તો દાખલ થઇ ચુકી છે, અને તેમાં જો આ ડેન્સીંગની કહેવાતી તાલીમ (કે જે એક ભયંકર પ્રકારની બદીજ છે) આપણી કોમની બાનુઓ અને નિર્દોષ દીકરીઓ વધુ અને વધુ પ્રમાણમાં લેતી થશે, તો તેનું પરિણામ આખરે કોમને માટે આપઘાતીક (Suicidal) આવશેજ, એમ આપણી કોમના દરેક નાના કે મોટાંએ ખાત્રીથી માની લેવું. આ ડેન્સીંગની તાલીમથી આવતાં ચોંકવનારા પરિણામોને કારણે ખુદ યુરોપ, અમેરીકાના વિચારવંત અને સમજદાર અસામીઓ સુધા ભારે ફીકરમાં પડયા છે, અને તેના પ્રત્યે ભારે કચવાટ તથા અણગમો દેખાડીને આ નાપાક સુધારાને કઇ રીતે દફે કરવો, તેના વિચારમાં પડયા છે. અફસોસ કે, જે કોમની એક નાની કે મોટી સ્ત્રી આજથી ત્રીસ કે ચાલીસ વર્ષ ઉપર, પોતાના બાપ, ભાઇ, યા તો ધણીને સાથે લીધા વિના ઘરમાથી બહાર નીકળતાં ભારે આંચકી ખાતી હતી, તેજ સ્ત્રી, આજની પશ્ચિમની કેળવણી અને છુટાપણાને પરિણામે એટલી બધી નિડર, બેપરવા, અવિચારી, ઉછાછળી, બહેકી ગયલી, ફટાંઉ, અને સ્વચ્છંદિ, બની ગયલી છે, કે, પારસી સ્ત્રી, જેટલી આજે લોક બત્રિસીએ ચહડી રહી છે, તેટલી

પોતાની રહેણીકરણીમાં દાખલ કરવાંજ જોઇએ. આજે, આ બેમાંનું એક પણ આપણી કોમમાં જોવામાં આવતું નથી. હવે વિચાર કરો કે, જો એ પ્રમાણેજ બીજાં વીશ–ત્રીસ વર્ષ જશે તો, આપણી હાલત કેવી કફોડી (આજે કંઇ ઓછી કફોડી નથી) બનશે અને આપણે જગતની બત્રીસીએ ચ્હડશું તે જુદું. અપ્રમાણિકપણે ખાધેલી વસ્તુથી તેમજ ભારી ખોરાકો ખાધાથી કેવી બુરી અસરો થવા પામે છે તેને લગતી ફારસીમા બે વાર્તા છે તે અત્રે રજુ કરું છું.

## બે ફારસી વાર્તા.

૧. એમ કહેવાય છે કે, એક શહેરમાં એક ધણીધણીઆણીનું જોડું ઘણી પરહીઝગારી અને દીનદારીથી પોતાનો નિર્વાહ કરતું હતું. એમ કરતા તેઓને ત્યા એક દીકરો જન્મ પામ્યો. મોગ થતા તે ઘણો તોફાની નીવડયો. જે પણ આદમી રસ્તા પરથી પાણીનું બેહડું માથે મુકીને જાય તેમાં, તે, છોકરો પરાણી ખોસીને તેને ફોડી નાખતો. એમ કરતાં બાપને કાને ઉપલી ફરીયાદ આવી. બાપ ઘણો નરમ અને પ્રમાણિક હોવાથી બહુ મુઝવણમા પડયો કે મે મારી આખી જીંદગીનાં કદી કોઇને દુઃખ નથી દીધું છતાં મારે ત્યા આવું બચ્ચુ કયાથી જન્મ પામ્યું. તે પછી ઘરે આવીને તેણે, પોતાની ધણીઆણીને બધી હકીકત કહી. ધણીઆણી પણ બહુ સદગુણી અને પાકદામન હતી તેથી સમજી શકી નહિ કે તેણીને ત્યાં શા કારણે આવું તોફાની ફરજંદ જન્મ પામ્યું હશે એક દિવસે બહુ વિચાર કરતા તેણીને અમુક બનાવ યાદ આવી ગયો અને તેણી પોતાનાં ધણીને કહેવા લાગી કે, મે મારી આખી જીંદગીમા કદી પણ ખોટું કામ કીધું નથી, પણ, આ છોકરો મારા પેટમાં હતો તે વખતે એકવાર હું અમુક આદમીના બાગમાથી પસાર થતી હતી. બાગનો રખેવાળ હાજર ન હોતો. આમ તેમ નજર કરતાં મારી નજર એક ઘણાંજ સુંદર અને લાલ લોહી જેવા દીનકશ દાડમ ઉપર પડી. તેને જોતાજ મારો જીવ અધીરો બની ગયો અને કોઇ નહિ જોય તેમ, મે, તે દાડમને તોડીને ખાધું, અને તે માટે હું પશીમાન થાઉં છું. તુરતજ તેણીનો ધણી પોતાનાં છોકરાની તોફાની ખાસ્યતનું ખરૂં કારણ સમજી ગયો અને પોતાની ઓરતને કહ્યું કે, તેં બાગનાં માલિકની પરવાનગી વગર ચોરી છુપાથી અને અપ્રમાણિકપણે જે દાડમ ખાધું તેનાજ નતીજા તરીકે આપણું ફરજન્દ આવું તોફાની નીવડવા પામ્યું છે.

તે પછી પેલા અમો મરદે, મઝકુર બાગનાં માલીકને, તેનાં દાડમની કિંમત આપી અને ઘણીજ ખાકસારી સાથે, પોતાનું ફરઝન્દ સુધરીને ભલું બને એવી હકતઆલાને દુવા કીધી. પરિણામે પેલો તોફાની છોકરો સુધરી ગયો.

(૨) બીજી વાર્તા એવી છે કે, એક શહેરમાં, એક ધણીધણીઆણીનું જોડું રહેતું હતું. અને તેઓ, સાદાઇ તેમજ રાસ્તીથી પોતાની જીંદગી ગુજારતાં હતાં. એ બેમાં પણ, ધણી, પોતાની પરહીઝગારી, રોશન પેશાની, એબાદત અને પાકી માટે તે બાજુનાં લોકોમાં બહુ જાણીતો થયો હતો. એમ કરતાં એકવાર એક મોટાં માણસને ત્યાંની જ્યાફતમાં જમવા જવાનું તેને આમંત્રણ થયું. કેટલીક આનાકાની પછી તે, મઝકુર જયાફતમાં ગયો, પણ, ત્યાં આગળ પીરસવામાં આવેલી રકમ રકમની લેહઝતદાર અને ઉમદા વાણીઓ જોઇને તેણે, પોતાનાં મન ઉપરનો કાબુ ખોઇ દીધો, અને તે, પેટ ભરીને જમ્યો. રાતના તે, પોતાને ઘરે આવ્યો; પણ, ભારી અને સ્વાદિષ્ટ ખોરાકને સબબે તેનાં મનમાં અનેક જાતનાં હવસો તેમજ બુરા વિચારો આવવા લાગ્યા. આથી પેલો પરહીઝગાર આદમી પોતાના હવસને સંતોષવા માટે રાતની અંધારી વખતે ઘરમાથી ગુપચુપ નીકળીને કોઇ હલકી કિસમની સ્ત્રી જાતિની શોધમાં શહેરમાં બધે બધ ફરવા લાગ્યો. પણ જેણી જગ્યાનું બારણું તે ઠોકતો, તે જગ્યાની ઔરત, તે પાક મર્દની રોશન પેશાની તેમજ લાંબી દાઢી જોઇને તાજુબ થઇ જતી અને તેની બુરી માંગણી સ્વિકારવા ના પાડતી. છેવટે નિરાશ થઇને સહવાર પડતાં પેલો પાક આદમી પશીમાન જીગરે પોતાને ઘરે પાછો ફર્યો, અને આખી રાત દરમ્યાન પોતાને કેવો બુરો અનુભવ મળ્યો હતો તેનું બ્યાન કરવા જાય તે અગાઉ તો, તેની સ્ત્રી પણ, બચ્ચાંની માફક ધસાધસ રડી પડી અને પોતાના ધણીને કહયુ કે, મારી ઉપર આજે એક મોટો ગીતમ ગુજર્યો છે, યાને મેં એક બહુ બુરૂ કામ કીધું છે અને તે માટે તમોને ગમે તે સજા મને કરજો. આગળ ચાલતાં તેણીએ કહયું કે ગઇ રાતે અનીતિના બુરા વિચારોએ મારી ઉપર એકાએક ભારી ગલબો કીધો અને હું, તેની સામે ટકી નહિ શકવાથી, એકદમ છૂટા બાલ સાથે અગાસીની ઉપર ગઇ અને એક હલકા પેશાવાળી સ્ત્રીની પેઠે રસ્તેથી જતા અનેક આદમીઓને ઇશારત કરીને ઉપર બોલાવવા લાગી, કે જેથી, હુ મારી બુરી ખાહેશને સંતોષું; પણ, મારી

માંગણી કોઇએ પણ સ્વિકારી નહિ. આથી હું અગાસી ઉપરથી નીચે ઉતરીને રસ્તાપર ગઇ અને ત્યાં, બેલગામ બનીને મેં એક કાળા રંગનાં સીદ્દી જેવા આદમીનો હાથ પકડયો કે તે, મારી માંગણી સ્વિકારે પણ તે સુધાં, મારૂં તેજ, પેશાની અને હુસ્ન જોઇને અને મને પરીનું બચ્ચું સમજીને તાજુબી સાથે બ્હીને ત્યાંથી ચાલી ગયો. આ પ્રમાણે મારી માંગણી કોઇએ પણ ન સ્વિકારવાથી હું પાછી ઘરમાં ફરી અને મારી હાલત ઉપર ક્યારની ઝારઝાર રડું છું. તુરતજ તેણીના ધણીએ, પોતાની બધી કેફીયત કહી સંભળાવી અને બોલ્યો કે, તારી આવી પાપી મનોદશા માટે, તું નહિ, પણ હુંજ જવાબદાર છું; કેમકે, મારાજ પાપી અને બુરા વિચારોએ તારી ઉપર આવી અસર કીધી અને મારી અંદર જે પાપી વિચારોએ જોર પકડયું તે, ગઇ રાત દરમ્યાન મેં જે ભારી અને સ્વાદિષ્ટ પકવાનો ખાધાં તેને આભારી હતું.

અય હમદીન જરથોસ્તીઓ! આવા તો અનેક દાખલાઓ છે પણ ઉપલા, ખરા બનેલા બે દાખલાઓપરથી તમો જોઇ શકશો કે, એક સહેજ જેટલો અપ્રમાણિક ખોરાક, ઉપર જણાવ્યા જેવું ગંભીર પરિણામ લાવે છે, તો જેઓ રાત અને દિવસ અપ્રમાણિકપણે મેળવેલા પૈસામાંથી જે ખોરાક ખાતાં રહ્યાં છે તેનું પરિણામ કેટલું બધું ગંભીર આવ્યું હશે અને ભવિષ્યમા આવશે? અને એકને પાપે સાતનાં વહાણું ડુબે તે મુજબ અપ્રમાણિક રીતે નાણા કમાનારનાં પૈસામાંથી, પોતાનો ખોરાક મેળવનાર કોઇ પણ આદમી (પછી તે ભલે તદન નિર્દોષ કાંય નહિ હોય) પેલા અપ્રમાણિક આદમીનાં પાપનો ભાગીદાર બને છે એમાં સહેજ પણ શંકા નથી. માટે અય હમદીનો! યાદ રાખજો કે, સાદાઇ વગરનું જીવન, એ જીવન નથી, પણ ધરતી ઉપર એક પાપનો બોજો છે, અને જો તમારે પ્રમાણિક બનવુંજ હોય તો સાદાઇને અહણ કર્યા વિના છુટકોજ નથી. અને જો તમો એકવાર સાદાં બનશો તો, સઘળા સદગુણો અને તેનાં રૂડાં ફળો તમોને મળશેજ. બીજા દાખલા પરથી પણ અય હમદીનો તમો જોઇ શકશો કે, સાદા ખોરાક વડે પાકીથી જીંદગી ગુજારનાર એક પરહીઝગાર માણસનાં વિચારો સુધાં, ભારી તેમજ લિજ્જતદાર ખોરાકથી કેટલા બધા બુરા થઇ જાય છે અને તેની અસર સામા આદમીઓ ઉપર પણ કેવી બુરી થાય છે. માટે, જો આપણે પોતે, તેમજ આપણા ફરજંદો, હલકી વાસનાઓ અને તમોગુણી ખાહેશોથી દૂર રહે એવું આપણે ચાહતાં હોઇએ તો, આપણી ફરજ છે કે, આપણે સ્વાદિષ્ટ અને ભારી ખોરાકોથી મોટે ભાગે દૂર રહેવુંજ જોઇએ.

# કારણ ૧૨ મું.

## કરોડોની પારસી સખાવતોના દુરઉપયોગને લીધે, કોમમાં ચાલુ રહેલી બેકારી, ગરીબી અને પડતી.

હવે જે છેલ્લી બાબદના સંબંધમાં હું મારી તરફના વિચારો દર્શાવવા માગું છું તે, પારસી કોમ તરફથી કરવામાં આવેલી અને હજી પણ ચાલુ રહેલી કરોડો રૂપીઆની સખાવતને લગતી છે. અલબત મારે શરૂઆતમાંજ જણાવવું જોઇએ, કે, આપણી નાનકડી પારસી કોમને દાન અને સખાવતની પ્રતિમા તરીકે લેખવામાં આવે છે તે, જોઇએ તે કરતાં વધુ બંધ બેસ્તું છે. ખરેખરજ "પારસી તારૂં બીજું નામ સખાવત છે," એમ આપણે, કોમ પરકોમને વારંવાર બોલતાં સાંભળ્યે છીએ, તે ખચીત મગરૂરી લેવા જોગ બીના છે, પણ, આપણી આ મગરૂરીએ આપણને કેટલાંક પ્રમાણમાં ખોટે માર્ગે ઉતાર્યાં છે, એવું સમજાવવાની હું અત્રે થોડીક કોશેશ કરીશ. પારસી કોમના હાતમ દિલના શેઠીયાઓએ લગભગ છેલ્લાં સો વર્ષ દરમ્યાન જે મોટી મોટી સખાવતો આપણી કોમને માટે કરી છે, તેમજ જે કેટલીક સાર્વજનિક સખાવતો કરી છે, તે ઉપરાંત જે સખાવતી ટ્રસ્ટો અને વકફખાતાંઓ ખોલી આપ્યાં છે, તે બધાંની અંદર નાંખવામાં આવેલી રકમોનો આપણે કુલ્લે સરવાળો કર્યે, તો કરોડો કરોડ રૂપીયા ઉપર તે સખાવતનો આંકડો આવીને ઉભો રહે. હવે જે સવાલ ઉભો થાય છે, તે એ કે હિંદુસ્તાનનાં જુદા જુદા ભાગો મળીને આશરે એક લાખ દશ હજાર જેટલી પારસી વસ્તીને માટે આવી મોટી સખાવતની જરૂર હતી કે? અને જો હતીજ તો તેનું ફળ આપણી કોમને પુરતી રીતે મળ્યું છે કે? આ સવાલનો જવાબ વાંચનાર પોતે શું આપશે, તે હું કલ્પિ શકતો નથી, પણ હું પોતે તો, ઉપલા સવાલોનો જવાબ, નકારમાંજ આપું છું. આ પ્રમાણે લખીને હું કંઇ એમ કહેવા નથી માંગતો, કે આપણી કોમે સખાવત નહિ કરવી હતી, યાતો હું એમ પણ નથી કહેવા માંગતો કે, આપણી કોમે આવડી મોટી સખાવત કરીને આપણી કોમને ભારે મોટું નુકસાન કીધું છે; પણ, ઉપરનાં બે સવાલોનો નકારમાં જવાબ આપીને

હુ એમ કહેવા માગુ છુ, કે, આપણી કોમમા ભૂતકાળમા સખાવત બદલ આપવામાં આવેલી કેટલીક મોટી અને બાદશાહી રકમો અવિચારીપણે આપવામા આવી છે, અને તે કારણે, થોડાક ખરેખરા નાચાર-બિચારોને બાદ કરતા, આપણી કોમનો અમુક વર્ગ ખેરાતખોર બની જવાથી આપણને અમુક પ્રમાણમા નુકસાન પુગ્યુ છે એકેક આદમી દિઠ આશરે ૧૮થી ૨૦ હજાર રૂપ્યા જેટલી રકમ સખાવત તરીકે અપાઇ હોય, છતા કોમમા ગરીબી, મુફલેસી, બેકારી, અને હાથ ઓળવા જેવી હાલત વધેઓછે ચાલુ અને ચાલુજ રહે તે અજાયબી નહિ તો બીજુ શું? આપણી કોમને પગભર (Self-supporting) કરવાને બદલે ઉપર કહેલી સખાવતે, રોજબરોજ આપણી કોમના અમુક વર્ગને નીચે અને નીચે ગબડતોજ રાખ્યો છે આનુ કારણ બહુ દૂર શોધવા જવુ પડે એમ નથી એક માણસને દર મહીને ચાલુ મદદ આપીને તેને વર્ષો સુધી નિભાવ્યા કરવો અને તેજ આદમીને પોતાના પગ ઉપર ઉભો રહે એવી રીતની સખાવતી મદદ કરીને તેને નિભાવવો એ બે વચ્ચે બહુ મોટો ફરક છે જે સખાવતો થઇ છે, તેમાથી સખ્યાબધ નાના ઉદયોગો સ્થાપીને આપણી કોમના ખરેખરા ગરજવત અને લાયક આદમીઓને તે ઉદયોગોમા વર્ષો અગાઉ નાખ્યા હતે, તો આજે જે બેકારી, મુફલેસી, અને ચાલુ હાયસોસારાની તેમજ ધર્મખાતાઓની માસિક સખાવતો પર આધાર રાખવાની, જે સ્થિતિ આપણામા ઉભી થઇ છે તે, ઉભી થવા પામતેજ નહિ જો દુન્યાને કહેવામા આવે કે, હિદની આશરે એક લાખ દશ હજાર જેટલી પારસી વસ્તી માટે કરોડો કરોડ રૂપ્યાની સખાવત કરવામા આવી છે, છતા, તે કોમનો અમુક વર્ગ દુર્દશા, તગી, ને મુફલેસીમા ચાલુ રીબાતો રહે છે, તો દુન્યા તે બીના માને પણ નહિ, પણ હકીકતમા તેમજ છે, અને તેનુ કારણ આધળા ભીતની પેઠે વગર વિચારે કરવામા આવેલી આપણી કરોડોની સખાવતજ છે આપણી સખાવતનો ખરો લાભ કેટલાક સાચા, લાયક, અને ગરજવત તેમજ નાચાર આદમીઓને મળવો જોઇએ, તે બરાબર પ્રમાણમા મળતો નથી, એવી ચાલુ અને ખરી ફર્યાદને બાજુએ મુકયે તો પણ, આપણી કેટલીક સખાવતો, જે જે ધોરણ અને પદ્ધતિએ કરવામા આવી છે, તે તે ધોરણો અને પદ્ધતિઓ ખચીતજ સાદી સમજ અને ફાયદાની દ્રષ્ટિએ સુધા વિચિત્ર જેવા લાગે છે જે સખાવતમાથી કરોડો માણસોની કોમનુ, વ્યવસ્થાપૂર્વક પોષણ અને નિભાવ થઇ શકે, તે સખાવતમાથી આજે એ લાખ દશ હજાર માણસની

કોમનો પુરો નિભાવ થતો નથી, એટલુંજ નહિ, પણ કોમનો ચોકસ વર્ગ મુફલેસી, અને કંગાલ સ્થિતિમાં વધુ અને વધુ સપડાતો જાય છે, એ બીના આપણી કોમને માટે જેટલી ખેદ ઉપજાવનારી છે, તેટલીજ, કોમ પરકોમની નજરમાં આપણને નીચું જોવાડનારી છે, એમ કહ્યા વિના ચાલતું નથી. હવે, હાલના બારીક આર્થિક સંજોગો જોતાં તેમજ હિંદ દેશના રાજદ્વારી વાતાવરણમાં થયલાં ભારે પરિવર્તન (Political Revolution) ને પરિણામે ઉભા થયલા ઘણાજ આકરા, અને બેકારીના સંજોગો જોતાં આપણી સખાવતોના દ્રષ્ટિબીંદુ (Viewpoint on charities) માં, ફેરફાર થવો જોઇએ, એટલુંજ નહિ, પણ આપણા ધર્મખાતાંઓ, ટ્રસ્ટો અને વકફખાતાંના કાયદા કાનુનોમા પણ હાલના ભારે મુફલેસીના વખતને ધ્યાનમાં લઇને ફેરફાર કરાવવો જોઇએ. તથા ઉપર જણાવેલાં ખાતાંઓની લાખો અને કરોડોની રકમ, હાલની પારસી કોમની બહેતરી માટે કામમાં લેવી જોઇએ, અને **"ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો"** એ સુંદર અને સોનેરી શિખામણને ધ્યાનમાં લઇને તથા ખોટી શરમ અને અણગમા (Aversion) ને દૂર કરીને આપણા પારસીઓએ, યાહોમ કરીને નાના નાના ધંધાઓમાં પડી જવું જોઇએ, અને જે બીચારાઓ ધંધાની કુનેહ ધરાવતા હોય, પણ પૈસાની તંગીને લીધે મુઝવણમાં હોય, તેવા લાયક, પ્રમાણિક, અને મહેનતુ જરથોસ્તી નરનારીઓને આપણી કોમના ધર્મખાતાંના નાણામાંથી, તેમજ માતબર જરથોસ્તીઓએ પોતાના ખીસામાથી તાત્કાલિક મદદ કરીને તેઓને પગભર (Self-supporting) કરી દેવા જોઇએ. જો આ પ્રમાણે થશે અને સખાવતના ધોરણની અંદર ફેરફાર કરીને લાયકનેજ ઘટતી રીતે મદદ કરવામાં આવશે, તો પારસી જેવી નાનકડી કોમને કદીપણ બેકારીમાં સપડાવું પડશેજ નહિ, એટલુંજ નહિ, પણ આપણી એકવારની આ કીર્તિવંત કોમની અંદર એક પણ પારસી, અભણ, બેકાર, યાતો ગુમરાહ બનશે નહિ, અને એક પણ સ્ત્રીને આડે માર્ગે ઉતરવાનો સંજોગ પેદા થશે નહિ. બીજી, જે ઘણી અગત્યની સૂચના આ સાથે હું કરવા માંગુ છું તે, એ છે કે, આપણી પારસી કોમે આપણા પારસીઓની પાસેથીજ જરૂરની દરેક ચીજો ખરીદ કરવી; તેમજ તેઓ તરફથી ચલાવવામાં આવતા હુનર, ઉદયોગને સૌથી પહેલું ઉત્તેજન આપવું. તે સાથે હું એમ પણ જણાવવા માગું છું, કે હવેથી. જેઓ જરથોસ્તીઓ વેપાર, ઉદયોગ, કે નાના મોટા ધંધાધાપાઓમાં પડે, તેમણે,

પોતાને ત્યાં જન્મનારા છોકરાઓને થોડી ઘણી સ્કુલની કેળવણી આપીને તેઓને કોલેજમાં નહિ મોકલતાં પોતાના ધંધામાંજ નાંખવા અને તેમ કરીને, આપણાં પહેલાંના દૂરઅંદેશ પારસીઓની માફક આપણા વેપાર ઉદયોગ અને ધંધાધાપાનો સીલસીલો પહેડી દર પહેડી ચાલુ રાખવો. જો આમ એકવાર થવા માંડયું, તો પછી પારસીઓને પોતાની હસ્તીને વિષે, યાતો બેકારી કે મુફલેસીના બાહુથી બીહવાનું રહેજ ચાનું ? બીજું એક આપણી કોમના સાહેબોએ, પોતાને હસ્તકનાં ઓફીસખાતાંઓ બેંકો વગેરેમાં હંમેશાં આપણીજ કોમનાં જવાનોઓ, તેમજ બેકારોને પહેલાં રાખવા અને (Charity begins at home) અથવા "અવ્વલ ખીશ બઅદ દરવીશ" એટલે સખાવત પહેલાં ઘરથી શરૂ થવી જોઇએ, એ નિયમને ફરીથી બને તેટલા પ્રમાણમાં અમલમાં મુકવો.

આ લખાણને અંતે, હું ટુંકમાં હવે માત્ર એટલુંજ જણાવવા માગું છું, કે, આપણી પારસી કોમની જે જે કારણોથી ખાનાખરાબી અને માઠી દશા આવી, અને જેને વિષે મેં આ લખાણમાં કાંઇક વિસ્તારથી વિવેચન કીધું છે, તે કારણો તાત્કાલિક દૂર થવાંજ જોઇએ. અને જો તેમ નહિ થતા માત્ર ઉપરટપકેના કે, કામચલાઉ ઇલાજો લેવામાં આવશે, તો, કોમને લાગુ પડેલો ખરો રોગ કદી પણ મીટવાનો નથી, અને એક દાયકો નહિ વીતશે, કે વળી પાછી અત્યારના જેવીજ ફ્યદિ કોમની સામે ડોળા ઘુરકતી આવીને ઉભી રહેશે. માટે, સાચો માર્ગ તો એજ છે કે, પારસી કોમના અકાબરો અને સાચા ખેરખાહોએ ખરાં તનમન અને ધનથી ભોગ આપીને, આપણી દુર્દશાનાં કારણરૂપી સડાઓને નાબુદ કરાવીને ફરી એકવાર આપણી કોમને આબાદ બનાવીને તેને, પહેલાંની માફક હિંદની બીજી બધી કોમોની હરોલમાં મુકવાનું પુન્ય હાંસલ કરવું. "અથ જશ્યાત યથ આફ્રીનામી. ખુરેહ બાદ અવીજેહ વેહદીન માઝદયસ્નાન."

## વ્હાલાં હમદીનોને છેવટના થોડાક શબ્દો.

જેમ દુર્ગંધવાળી વસ્તુઓમાં તેમજ વખત જતાં ખાબુ અને નર્કમાં કીડાઓ તેમજ જીવજંતુઓ ખદબદે છે તેજ પ્રમાણે ચારિત્ર વિનાના અનીતિમાન અને ધર્મના શુભ સંસ્કારો તેમજ તરીકતોથી રહિત જીંદગી ગુજારનાર આદમીના મનમાં પણ રાત અને દિવસ વિકાર તેમજ દુર્બુ-

રૂપી કીડાઓ ખડબડયા કરે છે, અને જ્યારે આવાં માણુસોની સંખ્યા એક કોમ કે પ્રજામાં વધી જાય છે, ત્યારે, તે કોમ, દુન્યામાથી ઉખડી જવા પામે છે. આ કાંઇ બનાવટ કે ગપ નથી, પણુ, જગતની તવારીખ, ઉપલાં કથનની ગવાહી પુરી રહી છે. અનીતિમાન જીવનને પરિણામે એક સ્ત્રી કે પુરૂષ, છેવટે નફટાઇ અને કોરગાપણા* પર ઉતરી પડે છે આજે પારસી કોમમા નામરદી, હીચકારાપણુ, ઢોંગીપણુ, ખોટા દેખાવો,[1] નફટાઇ, કોરગાપણુ, અને છુપી અનીતિ એટલા તો મોટા પાયા ઉપર ચાલી રહ્યું છે • જો તે તરફ આંખમિંચામણા કરશું તો, આખી કોમને તેનો ચેપ ઉડયા વિના રહેશે નહિ આ બધી અનીતિ, મોંઘા અને ભારી ખોરાકો અત્તર લવન્ડરનો ઉપયોગ, સ્કુલ અને કોલેજોની હાનની કેળવણી તેમજ છોકરા છોકરીઓની ભેગી કેળવણી, (Co Education) તેમજ ફેશનેબલ, લ્હેરી, મોજશોખથી ભરપૂર છકેલ જીવન તેમજ સ્ત્રીઓમા ઘર કેળવણીની કોતાહી તથા સીનેમા, નાટકો, જલસાઓ, ડાન્સીગ, બીડી, શેર સટ્ટા, જુગાર, રંગબેરંગી પહેરવેશો અને કલબોમા ચાલતી અનેક બદીઓ તથા ખરી ધાર્મિક કેળવણીની ભયંકર કોતાહીને આભારી છે અય હમદીન ભાઇઓ અને બ્હેનો! આપણી પારસી કોમ એક એવા તો કરીટકટ (Critical) તબક્કાની ઉપર આજે આવીને ઉભી છે કે, જો તેને એક વધુ મોટો ઝોક લાગશે તો, નાશ, બેકારી, અનીતિ, અને પાયમાલીની ખીણુમા તે, સદાને માટે, ગબ્બડી પડે તો તેમા કાઇ નવાઇ જેવુ નથી. અને જો એકવાર તે કમનસીબ સ્થિતિ આવી પુગી તો, અય હમદીનો! ખાતર જમાથી યાદ રાખજો કે, તેમાથી આપણુને કોઇ પણુ બચાવી શકશે નહિ આપણી કોમના વ ઠેલા, છકેલ અને અવિચારી જીવન ઉપર, કોમ પરકોમના દાનાવ અને ઠરેલ આસામીઓ, ભારે અફસોસ અને ધાસ્તીની નજરે જોઇ રહ્યા છે અને કઇ રીતે આપણો નૈતિક, ધાર્મિક તેમજ આર્થિક ઉધ્ધાર થાય તે માટે, તેઓ ભારે મુઝવણુમા પડયા છે. જે સડાઓ અને અનીતિથી આજે,

* વાંચો ૧૯૩૩ ના "કયસરે હિંદ"ના પહેલી અંકમા પારસી કોમના કોરગાઓ વિષે લેફટેનન્ટ કર્નલ મહેરવાન ધરાનીએ લખેલો લેખ.

૧. જુઓ ૧૯૩૩ ના "કયસરે હિંદ"ના પહેલી અંકનો, અધીપતીએ લખેલો ગુજરાતી લેખ, અને તેમા, કહેવાતા કોમ સેવકો વિષે, તેણે કરેલો અર્થસૂચક ઇશારો.

યુરોપ અમેરીકા જેવા માતબર દેશોનાં દાનેશમન્દ અને દુરઅંદેશ સ્ત્રી-પુરષો ધ્રુજી ઉઠયાં છે, તે સડાઓ અને **અનીતિમાન છકેલપણુ**, પારસી જેવી દુન્યાની નાનામાં નાની કોમને કદી પણ પાલવશે ખરૂં કે? આ બધી એબો દૂર કરવાનો, એક એકયો, રામબાણ અને સચોટ ઇલાજ, (Sovereign remedy) આપણી કોમમાં, ધર્મજ્ઞાનનો પ્રચાર કરવામાં અને પશ્ચિમની કેળવણીનાં ખરાબ તત્વોને નાબુદ કરાવવામાં સમાયો છે, અને જો તેમ થશે તોજ, આપણી કોમ એકવાર ફરીથી સાદું અને ધાર્મિક જીવન ગાળવા માંડશે. આ માટે હું પારસી કોમના પૈસેપૂર અને શ્રિમંત શેઠીઆઓ તેમજ શેઠાણીઓને તેમજ માનવંત ટ્રસ્ટી સાહેબોને અરજ કરૂં છું કે, જો તમારે આ જીંદગીનું સાર્થક કરીને **મીનોઇમાં સુખરૂ જવુંજ હોય તો, જેઓના આચાર અને વિચાર (Conduct and Precept) સમાન હોય એવા, ધર્મજ્ઞાનથી વાકેફ અને વિદ્વાન જરથોશ્તી નર નારીઓની અમુક સંખ્યા ચુંટી કહાડો અને તેઓ મારફતે, તેઓને, કંઇક બદલો આપીને, મુંબઇનાં દરેક પારસી મોહલ્લાઓ તેમજ પારસીઓથી વસાયલાં બીજાં શહેરો અને ગામડાંઓમાં જરથોસ્તી દીન અને પારસી કોમની બેહુતરી થાય એવાં ચાલુ ભાષણો અપાવો.** જો એકવાર પારસી કોમના મગજની ઉપર સાદાં અને ધાર્મિક જીવનનાં અને જરથોશ્તી દીનની અનુપમ ખુબન્દીનાં વિચારો બરાબર ઠસાવવામાં આવશે તો, આપણી હાલની ડામાડોળ હાલત સુધરશે અને આપણે એકવાર ફરીથી આપણા દીનઇમાન અને રૂડા આચારોનાં પાળનમાં સાબેત બનતા જઇશું. પણ ફરીથી યાદ રાખજો કે, ઉપર જણાવેલું શુભ પરિણામ તેજ નરનારીઓ નિપજાવી શકશે કે, જેઓના આચાર અને વિચાર એક સાથે (*Parallely*) ચાલતા હશે, નહિ તો, પત્થર ઉપર પાણી નાખવા જેવું થશે અને ખરચેલો પૈસો બરબાદ જશે. **માટે, જેઓ બોલે તે મુજબ કરનારા હોય તેવાજ ધર્મજ્ઞાનથી વાકેફ નરનારીઓની તમારે ચુંટણી કરવી અને તમો થોડા** વખતમાં જોશો કે, તમારા પૈસા કેવા ગવાય છે. આજે પારસી કોમમાં છટાબાજ વકતાઓની કંઇ ખોટ નથી અને તેઓ તરફથી અનેક બાબદો વિષે પુષ્કળ બોલાયું છે અને બોલાય છે; છતાં, આપણી કોમનું નીતિનું ધોરણ ઉંચું જવાને બદલે નીચું ને નીચુંજ ગબડતું જાય છે.

આનું કારણ એજ છે કે, ઘણાજ થોડાક અપવાદો બાદ કરતાં મોટે ભાગના આપણી કોમનાં (બીજી કોમમાં પણ એજ રાહવાટ ચાલી રહ્યા છે) ભાષણ કરતાઓ કોમનાં ખરાં કલ્યાણને અર્થે નહિ પણ અંગત સ્વાર્થ, કીર્તિ, ખોટી નામના અને જાહેરાતને ખાતરજ બહાર પડી રહ્યા છે અને હાથીના ચાવવાના દાંત જુદા હોય છે અને દેખાડવાના જુદા હોય છે તેમ ઉપર જણાવેલા કેટલાક ભાષણ કરતા ભાઇઓ જાહેરમા બોલે છે એક અને ખાનગીમા કરે છે જુદું. એવા સાહેબોના ભાષણો કદીપણ સંગીન અને રચનાત્મક (Sound and Constructive) અસર ઉપજાવી શકતાં નથી, અને શકશે પણ નહિ.

અય હમદીનો! કદાચ તમો એમ કહેશો કે, ધર્મનુ કામ કરે તેઓને પૈસાના અ ા બદલો શાનો આપવાનો હોય? કોમની બહેતરીને માટે તો, જેઓ પૈસા લીધા વિના કામ કરે તેજ ખરા સેવકો કહેવાય, વગેરે વગેરે. પણ, આ બાબદના સબધમા હુ બહુજ નમ્રતાપૂર્વક જણાવીશ કે, જેઓ કરો પણ બદલો લીધા વિના આજે વર્ષો થયા ભાષણો તેમજ બીજી રીતે કોમની સેવા બજાવી રહ્યા છે તેમાના કેટલાકો સારી પદવી ઉપર છે અને કેટલાકો પાસે સારૂ નાણુ છે, તેથી તેઓ, કશા પણ બદલાને ખાતર નહિ પણ સેવાને ખાતર સેવા, યાતો પ્રેમ, માન, કે કીર્તિને ખાતર કોમની સેવા બજાવી રહ્યા છે, જ્યારે બીજા સાહેબોને સીધી યા તો આડકતરી રીતે કઇને કઇ બદલો તો મળે છેજ અને મળતો રહયો છે. કશો પણ બદલો લીધા વિના ચાનુને ચાનુ કોમની સેવા બજાવવા માટે બહાર પડયા હોય એવા કોઇ પણ આસામી વિષે હુ જાણતો નથી અને કુદરતમાં આપ લેનો જે કાયદો રાત અને દિવસ કામ કરી રહયો છે તે નજરે જોતા, પણ, કોઇબી આદમી પાસેવી તદનજ મફતની સેવા લેવી એ વાજબી નથી આવી સેવા આપનાર તેમજ લેનાર બને વચ્ચે લાબો વખત સુધી સારો સબધ જળવાઇ રહેતો નથી અને રહે પણ નહિ એ નિર્વિવાદ છે. વંદીદાદ મુજબ તો, અશો માણસને ઘટતો બદલો (અષોદાદ) નહિ આપવાના ામને એક મોટા ગુનાહ ગણેલો છે, કેમકે, તેમ કરવાથી દેવી કુજ હમેલદાર* બને છે યાને અષો માણસોને ઘટતો બદલો નહિ આપવાથી

---

* વાંચો પહેલ્વી વંદીદાદ પરગરદ ૧૮ ફકરાઓ ૩૦ થી ૩૮.

તેઓ નાતવાન, દુબળા અને અશક્ત બની જાય છે અને તેઓથીજ દીનનાં યાને સવાબનાં કામો બરોબર થતાં નથી (જેથી અરવાહી આલમની સીફલી યાને હલકી શક્તિઓ તેમજ દુજીઓ પોખાય છે, અને તે બધાંને પરિણામે દુન્યામાં અનેક ખરાબી ફેલાવો પામે છે. હું ઉમેદ રાખું છું કે આ બાબદ તમો અચ્છી રવેશે સમજીને ધર્મગુરૂ વર્ગ પાસેથી, તદન જ મફત સેવા લેવાના વિચારને વાજબી ગણશો નહિ. હું છેવટમાં તમો સઘળાં નરનારીઓને ભાર મુકીને કહું છું કે, તમોને જે અમૂલ્ય ભવ મળ્યો છે તેનો પૂર લાભ મેળવવા કાજે ધર્મ સાથેજ જીવજો અને ધર્મ સાથેજ મરજો. જેટલો જેટલો તમો, ધર્મનો સંચય (Collections) કરતાં અને બીજાઓ પાસેથી કરાવતાં રહેશો, તેટલો તેટલો, તમોને અને બીજાઓને અચૂક લાભ મળશેજ. આ બાબે હકીમ ફેરદઉસી તુસી તેમજ મનુસ્મૃતિનાં ૪ થા અધ્યાયનાં ૨૩૮, ૨૩૯, ૨૪૦, ૨૪૧, ૨૪૨, ૨૪૩ માં શ્લોકો શું કહે છે :—ફેરદઉસીની બયતો :

બદીન ઝાદેહ અમ હમ બદીન બુગ્ઝરમ—
ચેનાન દાન કે ખાકે પયે હયદરમ,
ગરમ ગશ્ત વયરાન બરે શાહ ગન્જ—
બે ઓકબા શુદ આબાદ ગન્જમ ઝે રન્જ.
બે નઝદે ખોદાવન્દે જાન આફ્રીન—
બસી ગોઈ હુ અમ ઝીન દેહાન આફ્રીન.

અર્થ:—હું, ધર્મ સાથે જન્મ્યો છું અને ધર્મ સાથેજ મરીશ. એમ જાણજો કે, હું, હયદરનાં (મહમદ પેગમબર સાહેબના જમાઈ અલીને, હયદર યાને સિંહ કરીને કહેવા હતા. જે અલી સાહેબની મદદથી મહમદ સાહેબ ઇસલામી દીન ફેલાવવામાં ફાવ્યા હતા, તે અલી સાહેબને, દસ્તુર દીન્યાર યાને સલમાને ફારસીએ, દીની ઇલ્મથી આરાસ્તે કરીને બુઝોર્ગી બક્ષી હતી) કદમની ખાક છું.

૨. પાદશાહ (મહમુદ ગઝનવી)ની સન્મુખ જો કે મારી દોલત નાથ પાની છે; છતાં, (ઇરાનને કાવ્ય વડે સજીવન કરવાની) મારી મહેનતને લીધે પેલી દુન્યામાં મારી દોલત (પુણ્યનો સંચય) આબાદ થઇ છે.

૩. જીવાત્માને પેદા કરનાર નાલિકની સન્મુખ હું, આ જગતમાંથી પણુએક સ્તુતિનાં વચનો લઇ ગયો છું.

મનુસ્મૃતિના શ્લોકો.

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ॥
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २३८ ॥
नामुत्र हि सहायार्थं पिता माता च तिष्टतः ॥
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्टति केवलः ॥ २३९ ॥
एकः प्रजायते जन्तुरेक एव विलियते ॥
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ २४० ॥
मृतं शरीरमुत्सृज्य काष्टलोष्टसमं क्षितौ ॥
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ २४१ ॥
धनानिभूमौ पशवश्च गोष्टे भार्या गृहद्वारि जनाः श्मशाने ॥
देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः ॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ॥
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ २४२ ॥
धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्बिषम् ॥
परलोकं नयत्याशु भास्वन्तं खशरीरिणम् ॥ २४३ ॥

અર્થ:—(૨૩૮) જેમ એક જાતની કીડીઓ ધીમે ધીમે વલ્મીકનો (ઝીણી રજકણોનો) સંચય કરે છે એટલે મોટો રાફડો બાંધે છે તેમ, પરલોકમાં (બીજી દુન્યામાં) સહાયતા મળે તે ખાતર મનુષ્યે, કોઇ પણ પ્રાણીને પીડા ન કરતાં ધીમે ધીમે ધર્મનો સંચય કરવો. (એટલે પુણ્યનો તાશો એકઠો કરવો.)

(૨૩૯) પરલોકમાં (પેલી દુન્યામાં) મદદ કરવા માટે માતા, પિતા. પુત્રો, સ્ત્રીઓ અને જ્ઞાતિ એ કોઇ ઉભાં રહેતાં નથી, ફક્ત ધર્મજ ઉભો રહે છે,

(૨૪૦) પ્રાણી કહેતાં ઇનસાન એકલોજ જન્મે છે, એકલોજ મૃત્યુ પામે છે, એકલોજ સુકૃત્ય (સારાં કામોનો સારો બદલો) ભોગવે છે અને એકલોજ દુષ્કૃત્ય (બુરાં કામોનો બુરો બદલો) ભોગવે છે. (એટલે માણસે ભાઇ ભાંડુઓ ઉપર આધાર નહિ રાખતાં માત્ર ધર્મ ઉપરજ આધાર રાખવો: કેમકે, ધર્મજ તેનાં આત્માની છેવટની સર્ગત નક્કી કરશે).

(૨૪૧) કાડી અને મટોડીનાં ઢેફાં જેવાં મુવેલાં શરીરને પૃથ્વી ઉપર છોડી દઇને (શ્મશાનમાં) સાથે ગયલા ભાઇબંધો ચાલ્યા જાય છે, પણ એક ધર્મજ તેની પાછળ જાય છે.

(ટીકા રૂપી શ્લોક) પરલોકનાં માર્ગ તરફ જીવ (રવાન) જ્યારે પ્રયાણ (જવા માંડે છે) કરે છે ત્યારે ધન પૃથ્વીમાં પડયું છે, પશુઓ તેનાં બાંધેલા

ગોઠા વિગેરેમાંજ રહે છે, સ્ત્રી, ઘરનાં દ્વારમાંજ અટકીને ઉભી રહે છે, સગાં સંબંધીઓ સ્મશાન સુધી આવી અટકી જાય છે અને શરીર ચીતામાં (આવશમાં) છુટું પડે છે. આ વખતે તો, છવાત્મા, એકલોજ આગળ વધે છે અને ફક્ત ધર્મજ તેનું રક્ષણ કરવા તેની પાછળ પાછળ ચાલે છે.

(૨૪૨) તે માટે, (સ્વાનને) મદદ કરનાર ધર્મનો સદા ધીમે ધીમે સંચય કરવો, કારણ કે, ધર્મની મદદથી અને તેવા નર્કના બુરા એઝાબમાંથી (સંકટમાંથી) ઇનસાન પાર ઉતરી જાય છે.

(૨૪૩) ધર્મ, તથા તપના બળથી જેનાં પાપો ધોવાઇ ગયલાં છે,' એવા પ્રકાશિત અને ખુદાતાલાને પુગેલા પુરૂષને, ધર્મજ તુરત સ્વર્ગલોકમાં (રોશન બહેસ્ત તરફ) લઇ જાય છે. (માટે માણસે, બને તેટલો ધર્મનોજ અમલ કરવો.)

અત્યા વે મીઝદેમ અંધ્રહુત અહયા
મગહુયા યવત્ આઝુશ ઝરઝદિશ્તો બૂનોઇ
હુખ્તયાઓ પરચા ગ્રઓચાંસ અઓરાચા
યથા મઇન્યુશ ક્રેઝ્વતો અનાંસત પરા
ઇવીઝયથા મનેમ તેમ અત વે વયોઇ
અંધ્રહુઇતી અપેમેમ વચો.

અર્થ:-(અએ નર તથા નારીઓ!) તમારાં બાતેનનો લોભ (અથવા ખરાબ હવસ) (જેણે ગોથા) (દિલના) ઉંડાણમાં જડ ઘાલેલી છે (તે), જ્યારે વદન બહાર નીકળી જશે, (તથા) જ્યારે (તમારાનાથી) પાપી વિચાર વદન નાબુદ થઇ જશે ત્યારે, તે મોટાં કામનો બદલો તમોને મળશે, (માટે) (એ) સદાચાર કર્મને માટે, તમો કમ્મર બાંધો, નહિ તો અફસોસ! અફસોસ! (એ પ્રમાણે) છેવટ તમારે બોલવું પડશે. (યઝશ્ને હા. ૫૩. ફકરો ૭ મો).

---

# મોનાજાત.

રચનાર.—બેહરામ પીરોઝશાહ ભરૂચા.

---

૧. ગોનાહમ બીમરો હદ અસ્ત,
હમેહ અઆમાલે મન બદ અસ્ત,
બરમ ધાલેબ દીવો દદ અરત,
ખોદા બર હાલે મન બેન્ગર.

૨. બસી ગોમરાહો રન્જુરમ,
ઝે રાહે રાસ્તે દીન દૂરમ,
બસી મલઉન ઓ મકહુરમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૩. બેબીમો શુર અસ્ત જાનમ,
સેવાયત કસ નમી દાનમ,
કે બાયદ મર નેગેહબાનમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૪. બસી આજેઝો દેલ તન્ગમ,
બે દામે નામુસો નન્ગમ,
અબા દીવાન દર જન્ગમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૫. બસી ધાફ્રેલો ધમગીનમ,
ન દર રાહે હકો દીનમ,
બે બન્દગીયે તુ મેરફીનમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૬. પશીમાનમ ઓ મેહજુરમ,
ઝે ઝોલ્માતે જેહલ કુરમ,
અબા અધ્યુબ મઅમુરમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૭. ઓદામમ દુજ રન્જાનદ
દીનો ઇમાન બેજોમ્બાનદ,
મરા દૂરતર ઝે "અષ" રાનદ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૮. બેહર હાલી શેકસ્તેહ અમ,
બસી ઝેબ્લીસ ખસ્તેહ અમ,
બદુને બદ નકેસ્તેહ અમ,
ખોદા બર હાલે મન બેન્ગર.

૯. તુ દાની કારોબારે મન,
નીહાનો આશકારે મન,
સેવાયત કીસ્ત યારે મન?
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૦. રૂહમ મોન્જેઝબ બેસુયે તુસ્ત,
દેલમ ઝેન્દેહ બેબુયે તુસ્ત,
મરા બસ આરઝુયે તુસ્ત,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૧. બેહર જાઇ કે મીગરદમ,
ન દાનમ મન ચેહા કરદમ,
કે આયદ બસ ધમો દરદમ.
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૨. ઝમાનેહ પોર ઝે મકારીસ્ત,
ઝે બેદઅત ઓ ઝિનાકારીસ્ત,
ઝે કજ્જી ઓ સેતમગારીસ્ત,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૩. બે ગેદબે ગોનેહગારી,
ફેતાદેહ અમ બેલાચારી,
બસી બા નાલેહ ઓ ઝારી,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૪. મરા ઝીન હાલતે ખારી,
પરીશાની ઓ દુશવારી,
બેયક બારેહ બીરૂન આરી,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૫. મરા અઝ રીમતી દૂર કુન.
હમેહ અએદાયે મન કુર કુન,
દેલો જાનમ પોરઅઝ નુર કુન,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૬. ચું તુ બાશી મરા દેલબર,
ચેરા જુયમ રફીકો ઝર,
ઝે યાદે તુસ્ત દેમાધમ તર,
ખોદા બર હાલે મન બેન્ગર.

૧૭. ઝે કેશ્રત દૂર ઝમીરમ કુન,
બ ઝેક્રે તુ ફ્કીરમ કુન.
સરૂશરા દસ્તગીરમ કુન,
ખોદા બર હાલે મન બેન્ગર.

## તરજુમો.

૧. મારાં પાપો અસંખ્ય અને હદ વિનાનાં છે. મારાં સઘળાં કામો બુરાં છે અને મારી ઉપર દેવો તેમજ કારીખાનારાં પ્રાણીઓ (અહુદિક-દ્રુજીઓ તથા બુરી ખાહેશો અને દુર્ગુણો) ગાલેબ આવે છે. માટે, અય ખોદાવંદ! તું મારી હાલત પર નેગાહ કર.

૨. હું ઘણો ગુમરાહ અને મુઝાયલો છું અને ધર્મના ખરા માર્ગથી દૂર ગયો છું, તેમજ ઘણો અપજશભર્યો અને સરજતા ક્રોધનો મારેલો બન્યો છું; માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૩. મારો જીવ, ધાસ્તી અને ગભરાટમા પડયો છે, અને હું તારા સિવાય બીજા કોઇને નથી પીછાણતો કે જે મારો નેગેહબાન થાય, માટે અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૪. હું ઘણો નબળો અને તગદેલ બન્યો છું તેમજ અપજશ અને શર્મની જાળમાં ફસી પડયો છું. (તે ઉપરાંત) હું, દેવો (દ્રુજી તેમજ બુરા દુર્ગુણોના હુમલાઓ) સાથે લડતમાં પડયો છું; માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૫. હું ઘણો ગાફેલ તથા ગમગીન બન્યો છું અને સચ્ચાઇ તથા દીન ધર્મના રાહપર રહયો નથી, તેમજ હું તારી બંદગીમા મુફલેસ જેવો છું; માટે, અય ખોદાવન્દ! તુ મારી હાલત પર નેગાહ કર.

૬. હું પરીશાન તથા વીખુટો † પડેલો છુ અને અજ્ઞાનતાના અંધકારથી આંધળો બનેલો છું તેમજ એબોથી ભરપુર છું, માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૭. દ્રુજ=અસર તારીકી=ખરૂફ્લી તેવિષીમાંથી જન્મ પામતી બુરી અસરો, મને હમેશા સતાવે છે, અને મારા દીન ઇમાનને ડામાડોળ કરે છે, તેમજ મને અષોઇના પાળનથી દૂર હાંકી કહાડે છે, માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૮. હું દરેક પ્રકારે તુટેલો બન્યો છું અને એબ્લીસથી=અહેરેમનથી ઘણો જખ્મી થયો છુ; તેમજ જુદાઇ સિવાય મેં બીજુ કશું વાવ્યું નથી; માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

---

† શરેહ—આ તરજુમામા, "વીખુટો પડેલો છુ" એવો જે ઇશારો છે તે, રવાન, ગરોઠમાનમાથી આ નીસ્તીની આલમમા ઉતરીને જે એક જાતની આકુળ વ્યાકુળતા=જુદાઇ અનુભવે છે તેનો લગતો છે

૯. તું, મારો કારોબાર જાણે છે; તેમજ મારાં છુપાં અને જાહેર કામો પણ જાણે છે (કે તે કેવાં છે). તારા સિવાય મારો બીજો કોણ દોસ્ત છે? માટે અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૧૦. મારો જીવ તારી તરફ ખેંચાયલો રહે છે; તેમજ મારૂં અંતઃકરણ તારી (પવિત્ર) યાદનાં (પમરાટથી) જીવતું રહે છે. મને તો બસ તારીજ (દોસ્તીની) ખાહેશ છે; માટે અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૧૧. હું જયાં જયાં જાઉં છું ત્યાં ત્યાં, હું નથી સમજતો કે શા કારણે મને (દુન્યા તરફ) તિરસ્કાર અને દુઃખ પેદા થાય છે; માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૧૨. આ દુન્યા પાખંડથી તેમજ ઢોંગ સોંગથી અનીતિથી=બદફએલીથી, ભુંડાઇથી અને સેતમ=ખેદાદીથી ભરેલી જણાય છે, માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૧૩. હું, પાપોના વમળમાં નાચાર હાલત સાથે તેમજ ઘણા અફસોસ અને ઝારી સાથે પડેલો છુ; માટે, અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર.

૧૪. (અને) મને આ ખુવારીની, પરેશાનીની તથા મુશ્કેલીની હાલતમાંથી એકવાર બહાર કહાડ, અને અય ખોદાવન્દ! તં મારી હાલત પર નેગાહ કર.

૧૫. મને રીમનીથી દૂર રાખ તેમજ મારા સઘળા દુશમનોને (કામ, ક્રોધ, મોહ, માયા, મત્સર=અદેખાઇ અને લોભ વિગેરે દુશ્મનોને) આધળા બનાવ અને મારા અ તર તથા જીવને (જ્ઞાનની) રોશનીથી ભરપૂર કર; અને અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કર

૧૬. જયારે તારા જેવો મારો રેહબર=દોસ્ત હોય તો પછી, હું શા માટે (બીજો) મિત્ર અને પૈસા ટકા શોધુ? મારો સીનો, તારી પવિત્ર યાદથી તર બની ગયો છે, માટે હવે તો તુ મારી હાલત પર નેગાહ કર.

૧૭. મારા મનને તકોબરી=આપ વડાઇથી દૂર રાખજે અને તારીજ સ્તુતિ કરનારો મને એક ફકીર બનાવજે, તેમજ અષો સરોષ યઝદને મારો મદદગાર કરજે, અને અય ખોદાવન્દ! તું મારી હાલત પર નેગાહ કરજે.

---

**નોટ:**—આ કાવ્યમા, ખોદા=ખોદાવન્દ શબ્દ, આપણી સરજતના=બધી બખ્તનાં ઘડનાર અહુરમઝદને માટે વપડાયો છે એમ સમજવું.

# થોડીક કદીમ ઈરાની નસીહતો

અસલ ફારસીમાંથી તરજુમો કરનાર—મીનોચ્હેર
ફરદુનજી સરકારી.

ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ.

## શાહેનશાહ નવશીરવાન અને તેના વઝીર બુઝર્ચ્મેહેર વચ્ચે થયલા સવાલ જવાબો.

સવાલઃ—ખુદાતાલા આગળ શાની માંગણી કરવી જોઇએ ?

જવાબઃ—બધી દુન્યા માટેની ભલાઇ અને સારી તનદરોસ્તીની.

સ:—સારી વર્તણુંક તે શું ?

જ:—દાદાર અહુરમઝદના ફરમાનો મુજબ અમલ કરવો અને તેના હરેક ઇન્સાનો ઉપર દયા દેખાડવી તે.

સ:—આ જીંદગી કેવી રીતે ગુજારવી ?

જ:—ખુશહાલીમાં અને ઇન્સાનોને બને તેટલું ઓછું દુઃખ દેવામાં.

સ.—જીંદગી કયાં કાર્ય પાછળ ગાળી નાખવી જોઇએ ?

જ:—જ્ઞાન (આત્મ જ્ઞાન) મેળવવા પાછળ.

સ:—જ્ઞાન શું ફળ આપે છે ?

જ.—જ્ઞાન મેળવનાર, જો સાધારણ પુરૂષ હોય તો, તે, :શોભા મેળવે છે અને જો ફકીર (સંત પુરૂષ) હોય છે તો, તે, દૈવત મેળવે છે.

સ.—સત્યનો માર્ગ શી રીતે જાણી શકાય છે ?

જ.—જ્ઞાનના પ્રકાશ વડે.

સ:—દુન્યા એટલે શું ?

જ:—અત્રે જીંદગી પુરી કર્યા પછી, જે કાંઇ છેવટે, કામમાં નથી આવતું તેનું નામ દુન્યા.

સ:—મારી વર્તણુકના માર્ગની રોશની તે શું ?

જ.—દરેક ભુંડી ઇચ્છાઓને કાબુમાં રાખવી તે.

સઃ-આપણી ભુંડી વાસનાઓ શી રીતે જીતી શકાય?

જઃ-તેઓનો વિરોધ કરવાથી (એટલે બુરી ઇચ્છા થતાંજ એક-શુભ વિચાર અથવા શુભ કર્મ કરવાથી).

સઃ-ઇજ્જત કેવી રીતે વધારી શકાય?

જ.-થોડું બોલ્યાથી.

સઃ-સર્વેથી પહેલાં, કોણુ સાથે ભલાઇ કરવી?

જઃ-માતા પિતા સાથે.

સઃ-ભુંડાઇ કોણુ સાથે કરવી જોઇએ?

જઃ-આપણામાં રહેલી બુરી ખાહેશો સાથે.

સઃ-દાદાર અહુરમઝદને, કેમ ખુશહાલ કરી શકાય?

જઃ-માતા પિતાની સેવા કરવાથી.

સઃ-દાદાર અહુરમઝદને કેવી રીતની ભલાઇ વધારે પસંદ છે?

જઃ-જે ભલાઇ પોતાના માતાપિતા, બચ્ચાંઓ અને કોમ તથા કબીલા તરફ કરવામાં આવે છે તે.

સઃ-ખુદાવંદતાલા કઇ બદીને ઘણીજ ધિક્કારવા યોગ્ય લેખે છે?

જઃ-ઇન્સાનો, પોતાના બાળકોને જે શ્રાપ દે છે તે, તેમજ, લાચાર બનેલાંઓ ઉપર સીતમ ગુજારે છે તે બદીઓ.

સઃ-સૌભાગ્યવંત પુરૂષ કેવાં લક્ષણોથી જણાઇ આવે છે?

જઃ-ત્રણ લક્ષણો વડે. પહેલું તો, તે આદમી, જ્ઞાન મેળવવા બહુજ આતુર રહેતો હોવો જોઇએ, બીજું, તે આદમી દાન કરનારો હોવો જોઇએ; ત્રીજું, તે ખુશહાલ ચ્હેરાનો હોવો જોઇએ.

સઃ-સર્વે કાર્યોમાં ઘણુંજ શ્રેષ્ટ કાર્ય કયું છે?

જઃ-જ્ઞાની અને ફિલ્સુફો સાથે બેઠક રાખવી, (યાને, સતસંગ કરવો), અને તેઓ સાથના વાદવિવાદથી આનંદ મેળવી ફાયદો ઉઠાવવો તે.

સઃ-એક પરહેઝગાર પુરૂષના લક્ષણુ શું?

જઃ-ખરો પરહેઝગાર તે છે, કે જે, કોઇને પણ નુકસાન પુગે એવું કામ કરતો નથી.

સ-લોકોને બને તેટલુ ઓછું દુઃખ દેવાની ટેવ કેમ કરીને સંપાદન કરી શકાય?

જઃ-જ્યારે આપણી પોતાની જાતને, તમામ જાનદાર પેદાયશોમાં, વધુ તુચ્છ અને ભુંડા જાણીએ ત્યારે.

સ:–ઉપલો સદ્‌ગુણ કેમ મેળવી શકાય?

જ:–જ્ઞાની અને ડહાપણવાળા પુરૂષો સાથના સંબંધથી.

સ:–ગરીબાઇમાં કઇ ચીજ એખત્યાર કરવી જોઇએ?

જ:–ઇશ્વરેચ્છાને આધીન રહેવું તે.

સ:–ખુદાતાલાની એબાદત તરફ આપણું હૃદય શી રીતે આકર્ષિત થાય?

જ:–મોતનો વિચાર ચાલુ મનમાં રાખ્યાથી; યાને, એક દિવસ અત્રેથી સઘળું છોડીને ચાલ્યા જવું છે, એ વિચાર રાખ્યાથી.

સ:–અંતરમા શા કારણથી અંધકાર (અજ્ઞાનતા) પેદા થાય છે?

જ:–દુન્યવી માલ મીલકત ઉપર મોહ રાખવાથી.

સ:–અંતરમા શા કારણથી પ્રકાશ (જ્ઞાન) પ્રાપ્ત થાય છે?

જ:–દુન્યા તરફની પ્રીતિ અને તમામ મિથ્યા વસ્તુઓ તરફનાં વળગણનો ત્યાગ કર્યાથી.

સ:–આ દુન્યામાં જીંદગી દરમ્યાન કેવી રીતે રહેવું જોઇએ?

જ.–એક મુસાફરની માફક, કે જે, એક ધર્મશાળામાં ઉતારો લે છે અને રાત પૂરી થતાં સહવારમાં પાછો ચાલવા માંડે છે.

સ:–એક ઇનસાનને, પ્રાણ કરતાં વધારે વ્હાલી ચીજ કઇ છે?

જ.–ધર્મિને ધર્મ અને અધર્મિને પૈસા.

સ:–એવી કઇ બાબદ છે, કે જે, સાચ્ચી હોવા છતાં જુઠ્ઠી જણાય?

જ:–વૃદ્ધ વયમાં, જવાનીનાં શૂરાતન વિષેની વાતો અને ગરીબાઇમાં શ્રિમંતાઇનાં વૈભવની વાતો.

સ–એક સાચ્ચા મિત્રની પીછાણ કેમ કરી શકાય?

જ.–ગરજને વખતે એક સાચ્ચો મિત્ર અને બીજા સાધારણ આદમીઓ ઝટ પીછાણી શકાય છે.

સ:–એક વિખરેલ તથા નાફરમાન બાળક શાના જેવું છે?

જ:–છઠ્ઠી આંગળીના જેવું, કે જેને, જો કાપી નાખ્યે તો વેદના થાય અને રાખીએ તો ખરાબ દેખાય.

સ:–પુરૂષ અને સ્ત્રી વચ્ચે શું ફરક છે?

જ:–આકાશ અને પૃથ્વી વચ્ચે જેટલો ફરક છે તેટલો; કેમકે, જ્યાં સુધી આકાશમાંથી પાણી વરસતું નથી ત્યાં સુધી જમીનમાં વસ્તુઓ ઉગતી નથી.

સઃ—એક ઇન્સાનના ગુણુ દોષની ખબર શી રીતે પડે?

જ.—તેના પરિચયમા આવ્યાથી.

સઃ—એક મુસાફરી કરનાર વધારે સારો કે એકજ જગ્યા ઉપર રહેનાર?

જઃ—મુસાફર વહેતાં પાણીના ઝરા મીસાલ છે, જ્યારે એકજ જગ્યાએ રહેનાર બંધ્યાર પાણીના જેવો છે.

સ.—પાપનો ઇલાજ શું?

જઃ—પશ્ચાતાપ કરવો તે.

સઃ—એક શ્રિમંતને, કયું કાર્ય વધુ સુખ પમાડનારૂં છે?

જ.—લાચારોને અન્નદાન કરવું તે અને ઘણીજ નમનતાઇથી મહેમાનોની પરોણાગત કરવામાં રોકાવું તે.

સઃ—ધર્મશાસ્ત્રમાંથી કઇ બાબદ ઘણીજ ચીવટાઇથી ધ્યાનમાં રાખવી જોઇએ?

જઃ—પેદા કરનારની યાદ, અને મનુષ્ય દેહ મોતને આધીન છે, એ બાબદો ઘણીજ યાદ કરવી તે.

સઃ—રઝક રોઝી કોને કહેવી?

જઃ—જે કાંઇ તને આવી મળે તે.

સઃ—એવો કયો માણસ છે કે, જ્યાં પણ તે જાય છે ત્યાં તેને, બધાં આદરમાન આપે છે?

જ.—જે આદમી સારી રીતભાત ધરાવે છે તે.

સ.—ઉંઘવું સારૂં કે જાગવું?

જઃ—એક જુલમગારને માટે ઉંઘ સારી, અને, એક ઇન્સાફીને માટે જાગ્રતી સારી.

સ.—એવો કયો પુરૂષ છે કે જેનામાં સો ખામીઓ હોવા છતાં લોકો તેનામાં એક પણ ખામી જોતાં નથી?

જઃ—એક સખી દાતાર પુરૂષ.

સઃ—એવી કેટલી ચીજો છે કે જે, દિલના ગમને દૂર કરે છે?

જ.—બે ચીજ. એક તો મન ગમતો મિત્ર, અને બીજું, સાચ્ચા તથા ભલું ઇચ્છનાર મિત્રના ચ્હેરાના દર્શન.

સઃ—કયો ઇન્સાન ખરો અકકલવાલો કહેવાય?

જ.—જે કોઇ, આ જગતમાં, પોતાની સામે વિરૂદ્ધતા આવવા છતાં, પોતાના દિલને દુઃખી કરતો નથી, તેમજ પોતે નારાજ બનતો નથી.

સઃ-કયો પુરૂષ મોટો હિંમતવાન કહેવાય?

જઃ-જે કોઇ, સ્વર્ગના સુખને ખાતર જગતનાં મિથ્યા સુખનો ભોગ આપે છે તે.

સઃ-એવું કયું દુખ છે, કે જેનો ઇલાજ કરતાં, વૈદો પણ લાચાર બની જાય છે?

જઃ-મૂર્ખાઇ અને અભણપણું.

સઃ-એવું શું કરવું જોઇએ કે જેથી, દુન્યાના લોકોની ભુંડાઇથી સલામત રહી શકયે?

જઃ-મિત્રો સાથે પ્યારથી અને દુશ્મનો સાથે નરમાશથી વર્તવું તે.

સ.-એવી કઇ વસ્તુ છે, કે જે, જીંદગી કરતાં વધારે સારી અને મોત કરતાં વધારે ખરાબ છે?

જઃ-જીંદગી કરતાં વધુ સારી ચીજ તે નેકનામી છે, અને મોત કરતા વધારે ખરાબ તે ભુંડાઇ છે.

સઃ-ધર્મના સઘળાં ફરમાનોમાં કયું ફરમાન ઘણુંજ પસંદ કરવા જેવું છે?

જઃ-જે ફરમાનના પાળનથી, દાદાર અહુરમઝદ ખુશનુદ બને તે.

સ -આ તનની સુખાકારી શામાં સમાયલી છે?

જઃ-નિયમીત વખતે ભુખ લાગતાં, ખોરાક ખાવામાં અને થોડીક ભુખ બાકી હોય તે છતાં, ખોરાકથી હાથ ખાંચવામાં.

સઃ-કેવો આદમી તારો સાચ્ચો મિત્ર છે?

જ.-તે, કે જે, તારી ખામીઓને લોકોની નજરથી છુપાવે અને તારા સદગુણોને જાહેરમાં દીપાવે.

સ -એક ઇન્સાન કયાં કાર્યથી લોકોનો વ્હાલો બને છે?

જ.-હરેક લેવડ દેવડમાં સચ્ચાઇ રાખવાથી અને કોઇ પણ હાલતમાં ચહેરો ખુશહાલ રાખવાથી.

સઃ-આ દુન્યાની બક્ષેરોમાં કેટલી ચીજો વધારે ખુશહાલી આપનારી છે?

જઃ-એક તો પરહેઝગાર ફરઝન્દ, બીજું, પ્રમાણિક ધંધાથી મેળવેલી દોલત, ત્રીજું, સદગુણી અને રૂપાળી ધણીઆણી.

સઃ-એક સાચ્ચા મિત્રની નિશાની શું?

જ.-તને નેકી કરવામાં મદદગાર થાય, અને ભુંડાઇના માર્ગથી તને શિખામણ આપીને અટકાવે તે.

## શાહેનશાહ નવશીરવાનની શિખામણો.

શાહેનશાહ નવશીરવાન પોતાના ફરઝન્દને શિખામણ આપતાં કહે છે કે, "અય બેટા! જે કોઇ ચાર ચીજથી દૂર રહે છે તેને, કદી પણ નુકસાન પહોંચતું નથી. પહેલી ચીજ ઉતાવળ, બીજી આળસાઇ, ત્રીજી અભિમાન, ચોથી ચીજ ભુંડો સ્વભાવ. તે ઉપરાંત બીજી ત્રણ ચીજ એવી છે કે, જે, આત્માને (રવાનને) હાનિ પુગાડનારી છે. પેહેલી ચીજ લોભ, બીજી ચીજ ધાસ્તી (ચિંતા). ત્રીજી ચીજ દેવું (કરજ). અય બેટા! તું એવો દોસ્ત પસંદ કર, કે જે, તારી બેહતરી માટે મહેનત કરનારો હોય. સૌથી ઉત્તમ યુક્તિ તે ધીરજ, અને કોઇ પણ કાર્યને તેના બરોબર વખતે પાર ઉતારવું તે છે અય બેટા! જીંદગી માત્ર થોડાજ વખતની છે, માટે દુન્યાને ખાતર કોઇ સાથે શત્રુવત કે દુસ્મની કરતો ના, અને કોઇનું બુરૂં બોલતો ના; તેમજ કોઇને માટે અદેખાઇ કરતો ના તથા ખોટી અને મિથ્યા વાતો બોલતો ના; તેમજ તને પોતાને, દુન્યાનો સૌથી મોટો આદમી ગણતો ના, અને બે આદમીઓ વચ્ચે કંકાસ કરાવતો ના. દરેક વખતે ધૈર્ય રાખજે તથા તારૂં દરેક કામ ખુદાતાલાની મરજી ઉપર છોડી દેજે અને તે, તારો મદદગાર બનશે."

## શાહેનશાહ નવશીરવાને, પોતાના દખમાની દીવાલ ઉપર લખાવેલી નસીહતો.

અય ઇનસાનો! તમો પુણ્યનાં કામો કરવામાં ખંતીલાં રહેજો અને ગુનાહનાં કામથી સદા દૂરજ રહેજો. આ જગતની દોલતને તકલીદી જાણજો. ઇનસાફી સાચ્ચા, અને પ્રમાણિક બનજો તેમજ દીનને લગતી નસીહતો સાભળનાર તથા ગરીબોનાં રક્ષણ કરનાર થજો. જો તમો, આ ખાકી દુન્યામાં, મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દીન પ્રમાણે ચાલશો તો, આવતી દુન્યામાં ગરોથમાન બહેસ્તનું સુખ સંપાદન કરશો.

બીજું એ કે, જેમ ઝાડનાં પાદડાને પવન સાથે તાલુકો છે તેમ, જીંદગીને મોત સાથે તાલુકો છે. દુન્યાના તમામ રોગીઓ સારા થઇ શકે છે, પણ, અદેખાઓની બીમારી, કદી મટતી નથી. ઉદ્યોગ વગરનાં આદમીને આબરૂ હોતી નથી. તમો મોજમજાહ તેમજ વૈભવ ભોગવો તેમાં કશી હરકત નથી; પણ દરવીશોની સુધાં દાદ લેતા રહેજો.

ડાહ્યા પુરૂષો, જે બોલે છે તે, કરી બજાવે છે અને જે ચીજ કરી બજાવતા નથી તે વિષે તેઓ બોલતા નથી દુન્યામા પાચ દુર્ગુણો ગણાય છે પહેલો અદેખાઇ, બીજો કીનો યાને વેર, ત્રીજો ગુસ્સો, ચોથો નાચારી, અને પાચમો લોભ. આ પાચ દુર્ગુણો, સ્ત્રી તેમજ ધનને કારણે, હસ્તી ભોગવે છે.

ગ્નાની પુરૂષોની શિખામણો નહિ સાભળવાથી આ દુન્યામા દુખી થવાય છે તથા પેલી દુન્યામા દોઝખમા જવાય છે સૌથી ઉત્તમ ચીજ તે સારી શિખામણ અને વધારે નિર્મળ, તે તન દુરસ્તી છે.

અને એ બધે પુરા પાડનાર તથા તેઓ મારફતે સ્વાદ (લાભ) આપનાર તે, તવગરી છે અને તવગરીના કરતા પણ વધુ પ્યારો ઇનસાન તે છે, કે જે, ન્યાયનો કરનારો તથા શિખામણો ઉપર અમલ કરનારો હોય છે. ખરો તવગર ઇનસાન તે છે, કે જેને, લોભ નથી, અને ખરો સુખી તે છે, કે જેનો સાથી લોભ નથી હોતો

જો કોઇ ડાહ્યો આદમી તારા જીવનો દુશ્મન બને તો તે, એક નાદાન દોસ્તના કરતા ભલો છે તે આદમી ખરેખ । તવગર છે કે જેણે, લોભ અને બદીને ગમમા નાખ્યા જે આદમે એ વગર મહેનતે ધનદોલત મેળવી હોય અને તે જો, ધર્મકાર્યમા ખરચી નાખે તો, તે આદમીને ખરેખરી મોટાઇ તથા નેકનામી ઘટે છે

બીજુ એ કે, પાદશાહ યા તો તવગર આ મીએ, ક્રોધી અને તુન્દ સ્વભાવ રાખવો ઘટતો નથી માટે, તુ ધીરજવત અને સહનશિલ સ્વભાવ રાખજે, કારણ કે, દુન્યાની સભાળ રાખનાર અહુરમઝ્દ પાદશાહ દાનેશમદ હોય છે તુ પાદશાહ થાય ત્યારે વાધા દુખ દેતો ના, પણ ખરો ઇનસાફ આપજે, વચનથી બેવચન થતા ના, દિ દાખોરના કહેવાથી કોઇને સકટ પુગાડતો ના, અને ગરીબ તેમજ તિમતને એક સરખો ન્યાય આપીને તારા રક્ષણ હેઠળ રાખજે

પહેલા તો હમેશા ખુદાતાલાને યાદ કરતો રહેજે અને સત્યને કદી છોડતો ના. ક્રોધ, એક જાતનુ ગાડપણ છે, માટે, તેને પી જજે અને ધીરજ રાખજે એકદિલ રાખીને ચાલજે, શરમ આબરૂ રાખજે, નાના મોટાનુ માન જાળવજે, પવિત્રતા જાળવજે, માબાપ, શેઠ તેમજ શિક્ષકને માન આપજે અને ભલે માર્ગે ચાલજે. શુમ અને કજુસ આદમીના કરતા ઉદાર આદમી ભલોજ છે

જે તડને ફડ જવાબ આપે છે તેના ઉપર ખુદાતાલા પ્રસન્ન છે. હમેશાં સ્પષ્ટ શબ્દોમાં તડને ફડ ખુલાસો કરજે. કોઇને ટળવળાવતો ના. બોલેલું વચન રદ થવા દેતો ના; પણ, ગમે તેવા સંજોગો વચ્ચે તે પાળજે.

આદમીઓને ખરાબ કરનારી, અપજશ અપાવનારી અને હાનિ પુગાડનારી કઇ કઇ ચીજો છે તે સાંભળ. પહેલાં તો જુઠું બોલવું તે. બીજુ, ચોરી કરવી ને ત્રીજું, જુગાર રમવો તે. ચોથું અપશબ્દો (ગાલ ગળોચ) બોલવા તે. પાચમુ, ક્રોધ કરવો તે. છઠું, પારકી સ્ત્રી ઉપર કુદ્રષ્ટિ કરવી તે. સાતમું, દગો ફટકો કરવો તે આઠમું, કોઇનું બુરું ઇચ્છવુ તે નવમું, ગર્વ (મગરૂરી) કરવો તે. દશમું, આપવડાઇ દેખાડવી તે. અગ્યારમું, ઠઠ્ઠા મશ્કરી કરવી તે. બારમું, આળસાઇ કરવી તે. તેરમુ, કોઇની પાછળ ભુંડું બોલવુ તે. ચૌદમું, લોભ લાલચ રાખવી તે. પંદરમુ, અસભ્યતા અને બેશરમપણું રાખવુ તે. સોળમુ, કોઇનો હક ડુબાડવો તે. સત્તરમું, કોઇનો માલ ચચાવી પાડવો તે. અઢારમું અદાવત રાખવી તે. ઓગણીશમું, નસુગ થવુ, હરીફાઇ કરવી, આદમીઓને ખોટી રીતે સતાવવાં, જાણીજોઇને દુખ દેવુ, વહેમી (શંકાશિલ) બનવું અને વચનનો ભંગ કરવો તે. આ સઘળી રીતિઓ ઇનસાનને નુકસાન પુગાડીને તેને દુઝખ (નર્ક) તરફ ઘસડી લઇ જાય છે. આ બધામા છેલ્લી ચાર ચીજો મહાબુરી છે.

સમસ્ત જગતનો કર્તા એકલો એક ખુદાતાલાજ છે; માટે, કોઇ પણ જાતનાં લોકોનાં ધર્મની તથા તેના પેગમ્બરની નિંદા કરતા ના; કેમકે, જો તેમ કર્યે તા, તેમા પાપ છે. માટે, હજારા નામોવાળો ખુદાતાલા તો માત્ર એકજ છે એમ જાણજે.

———

# લુકમાન હકીમે પોતાના વ્હાલાં ફરઝન્દને કહેલી સો અમૂલ્ય શિખામણો.

૧. હે, વ્હાલા બેટા ! તુ, ખુદાવન્દની મોહટાઇ અને મહિમા વિષે જાણકાર બનજે.

૨. તું પોતે, જે કંઇ ડાહપણ કે શિખામણના શબ્દો બોલે તે ઉપર પહેલો અમલ કરજે.

૩. જે કંઇ બોલે તે, તારી શક્તિ પ્રમાણે બોલજે

૪. માણસ જાતની કદર પીછાણજે

૫. બધા માણસોના હકને કબુલ રાખજે.

૬. તારી છુપી વાતો જાળવી રાખજે.

૭ સંકટ સમયે મિત્રની કસોટી કરજે.

૮. મ્હોટી પાતીના વખતમાં એક મિત્રની પરીક્ષા કરજે.

૯. એક અકકલ વગરના મૂર્ખા માણસથી દૂર રહેજે.

૧૦. એક ચાલાક અને ડાહ્યા પુરૂષને તારો મિત્ર બનાવજે

૧૧. દરેક શુભ કાર્ય કરવામાં ચીવ્વટાઇ અને ખંત રાખજે.

૧૨. સ્ત્રીઓનો વિશ્વાસ કરતો ના.

૧૩. શાંત અને ડાહ્યા આદમીનીજ સલાહ લેજે.

૧૪. તું જે બોલે, તે બરાબર વિચારીને પછીજ બોલજે

૧૫. તારી જુવાનીને એક ઇશ્વરી બક્ષેસ સમજજે.

૧૬. જુવાનીના વખતમા એવા કામો કરજે કે બન્ને દુન્યામાં ફાયદો મળે

૧૭. તારા મિત્રો અને ભાઇબંધો તરફ પ્રેમ દેખાડજે.

૧૮. મિત્ર કે શત્રુ બન્ને તરફ સમાન નજરથી જોજે.

૧૯. માતા પિતાને ધન દોલત સમાન ગણજે.

૨૦. ગુરૂને, પિતા કરતા પણ શ્રેષ્ટ ગણજે.

૨૧. આવકના પ્રમાણમાં ખર્ચ કરજે.

૨૨. દરેક કામમા મધ્યમપણું જાળવજે.

૨૩. ઉદાર અને સખી મનનો બનજે.

૨૪. મહેમાનોની પરોણાગત બરાબર રીતે કરજે.

૨૫. કોઇના પણ ઘરમા તું જાય ત્યાં, તારી આંખ અને જીભ કાબુમાં રાખજે.

૨૬. શરીર અને કપડાં સાફ રાખજે.

૨૭ મિત્ર મંડળમાં સર્વે સાથ ભાઇબંધીથી વર્તજે.

૨૮. તારા બચ્ચાઓને જ્ઞાન અને સભ્યતા શિખવજે, અને જો બની શકતું હોય તો તીરદાઝી તથા ઘોડે સ્વારી પણ શિખવજે.

૨૯. જ્યારે પણ તું બુટ કે મોજાં પહેરે ત્યારે જમણા પગથી શરૂ કરજે અને કહાડતી વખતે ડાબા પગથી પહેલાં કહાડજે.

૩૦. કોઇ પણ આદમી સાથે તુ કઇ કામ પાડે તો, તેની શક્તિનું પ્રમાણ જોઇને પાડજે.

૩૧ રાતની વખતે તું કઇ બોલે, તે, ધીમે અને નરમ અવાજે બોલજે, અને દિવસે બોલે ત્યારે, પહેલા, ચાર બાજુ જોઇને પછી બોલજે.

૩૨. તું કમતી ખાવાની, કમતી ઉંઘવાની અને કમતી બોલવાની ટેવ પાડજે.

૩૩. જે ચીજ, તું તારે માટે પસંદ નહિ કરે તે, બીજાને માટે પસંદ કરતો ના

૩૪ જે કામ કરે તે ડહાપણ અને યુક્તિથી કરજે

૩૫. જો તુ નહિ ભણેલો હોય તો, બીજાઓનો ગુરૂ (ઉસ્તાદ) બનતો ના

૩૬. તારી સ્ત્રી તેમજ છોકરાને તારા ભેદની વાતો કહેતો ના

૩૭. કોઇનું સારૂં જોઇને, તે ઉપર તારૂં દિન બાંધતો ના (યાને, તારૂં દિલ બાળતો ના)

૩૮ ભુંડી ઓલાદનાઓથી વફાદારીની આશા રાખતો ના.

૩૯. પૂરતો વિચાર કર્યા વગર કોઇ પણ કામમા હાથ નાખતો ના.

૪૦. કોઇ કામ નહિ કીધુ હોય તે, કીધેલું છે એમ સમજતો ના. (યાને, કીધુ નહિ કીધુ બધુ સરખુ છે એમ ના સમજતો)

૪૧. આજનું કામ, કાલ ઉપર રાખતો ના

૪૨. તારા કરતા મોટાઓ સાથે તોચ્છડાઇથી વર્તતો ના

૪૩. મોટા માણસો આગળ લાંબી લાંબી વાતો કરતો ના

૪૪. લોકોને ગુસ્તાખ (ઉદ્ધત) બનાવતો ના

૪૫. હાજતમંદોને નાઉમેદ કરતો ના.

૪૬. એક કજીયો કે જે, થઇ ગયોં હોય તેને પાછો યાદ કરતો ના.

૪૭. કોઇના ભલાંમાં તું તારો ભાગ પડાવતો ના.

૪૮. તારી માલમિલ્કીત દોસ્ત કે દુશ્મનને બતાવતો ના.

૪૯. સગાઓ સાથનું સગપણ તોડી નાખતો ના.

૫૦. જેઓ ભલાં હોય તેઓની નિંદા કરતો ના.

૫૧. તારી જાતને જોયા કરતો ના. (કેમકે પોતાનોજ વિચાર કરવાથી આદમી ગર્વિષ્ટ બને છે.)

૫૨. જો આખી મિજલેસ ઉભેલી હોય, તો, તું પણ બધાઓની માફક ઉભોજ રહેજે.

૫૩. બધી આંગળીઓ સાથે પસાર થવા દેતો ના (યાને, એકી વખતે મોટો કોળીઓ ખાઇ જવાની કોશેશ કરતો ના.)

૫૪. માણસોની હાજરીમાં દાંત કોતરતો ના.

૫૫. થુકતી વેળા અને નાક સાફ કરતી વેળા મોટેથી અવાજ કરતો ના.

૫૬. બગાસું ખાતી વેળા મોઢાં ઉપર હાથ રાખજે.

૫૭. કોઇની સામે અ વા મોઢાં આગળ આળસાઇ દેખાડતો ના.

૫૮. નાંકમાં આંગળું ખોસ્યા કરતો ના.

૫૯. બોલવામાં હલકા અને ટંટ્ટા મશકરીના શબ્દો બોલતો ના.

૬૦. એક આદમીને બીજાંની સામે, શરમીંદો બનાવતો ના.

૬૧. આંખો અને ભવાંથી ચેનચાળા (ઇશારા) કરતો ના.

૬૨. એક વાર બોલાઇ ગયલી વાત ફરી બોલવા માંગતો નાં.

૬૩. જે શબ્દો બોલવાથી ટંટ્ટા મશકરી થાય એવા શબ્દો બોલતો ના.

૬૪. તારી તેમજ તારા બેટાઓની વખાણ બીજાઓ આગળ કરતો ના.

૬૫. તું, સ્ત્રીઓ પેઠે શણગાર કરતો ના.

૬૬. કોઇ પણ વખતે તારાં છોકરાંઓની ઇચ્છા પ્રમાણે ચાલતો ના.

૬૭. જીભને કાબુમાં રાખજે.

૬૮. બોલતી વેળા હાથો હલાવ્યા કરતો ના.

૬૯. સઘળાં માણસોની આબરૂનું રક્ષણ કરજે.

૭૦. કોઇનું બુરૂં કરવામાં તું સામેલ થતો ના.

૭૧. મરણ પામેલાંઓની બુરાઇને યાદ કરતો ના, કેમકે, તેમાં કશો ફાયદો નથી.

૭૨. બની શકે ત્યાં સુધી કજીઓ અને દુશ્મનાઇ કરતો ના.

૭૩. તારાં શરીરનું બળ દેખાડવવાની કોશેશ કરતો ના.

૭૪. અનુભવી આદમી વિષે, વગર વિચારે શંકા લાવતો ના.

૭૫. તારૂં ભોજન, બીજાના સુફરા (ભોજન) ઉપર મુકીને જમતો ના.

૭૬. કોઇ પણ પ્રકારના કામોમાં ઉતાવળ કરતો ના.

૭૭. આ દુન્યાનો વૈભવ મેળવવા સારૂ તું કષ્ટમાં પડતો ના.

૭૮. જે કોઇ પોતાને બરાબર પીછાણતો હોય તેની સાથે ઓળખાણ પાડજે.

૭૯. ગુસ્સાના આવેશમાં જે કંઇ બોલે તે વિચારીને બોલજે.

૮૦. ડગલાની બાંય વડે નાક નુંછતો ના.

૮૧. સૂર્ય ઉગે ત્યાં સુધી ઉંઘી રહેતો ના.

૮૨. લોકોનાં દેખતાં ખાતો ના.

૮૩. રસ્તામાં મોટાં માણુસો ચાલતાં હોય તેઓની આગળ નીકળી જતો ના.

૮૪. બીજાં માણુસો વાત કરતાં હોય તેઓની વચ્ચે આવતો ના.

૮૫. ઘુંટણ ઉપર માંથું મુકી બેસતો ના.

૮૬. રસ્તે ચાલતાં ડાબી જમણી બાજુએ જોયા કરતો ના, પણ માત્ર જમીન તરફ નીચું જોઇનેજ ચાલજે.

૮૭. બનતાં સુધી જીન વગરનાં ઉંટ ઉપર સવારી કરતો ના.

૮૮. પરોણાઓની હાજરીમાં કોઇ પણ માણસ ઉપર ગુસ્સો કરતો ના.

૮૯. પરોણાઓને કામ સોંપતો ના.

૯૦. દીવાના અને ગાંડા માણુસો સાથે વાત કરતો ના.

૯૧. નકામા અને રખડતા રઝળતા આદમીઓ સાથે જાહેર જગ્યાઓમાં બેસતો ના.

૯૨. કોઇ પણ પ્રકારના ફાયદા અથવા નુકસાન કાજે તારી આબરૂને ખરાબ કરતો ના.

૯૩. કદી પણ ઉછાછળો કે મગરૂર બનતો ના.

૯૪. કોઇની દુશ્મની તારી ઉપર વ્હોરી લેતો ના.

૯૫. કજીયા કંકાસથી દુરજ રહેજે.

૯૬. છરી, વીંટી અને રૂપાં નાણા વગર રહેતો ના.

૯૭. તું, બને તેટલો વિચારવંત બનજે કે, તને અપજશ મળે નહી.

૯૮. હંમેશાં તારી પીઠ નમનતાઇથી વાંકી વાળેલી રાખજે.

૯૯. થોડાં ઉપર સંતોષ રાખતાં શિખજે.

૧૦૦. ખુદાતાલાને કાજે, સત્ય ઉપર ચાલીને, તારા દિલની બુરી વાસનાઓ સામે લડીને, દુન્યામાં ન્યાયથી ચાલીને, મોટાઓની સેવા કરીને, ગરીબો તરફ દયા બતાવીને, ભિક્ષુકોને દાન આપીને, ભાઇબંધો અને મિત્રોને સારી શિખામણ સંભળાવીને, દુશ્મનો તરફ ઉદારતા બતાવીને, અજ્ઞાનો સાથે ખામુશી રાખીને, અને વિદ્વાનો સાથે નમનતાઇ વાપડીને, તું તારી જીંદગી ગુજારજે. પારકી દૌલત ઉપર તારૂં દિલ લગાડતો ના; પણ, જ્યારે તે દૌલત તારી પાસે આવે ત્યારે, તું લેતાં અચકાતો ના, અને જ્યારે તે, ઘણા પ્રમાણમા આવે ત્યારે, તું તેને, સંગ્રહી રાખતો ના. બીજું એક, મેં જો કે, ત્રણ હજાર શિખામણો લખી છે, તેમાથી ફકત, ત્રણ મેં ચુંટી રાખી છે, અને તેમાંથી બે, તું હંમેશ માટે બરાબર યાદ રાખજે અને ત્રીજીને ભુલી જજે. એટલે કે સૃષ્ટિના પેદા કરનાર ખુદાવન્દને અને મોતને તું યાદ રાખજે, અને આ દુન્યામાં નેકી કરીને તે ભુલી જજે, (યાને, તેનો બદલો મેળવવાનો તું વિચાર કરતો ના.)

વધુમાં **લુકમાન હકીમ** કહે છે કે, હોઠ બંધ રાખવાના કરતાં મને તો બીજો કોઇ પણ સુખન વધુ સારો લાગતો નથી અને ચુપકીદીમા એવો તો અર્થ (ભેદ) સમાયલો છે કે જે, બોલાય એવો નથી.

ચુપકીદી, ઇનસાનના સીનાને રત્નના ખજાના સમાન બનાવે છે. આ ગુપ્ત રહસ્ય, મને મોતીના છીપ મારફતે જાણવાનું મળ્યું છે. એમ કહેવાય છે કે, **લુકમાન હકીમ**ને કોઇએ પુછ્યું કે, "સમજદારીનો અર્થ શું?" તેણે જવાબ આપ્યો કે, "તેના બે અર્થ છે. એક તો એ કે, તેનાં વડે આદમીમાંથી હુંપણું નીકળી જાય છે, અને બીજું એ કે, તેના વડે, આદમી પોતે, હુંપણામાથી છુટું થઇ જાયછે.

## મહાન ઇરાની કવિ અને સંત "ફરીદ-ઉદ-દીન અત્તાર"નાં અમૂલ્ય શિક્ષણો.

ફરીદ-ઉદ્દીન અત્તાર કહે છે કે, (૧) "હે! દયાળુ ખુદાતાલા, *ચયતાની વિચારોએ, મારા અજોઇમાં આગળ વધવાના માર્ગે,* બંધ કીધો છે, પણ, મને ઉમેદ છે કે, તારી માયા, વચ્ચે પડીને મારો માર્ગ ખુલ્યો કરશે. (૨) હું આશા રાખું છું કે, હું કબરમાં દટાઉં તે પહેલાં તું મારા બધા ગુનાહો ધોઇ નાખે. (૩) જે વખતે તું, મારા

બદનમાંથી મારો જીવ લઇ લે, તે વખતે મારા ઇમાનના નુર સાથે મને જેહાનમાંથી ઉઠાવી લેજે."

ભુંડી વાસ્નાઓ સામે લડવાનાં સંબંધમાં તેઓ કહે છે કે (૧) "ડાહયો આદમી તો તે કહેવાય કે જે, સદા ખુદાતાલાનાં શુક્રાના કરનારો હોય અને સાથે સાથે પોતાની વાસ્નાઓ ઉપર કાબુ રાખનારો હોય" (૨) "જે કોઇ પોતાનાં ગુસ્સાને પી ગયો, તે, "સ્વાન બાખ્તગી" યાને આત્માની મુક્તિ મેળવનારાઓમાંનો એક ગણાયો" (૩) "તે આદમી મોટામાં મોટો મૂર્ખો છે, કે જે, ભુંડી વાસના અને હવસી ખાહેશોની પુઠે દોડતો ફરે છે." (૪) "અય ઇનસાન, દરવીશીમાં યાને પ્રમાણિક ગરીબાઇમા રહેવું બહુ કઠણ છે; પણ તેના કરતાં વધુ સારી હાલત બીજી કોઇ નથી." (૫) "જે કોઇએ, પોતાની સરકશી યાને ભુંડી વાસનાને જીતી, તે, ડાહયા અને નેકનામ લોકોમાંનો એક થઇ ગયો એમ જાણવું." (૬) "તારી ભુંડી વાસનાને પરહેઝગારી વડે શિક્ષા કરતો રહે કે જેથી, તે, તને, સંકટમા નાખે નહિ." (૭) "જે કોઇએ, સામા આદમી ઉપર સીતમ ગુજારીને તેનું દિલ જખ્મી કીધું, તેણે, પોતાની જાતનેજ જખ્મી કીધી એમ સમજવું." (૮) "જે કોઇ, લોકોને દુઃખ દેવાનોજ વિચાર કરે, તે આદમી, છેવટે સઝા તરીકે રૂદન અને પસ્તાવોજ કરે." (૯) "માટે, અય ઇનસાન! કોઇના દિલ દુખવતો ના અને તેમ કરીને તારા ખુદાને (ભાગ્યને) સતાવતો ના." (૧૦) "જો તારામાં નેકી કરવાની શક્તિ નહિ હોય તો તું બદી તો કરતોજ ના અને તેમ કરીને તારા તનને અત્યંત સંકટમાં નાખતો ના." (૧૧) "ધ્યાન રાખજે કે તું કોઇની બદગોઇ (નિંદા) કરે નહિ; નહિ તો, તું તારા હાથ પગોને, બંધમાં ગીરફતાર કરશે યાને ગુનેહગાર બનશે." (૧૨) "જે કોઇની જીભ નિંદા કરવાથી બંધ રહેતી નથી, તેવો આદમી છેવટે સઝામાંથી છટકી શકતો નથી."

ચુપકીદી જાળવવાના ફાયદાઓનાં સંબંધમાં તેઓ કહે છે કે (૧) "અય ભાઇ! તું જો ખુદાતાલાનેજ મેળવવા માંગતો હોય તો તેનાં ફરમાન વિના તું તારો હોઠ પણ ખોલ ના." (૨) "અય ઇનસાન! સારી શિખામણો સાંભળ અને જો તને મુક્તિજ જોઇતી હોય તો, મૌન યાને ચુપકીદી ધારણ કરજે." (૩) "જે કોઇ અતિશય બોલે છે તેનું દિલ બીમાર બને છે." (૪) "ડાહ્યાઓનો ધંધો તો ચુપકીદીજ હોય છે;

જ્યારે, જાહેલ આદમીઓનું કામ લુચ્ચાઈપણું હોય છે." (૫) "જુઠાણું અને નિંદાના કરતાં તો ચુપકીદી વધુ સારી છે. જે કોઈ જુઠું બોલવાની ખાએશ રાખે છે તે, મૂર્ખ છે." (૬) "ઘણુ બોલવાથી યાને અર્થ વગરનું બેહુદું બોલવાથી, દિલ મરવા પડે છે, પછી, ભલેને તે બોલનારનાં વચનો, ઇડનનાં કિંમતી મોતીઓ સમાન કાંય નહિ હોય" (૭) "જે કોઇ, છટાબાજ બનવાની કોશેશ કરે છે તે, પોતાનાં દિલનાં ચહેરાને જખ્મી કરે છે." (૮) "જે કોઇ પોતાની ખામીઓથી વાકેફ બને છે તે, પોતાના રવાનનું યાને આત્માનું કૌવત વધારે છે."

**શુદ્ધ અને પવિત્ર ભક્તિનાં સંબંધમાં તેઓ કહે છે કે,** (૧) "જે કોઈ ખરો ઇમાનદાર હોય છે તે, ચાર ચીજોને પવિત્ર ગણે છે. (૨) પહેલા તો હે ભાઇ! તારે તારા દિલને કપટ યાને દગાથી ખાલી કરવું જોઇએ અને તે પછી તારી જાતને ધર્મી તરીકે ગણ (૩) તે પછી તારે તારી જીભને અસત્ય અને નિંદાથી નિરાળી રાખવી જોઇએ; જેથી તારું ઇમાન ડામાડોળ થશે નહિ. (૪) જો તું તારી ભક્તિને ઢોંગ યાને દગાથી નિરાળી રાખશે તો, તારાં ઇમાનનાં ચેતનમાં રોશનીનો વધારો થશે. (૫) તેમજ જો તું તારું પેટ હરામના ખોરાકથી ભરશે નહિ, તો, ખચીત્, તું ઇમાનદાર બનશે અને શાંતિમાં રહેશે. (૬) જે કોઇનામાં ઉપલા સદ્ગુણો હોય તેજ ઉમદા મનુષ્ય કહેવાય, નહિ તો કે તે સદ્ગુણ વિનાનો આદમી ડામાડોળ ઇમાનવાળો ગણાય. (૭) જે આદમીનું બાતેન યાને દિલ હરામી એટલે દુન્યવી વસ્તુઓને લીધે પતન થયેલું હોય, તેનું રવાન (આત્મા) આકાશ તરફ ઉંચે ઉડી શકતું નથી. (૮) જે જેની બક્ષિશ, અખત્યાર યાને પાકીઝગી હોતી નથી, તે આદમી, ખુદાતાલાનાં ખાસ બંદાઓમાંનો એક ગણાતો નથી."

**ધાસ્તીભરી ચીજોથી દૂર રહેવાનાં સંબંધમાં તેઓ કહે છે કે,** (૧) "અય ઇનસાન! ચાર ચીજ ધણી ધાસ્તીભરી છે, માટે, તેનાથી બને ત્યા સુધી દૂર રહેજે. (૨) જાહેલોની દોસ્તી, બુઢાઓ સાથની મિત્રતા, કન્યા તરફનો મોહ, અને સ્ત્રીઓ સાથની મોહબ્બત. (૩) જાહેલો સાથની દોસ્તી, એ બળતા આતશ સમાન છે અને બુઢાઓ સાથની મિત્રતા, રવાનને હાનિ કરનારી છે. (૪) આ દુન્યા, સાંપની માફક પોતાની અંદર ઝેર ધરાવે છે, જો કે તેનો બહારનો દેખાવ તને

ખેંચાણકારક અને શણગારેલો જણાશે. (૫) તે (દુન્યા) બહારથી તને જો કે સારી અને સુંદર દેખાશે, છતાં, તેનાં ઝહેરથી તારાં રવાનને તો હાનિજ પુગશે (૬) આ સાંપ (રંગબેરંગી દુન્યા)નું ઝહેર, ઘણું જીવલેણ છે; માટે જે સમજદાર હોય છે તે તો એનાથી દૂરનો દૂરજ રહે છે. (૭) આ ઘરડી ઓરત (દુન્યા) પોતાને, પરણતી કન્યા સમાને શણગારે છે અને બે બે દિવસે નવા ધણી સાથે પરણવા માંગે છે. (૮) (જે આદમી આ ઘરડી સ્ત્રીથી (દુન્યાથી) દૂર ખસી ગયો અને તેણીની તરફ પીઠ ફેરવીને, તેણીને ત્રણ વાર તલાક (ફારગતી) આપી, તેજ ખરેખરો ભાગ્યશાળી ગણાયો. (૯) પહેલાં, આ ઘરડી સ્ત્રી, (દુન્યા) હસ્તાં હસ્તાં પોતાનાં હોઠો પોતાના ધણીને દેખાડે છે; અને તે પછીથી પોતાનાં દાંતો વડે તેને જખ્મી કરીને મારી નાંખે છે."

**નચિંતાઇમાં રહેવાનાં સંબંધમાં તેઓ કહે છે કે,** (૧) "અય ઇનસાન! જો તું નચિંતાઇમાં રહેવા ચાહતો હોય તો, તે, ચાર ચીજ વડે મળી શકશે. (૨) પહેલાં તો તારાં કુટુંબમાં સુલેહ અને દોલત હોવી જોઇએ. તે પછી તંદુરસ્તી અને શાંતિ હોવી જોઇએ. (૩) જ્યારે દોલત મારફતે તને, શાંતિ સંપાદન થશે, તો પછી, તને, નચિંતાઇ દેખાવા માંડશે. (૪) તે બાદ જ્યારે, નચિંત જીવને લીધે તને તંદુરસ્તી મળશે, તો તે પછી, તને દુન્યામાં બીજું કશું મેળવવાનું રહેશે નહિ. (૫) પણ તું, બને ત્યાંસુધી તારી ભુંડી વાસનાઓને બ્હાર આવવા દેતો ના, જેથી તું, તેની જાળમાં સપડાશે નહિ. (૬) ભુંડી વાસનાના જુસ્સાને તારા પગ તળે કચડી નાંખજે; અને એવું કરજે કે, તારૂં રવાન (આત્મા) તેની ઉપર ઝાઝું ધ્યાન આપે નહિ. (૭) હલકી જુસ્સાઓ અને ભુંડી વાસનાઓ, તને ઇશ્વરી માર્ગમાંથી દૂર ખેંચી જાય છે કે જેથી તું નાશના કુવામાં પડે (૮) માટે, ભુંડી વાસનાનું માથું હમેશા છુંદેલુંજ રાખજે અને તેને હલકી પાડીને બને ત્યાં સુધી હલકી ચીજોથી (મલિન વિચારોથી) દૂર રાખજે. (૯) જે કોઇ પોતાની ભુંડી વાસનાને સંતોષે છે, તે આદમી, તેને પાપ કરવા હિંમતવાન બનાવે છે. (૧૦) તારાં ગળાંને, (જીભને) બધી સ્વાદિષ્ટ વસ્તુઓથી દૂરજ રાખજે કે જેથી તું, આફત અને ગુનાહમાં પડે નહિ. (૧૧) તારાં હોજરાને ખાધ ખોરાકથી ઠીસોઠીસ ભરીને તેને, ઉંવાનનો તમેલો બનાવતો ના. (૧૨) ઓ ભાઇ! તું આ દુન્યામાં હંમેશાં રહે-

વાનો નથી તો પછી શા માટે તું તારૂં દિલ આ દુન્યા ઉપર બાંધે છે? (૧૩) અય ફકીર! (કવિ અત્તાર પોતાને કહે છે) તું તારાં શરીરને ના શણગાર કે જેથી તારૂં અંતઃકરણ ચંદ્રસમાન પ્રકાશિત બને. (૧૪) લોભને તજી દે, અને ખુદાનો ભકત બન અને જો તું જીવવાજ માંગતો હોય તો ઠીંગડાં મારેલાં વસ્ત્રોથીજ તારાં શરીરને સજ. (૧૫) તારી ખાંધપર ઠીંગડાં મારેલાં ઉનનાં વસ્ત્ર ધારણ કર અને નિરાશાનું શરબત પીએ. (યાને દુન્યામાંથી ભલાઇની આશા રાખતો ના) (૧૬) હે ભાઇ! જો તું ઉનનાંજ વસ્ત્રો પહેરવા ચાહતો હોય તો પહેલાં તારાં દિલને, કીનાથી સાફ કર. (૧૭) જો તું આખરે સદ્‌ભાગી બનવા માગતો હોય તો, એવાં વસ્ત્રો પહેરવાનું તજી દે. (૧૮) કેમકે, ખુદાઇ રાહ પર ચાલનારને, આ દુન્યવી જીંદગીથી કશો ફાયદો મળતો નથી; તેમજ તેને મરણની બ્હીક પણ લાગતી નથી.”

**ખરાં સુખવાસી આદમીઓનાં સંબંધમાં તેઓ કહે** છે, (૧) “ભાગ્યશાળીપણાની, ચાર નિશાન છે અને જેનામાં તે હોય છે તે, ખરેખર માનિતો છે. (૨) પહેલાં તો તે આદમી પવિત્ર બુન્યાદનો હોવો જોઇએ; કેમકે, બુરી તોખમનો આદમી તાજે તખ્તને માટે લાયક ગણાતો નથી. (૩) ખરાં ભાગ્યશાળી આદમીને સાચ્ચો સલાહકાર મળવો જોઇએ; કેમકે, જેને બુરી સલાહ મળે છે તે, સંકટમાં સપડાય છે. (૪) જે કોઇ ઇશ્વરી કોપથી નિર્ભય રહે, તે આદમી ખરેખરો દીનદાર નથી; પણ, એક કાફેર (દરવન્દ) છે. (૫) હે ભાઇ! આ દુન્યવી જીવન થોડા દિવસ કરતાં વધુ વખતનું નથી. આ બાબદ વિષે, જે આદમી દરઅંદેશ નથી, તે સાવ મૂર્ખો છે. (૬) તારે દુન્યવી મોજશોખો તો છોડવાજ જોઇએ અને સાહેબ દેલાન સાહેબોની દામન પકડીજ જોઇએ. (૭) પાંચ ઇંદ્રિયોનાં વૈભવ તથા મોજશોખની પુંઠે ના જા અને આ નાશવંત જગતની મોહમાયામાં ના પડ. (૮) છેવટે તને મરણ પામવાનું છે તો, શા માટે આ દુન્યાની જંજાળો માથે ઉઠાવે છે? (૯) જેવો તારો જીવ, આ ખાકી કાયામાંથી ઉઠાગરી કરશે કે તુરતજ તારાં હાડ માસ મટીમાં મળવા માંડશે. (૧૦) છેવટે, તને મરી જવા વિના તો છુટકોજ નથી અને તારો રાહઝન, (તને આડે માર્ગે ઉતારનાર) તારાં ભુંડાં મન સિવાય બીજો કોઇજ નથી.”

નમતા અને દરવીશો (ભપો લોકો) નાં સંબંધમાં બોલતાં તેઓ કહે છે કે, (૧) “હે ભાઇ! જો તારામાં અકકલ સાથે ડહાપણ

હોય તો, તું દરવીશ (અષો આદમી) બન અને દરવીશોની સાથે બેસ. (૨) દરવીશો સિવાય બીજા કોઇની પણ સાથે તું મિત્રતા રાખતો ના અને બને ત્યાં સુધી તેઓની નિંદા કરતો ના (કેમકે દરવીશોની નિંદા કરવાથી નિંદકનું રવાન હેજાબ અને હોવ્યતમાં વધુ ગીરફતાર બને છે). (૩) દરવીશોની મોહબત, સ્વર્ગમાં જવાની ચાવી છે. અને તેઓના દુશ્મન ઉપર છેવટે લેઆનત પડે છે."

**મુફલેસી અથવા બદબખ્તીનાં લક્ષણોનાં સંબંધમાં તેઓ** કહે છે કે, (૧) "હે ભાઇ! દુર્ભાગ્યનાં ચાર લક્ષણો છે. અજ્ઞાનતા, આળસાઇ, નીચપણુ અને નિરાધારપણુ. (૨) જે કોઇ એબાદતનાંજ વિચારમાં મશગુલ રહે છે તે ખરેખર ભાગ્યશાળી આદમી છે. (૩) જે કોઇ પોતાની ભુંડી વાસના તૃપ્ત કરવાનોજ વિચાર રાખે, તે, પોતાના હવસી જીવ સાથે કેમ લટી શકે? (૪) શયતાની ખાહેશો અને બુરી ઇચ્છાઓથી તારૂં મો પાછું ફેરવ અને તે પછી ખુદાની દરગાહ-તરફ આવ. (૫) દુન્યવી મોજ શોખથી છેવટે નિરાશ થવું પડે છે. અષો આદમી તો સદા ભલાઇ તરફજ પોતાનું કદમ મુકતો રહે છે. (૬) હે ભાઇ! જો તું ધર્મશાસ્ત્રોનાં ફરમાનો તેમજ મનાઇ હુકમો જાણતોજ હોય તો પછી તું પલીદીભરેલી (દુર્ગંધી ચયકચતી) વાસ્નાઓની પાછળ ના જા, (૭) **બીકટ પરહેઝગારીના પાળનનાં સંબંધમાં તેઓ** કહે છે કે, (૧) "હે ભાઇ! જો તું સરફરાઝ બનવા ચાહતો હોય તો, મોજશોખનો દરવાજો બંધ કરજે. (૨) જે કોઇ મોજશોખનો દરવાજો બંધ કરે છે તેના દિલમાં સ્વર્ગના સુખનો દરવાજો ઉઘડે છે. (૩) હે ભાઇ! જે કોઇ ખુદાતાલા વિના બીજાનું નામ લે, તેના કરતાં દુન્યામાં વધુ ગુમરાહ બીજો કોણુ હોય? (૪) હે ભાઇ! માનમરતબાને છોડી દે અને ખુદાતાલાની દરગાહનો લાયકનો બન. (૫) દુન્યવી માનમરતબો, તને તુચ્છ બનાવીને માત્ર શરીરને શણુગારવાનીજ બુદ્ધિ તને આપશે. (૬) જે કોઇ મોટી પદવી અને વૈભવ શોધે છે, તે, ધિક્કારને પાત્ર બને છે; માટે, હે ભાઇ! તું તો ખુદાતાલાની દરગાહનોજ શોધનારો બન. (૭) ભુંડી વાસનાઓ છોડી દેવાથી જીવ (શરીર) નબળું બને છે. નાદાન આદમીને માટે એવીજ મઝા વાજબી હોય છે. (૮) જેવો તું ખુદાની યાદથી નફકરો બને છે કે તુરતજ ભુંડી વાસના તારી અંદર કાયમ થાય છે. (૯) જે કોઇ ખુદાતાલાપર મદારત બાંધે છે તે તો, માત્ર એક નપાલાથી (કોળીયાથી) સંતોષિ રહે છે. (૧૦) તને જે કાંઇ રોજી મળે તે ઉપર સંતોષ પકડ અને જો કશું પણ નહિ મળે તો, ખુદાતાલા પાસે માંગ."


સમાપ્ત.

## નીચલી બાબદ ખાસ કરીને વાંચી જજોજી.

આ પુસ્તકના કર્તા તરફથી, આ અગાઉ, નીચે મુજબના બે પુસ્તકો બહાર પાડવામા આવ્યા છે, જે, ખરીદી વાંચી જવાની વાચક વર્ગને અરજ કરવામા આવે છે ૧ ફ્રાંગી 'મોનાજાતોનો ખુનાસો' કીમત આના ૪ મળવાનુ ઠેકાણુ જે બી કરાણી એન્ડ સન્સ વોરાબજાર સ્ટ્રીટ, કોટ મુંબઇ ૨ શાહ યઝદગર્દ શહેરયારનો સંપૂર્ણ કરૂણારસિક કિસ્સો મી ટ કીવેની ઘણીજ સુંદર અસલ ફારસી એબારતમા, સંપૂર્ણ ગુજરાતી તરજુમા, અંગ્રેજી મીનીએ, તેમજ સ્કેચીસો સાથે. કિંમત રૂ ૧ાા પણ હાલમા ઘટાડેલી કીમત રૂ ૧

## જરથોશ્તી ધર્મ જ્ઞાનનો અવિસ્તા કલાસ

આ પુસ્તકના કર્તા તરફથી, છેલ્લા ત્રણ વર્ષ થયા, ગ્રાન્ડરોડ પર સુપર સીનેમાની બાજુમા આવેલી ધમપીરીઅન હાઇ સ્કુલમા દર માસે રૂ ૧ ની ફી સાથનો દર ગુરૂવારે સાંજના ૬ થી ૭ા સુધી અવિસ્તા ભાષાનો એક ક્લાસ ચલાવવામા આવે છે અને તેમા, સૌથી મોતેબર મઝદયસ્નિ-ઝરથુસ્ત્રિ દર્શનની ગુહ્ય અને ઉંડાણ ફિલસુફી તેમજ ખુબીઓ યથાશકિત સમજાવવામા આવે છે તથા નાના મોટા વિધ્યાર્થિ ભાઇબહેનોને ખુદ "દીન દબીરેહ" યાને અસલ અવિસ્તા લીપીમા વાંચતા તેમજ લખતા પણ શિખવવામા આવે છે. જે જરથોશ્તી માબાપો એમ ચાહતા હોય કે, તેઓના બેટા બેટીઓ, ધર્મિષ્ટ સંસ્કૃષ્ટ ઉંચા ચારિત્ર (Character) વાળાં તેમજ દીનદાર સદ્‌ગુણી, નીતિમાન સતવાદી તથા કુટુંબ કબીલાને, કોમને અને મઝહબને દીપાવનારા તથા માબાપની આબરૂ હજરતમા વધારો કરનારા નીવડે તેઓએ, પોતાના ફરજંદોને જરૂર જ ઉપલા "અવિસ્તા ક્લાસ"માં મોકલવા તેમજ મોટી ઉમરના જરથોસ્તી નરનારીઓએ પોતે સુધા ઉપલા ક્લાસમા ચાલુ હાજરી આપી સર્વાંગ જરથોસ્તી દીનની તેમજ જરથોસ્તી ક્રિયાઓ અને તરીકતો તથા વિવાજો અને રાહોરસમની અનેક ખુબીઓથી વાકફ બનીને આ દુન્યા ખાતનો ફેરા સફળ કરીને મીનાઇમા સુર્ખરૂ આગળ વધવાની કોશેશ કરવી


VIDYA